૩૬૪૫

# ગુલશીરીના:

## ઇરાનનો છેલ્લો શાહજાદો.

---

બનાવનાર

## રૂસ્તમ ઇરાની.




**કીંમત રૂપીઓ દોઢ.**

---

જેહાંગીર બે. કરાંણીના સ્ટેન્ડર્ડ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.
ના. ૧૭ તથા ૧૮ પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

# સાંકળિયું.

---

---

# ગુલશીરીના: ઇરાનની છેલ્લી શાહજાદી.

## બાબ ૧ લો.

હોનારતની આંટીમાં અટવાયલો જાન,
જાદા કોશેશ કરતાં થાય જાદા હેરાન.

ઇરાનમાં મુસલમાન હકુમત ને હોકમ ને અમલ ચાલ્યા દરમ્યાન પેહલી હીજરી સદીમાં જરથોસ્તી મહજબની પ્રખ્યાત શાહાનશાહી રાજધાણી આદરબીજાનની વડી દસ્તુરાઇ ઉપર દસ્તુરાન દસ્તુર દાદ નામનો દીન-આઇનની કરીઆ ને ભણતરેથી પુર્વિણ વડો દસ્તુર નેમાયો હતો. આ દાનાવ દસ્તુર મોટી બુઝોર્ગ ઉમ્મરે પોંહોંચેલો, કદે લામ્બો એક પીરાન પીર, હતો. તેનો ચેહેરો જૈફીના સબબે ઝાંખો પડ્યા છતાં ઓર યજદી ઝલ-કાટથી ઝલકતો, જોનારી આલમને ઇજત નવાજવા સારૂ ગોયા હોકમ કરતો હોય એવો રોબ મારતો હતો. તેની દીન આઇનના બારીક અભ્યાસમાં ચકચુર રહેતી ચશ્મો આજ પણ જવાનીના વખ્ત મીશાલ ચંચલ ને ચલકાતમંદ હતી. આ બુઝોર્ગ દસ્તુરને આ ફાની ને તરેહવાર રંગ બેરંગ થતી દુન્યાની શર્દી ગર્મી રૂતું દરમ્યાન સીતેર મોહશમો ગુજર્યા છતાં તેના મન ને મગઝની મોહસમને કોઇ તરાંહની અલવલ આવી હતી નહી. તેના શોખન રાસ્ત ને રવાદારકી વનાના, જ્યારે પણ તેનું મત કે મસ-લહત પુછવામાં આવે ત્યારે, હમેશા એક સમાન જાહેર આવતા હતા. તેની ખશલત ને ખાસ્યત એકમાર્ગી હતી. તે આ બુઝોર્ગ ઉમ્મરે હાલમાં એક ચોકસ કામ માત્ર મોટા જમશેદના વખ્તની જાહાનુમા જામ (નજુમની વીદ્યા) જે દરમ્યાન નેધા કરતાં જેહાનની અગમ-નીગમ ને હોનારત માલમ પડી આવતી હતી તેના અભ્યાસમાં ગુંટાઇ ગયો હતો. પવિત્ર ગાથા ને જંદવાનીના ઇલ્મ દરમ્યાન તે એટલો તો માહેતગાર બની ગયો હતો કે તે જમાનાના તમામ જરથોસ્તી મહજબના પોથા જલી ભસ્મ થાય તો તેની ફરી હસ્તી આશ્કારા કરવાને તેને કસો વીલંબ લાગે નહીં. ભુગોલ ને ખગોલમાં તેનો તે જુના જમાનામાં જોડયો હતો નહીં એટલુંજ પણ જેટલું તે જાણુતો હતો તેમાંનું અર્ધ પણ હાલ કોઇને જાહેર પડયું નથી. જો કોઇ કાતેલ હોનારત નીપજી તો આ દસ્તુરાન

દસ્તુર નજુમથી તે ભેદ પામી તેના ઉપાયનો મર્મ જાણી સેજેજ અજલના પંઝાથી પેલા હોનારતના પેંજે ફસાયલાનો છુટકો કરી શકતો અને નવી જીંદગી દરમ્યાન પેલાની ઉમેદનો શીતારો ઝલકાવી આપતો હતો. તે દસ્તુરના બાબમાં આ મત આદરબીજાનની આલમે બાંધ્યું હતું કે તે ગોયા બંદગીમાં અમર કાયા દસ્તુર પેશુતન, આગાઇમાં હકીમાન હકીમ આગાઇનો જાણનાર જામાસ્પ ને અજલને ફેરવવામાં મોટો કયાની જમશેદ છે. સીમ્યું ને કીમ્યું તે પાસ એટલી તો નીજીવતા ધરાવતું હતું કે તેના આદરબીજાનવાલા દરેક એરવદ ચેલાઓ તેનેથી તે શીખી જાણીતા થયા હતા. તે દસ્તુરનો ઇલ્મ એટલો હદબાહેર કહેવાતો હતો કે તેની તારીફ હાલના જમાનામાં નહી મનાય એટલી હદ લગી પોંહોંચી વલે છે કે ઇસ્મે આઝમનો ઇલ્મ તેની ફરતી આંખના પલકારા ઉપર પોતાનો હીસાબ એવી તો અજાયબ હીકમતથી કરી લેતો કે મરજીને તે જ્યાં પણ ચાહે ત્યાં ઠેડવી પોતાનો કાબુ વખણાવતો હતો. આ રવેસ તે આ ફાની પૃથ્વી ઉપર કાબુ ધરાવતો હતો તોપણ તેની સાદાઇ ને તવકકોલ ને શોકર ગુજારી દરેક મગરૂર આપખુદી ચલાવનારા શાહાનશાહને શીખવા લાયક હતી. આ રવેસના પાક યજદી ઇલ્મ ને ઇસ્મ ધરાવનાર કાબુમંદ દસ્તુરાન દસ્તુર દાદ ગુસ્તાસ્પ હતો. ઇરાનની પાદશાહી તારાજ થતી ને યજદેજર્દ શેહેરયારની અજલ તેણે નજરેનજર જોઇ હતી. તેણે રૂસ્તમ ફરૂખજાદને સાદ બીન વાકસની શમશેરનો જરબ ખાઇ ખુનખાર મેદાનમાં ઇરાની ને ઇસ્લામી લાવલશકર વચ્ચે બેજાન પડેલો જોયો હતો. ઇરાન હારવાની જંગમાં દસ્તુર દાદ જરથોસ્તી ધર્મનો એક પવિત્ર જુન્દો લઇ તે જંગમાં એક તર્ફથી બીજી તર્ફ લડાયકો ને દલેરોમાં જંગના શુરવીર કલામોના ગજાવા સાથ જવાંમરદી ને જહનુન વધારયો ગયો હતો પણ માહોમાહેના મીનાકેસા ને આપસ આપસની અંટસે જે નાશ નીપજવો જોઇએ તેજ નીપજ્યો ને અસલી ઇરાની શાહાનશાહાત ગોયા ધરતીકંપથી કોઇ માહાન દેશ ગર્ક જાય તેવો ભાસ રંગ મચી જેહાનના તખ્તા ઉપરથી ભુસાઇ ગઇ. જાણે તે શાહાનશાહાત અજલ પામી આસ્માન ઉપર અજમતી આત્મા મીશાલે ઉડી ગઇજ. દસ્તુર દાદે આ વખ્ત ઘણી તરતીબો વાપડીને ફોજો ને લશકરો જમાવ કરી દુશ્મનના દોર ને કેહેરનો છેડો લાવવા ચાહ્યું પણ આદમીની ઉમેદ ને ખુદાનાં ભેદમાં હમેશાં આસ્માન જમીન જેટલો ફરક હોય છે તેમ ખુદાની મરજી દુશ્મનને જીત ને જશમાં ખુશાલ રાખવાની હશે તેથી દસ્તુર દાદ પોતાની જાંફેશાનીમાં નીરાસ થયો. તેની ચાહેલી ઉમેદ બરબાદ ગઇ. તે છેક ઉમેદથી લુટાયલો ને દુશ્મનના

લશકરથી માર ખાઇ તદન ગીર્દાપેજ થયલો ખુનખાર મેદાનથી મધરાત્રને સમય પોતાના જુજ મોબેદ સીપાહો સાથ ઉગત રાહે આદરબીજાન તર્ફ નીકળી ચાલ્યો હતો.

દસ્તુર દાદ, પોતે પણ એક પુરાના પાદશાહી તુકમનો શાહજાદો હતો. તેથીજ તે શાહાનશાહાત નહી ગુમાવી દેવા ખાતર લડવામાં જેટલી પણ મદદ ને કુમક તેટલી તમામ ખપી ગયા આગમજ હટયો નહી હતો. પણ જ્યારે તે જંગથી નાશીપાસ ને શાહાનશાહાતથી હાથ ધોઇ નાહાસવામાંજ પોતાની જીંદગીની સલામતી સમજ્યો ત્યારે તેણે એક અવલ ખ્યાલ નકી કરયો. કમબખ્ત શાહાનશાહ શેહેરયારના ખાનદાનની એક શાહજાદી ને તેનો મહેલ તેની નાહાસ પછે દુશ્મનના સરદારનો પેહેલો ભોગ થઇ પડશે. તે શાહજાદીને પોતાને અસ્તક લઇ કોઇ પાહાડી કીલ્લામાં બચાવી અનકુલ વખ્તે તેને ઇરાનનું રાજ ને તાજ સપુર્દ કરવું ને શીહા થયલી ઇરાની આલમનો અમલ જેહાનમાં ફરી આસ્કારા પાડવો.

આ ખ્યાલે તે રએ શેહેરના એક ભાગમાં જ્યાં પાદશાહી મહેલ હતો, તે તર્ફ અવલ ગયો અને ત્યાંના હજારો સીપાહ મર્દોની ચોકી પહેરાથી છટકી મેહેલમાં ધુસ્યો, તો તેની નેગાહે તેનું મગઝ હેરત કરયું. ત્યાં એક આતસી ઝલકાટની શાહજાદી, જેની નવ દસ વર્ષની એવી ખુબસુરતી હતી કે તે પાસ રીદા દીલ થયલી મગરેબની મેહબુબો હાથ બક્ષ કરી ઉભી રહેલી અને ખીદમત બજાવ્યામાં તનમનથી મશગુલ થયલી હતી. અરે તે શું ખુબસુરતી, જાણે આસ્માન ઉપરથી આબેહુબ ઝલકાટમંદ પરી, જેના ચેહેરાની ચદર થવાને પણ ચાંદ પોતાની ચાંદણી સાથ ખસ્યાણો પડી જતો હોય અને રૂખશારા એવા અજાયબ ગુલરંગ કે ત્યાં વારંવાર આવતા પતંગોને ઉડારવાને જનાબ રહેલી નાજનીનોને ઘણી જેહમત પડતી હતી. અરે તેની ઝલકતી પુછસ્યા તારા જેવી લાંબી ડોક ને તે ઉપર ઠરેલા માહ નુર ભરેલો ગોલા જેવું મુખ અને તે મુખમાં સોહીલ સીંતારાના ઝલકાટને અદેખાઇ ઉપજે તેવી ઝલકતી જડાયલી ચશ્મો, તે જોતાં દસ્તુર દાદની આખમાં આતશના સોહાલા પડ્યા. તે મનમાં બબડયો "અરે આ રવેસ યજદી ઝલકાટને તક્કર મારનાર શાહજાદીનો નશીબો શું વેરાન ને બ્યાબાનની વેઠ ખેંચવા અને પોતાના બાપદાદાના મહેલ ને મોજ ને ખજાનાથી બાતલ થઇ જવા સરજેલો? અફશોસ, ઓ પયમબર જરથોસ્તને રાહના દેખાડનાર યજદાન તેં અમારી પાયામાલી છેક એટલી આફત ભરેલી કરીછે." આ વીચારમાં છે તેટલાં ત્યાં મીજલસમાં એક ઇરાની સ્વારે દાખલ થઇ એક રૂકો મેલ્યો. તે લઇ તે શાહજાદી પાસ બેહેલા

જૈફ વઝીરે વાંચ્યો કે સર્વના મુખનો ઝલકાટ ઉડી જઇ ઉજલાં બર્ફના ગોલા થઈ ગયા. 'દસ્તુર દાદ ઉગત રાહે નાહાઠો' એ તે રૂકાની એક લીટી માત્ર ત્યાં આફત ને દેહસતનો વરસાત વરસાવાને બસ હતી. પણ આ વખત વધારે નાપાક કે દરામનો નીવડે તે આગલ તે શાહાજાદી સામે દસ્તુર દાદ પોતે હાજર થઇ નમી બોલ્યો:-ઓ ઇરાની શાહાનશાહતના સર! ઇરાનની પાયામાલી થઇ છે, પણ ઓ ઇરાની આલમના રોશન માહાતાબ, તમો અગર મારી સાથ આવી જ્યાં લગી જોહાન ઇરાનને ભુસી નાખવાને તલપેછે ત્યાં લગી કોઇ બચાવ કરનારા છુપા કીલ્લામાં એકાંત ભરાઇ રહો તો મને આપણી શાહાન-શાહત મેલવવાને હક નવાજેશ થાયછે. ઇનશાલાતાલા કોઇ બખતાવર રોજે ઇરાનની પડી ભાગેલી શાહાનશાહાત ફરી ઉઠી ઉભી કરનારનો નશીબો તમારા દસ્તમાં છે. મ્હારૂં માનો તો અબ ઘડી આ મહેલની કનેકની ઉઠાવી કોહેસ્તુમને કીલ્લે ચાલો. હું એક ત્યાં પવનથી પણ આગળ જઇ પોંહોંચવાની ઉગટ રાહ જાણુંછું. બામદાદની શીકલનો નકશો ખેંચાયા આગળ આપણો સંગ ત્યાં જઇ તે કીલ્લાનો કબજો લેશે. દુસ્મન જો કે હાલ હરીફો વનાના જ્યાં ત્યાં શેહેર ને ગામમાં ધાર પાડશે પણ જે ખરાબી કરીને નામદારી મેલવવાને બની આવે તે વાત એટલી અટકી છે કે તેઓને ગરીબ રૈયતની પાયામાલી કસ્યામાં મોટી ખેજાલત પોંહોંચશે.

દલેર દસ્તુર દાદના આ શોખનો એટલા અશરકારક થઇ પડયા કે રએ શેહેરની શાહજાદી પોતાના તમામ ખજાના ને ખટલા સાથ તેને સ્વાધીન થઇ. સઘલું લશકર પલવારમાં તમામ ખજાનો ને હથ્યાર લઇ પેલી ઉગટ રાહે દસ્તુરે ચલાવ્યા પ્રમાણે ઉતર્યું. બામદાદમાં કોહેસ્તુમનો કીલ્લો દસ્તુરે પોતાની શાહાજાદી ને તેના લશકરને સોંફ્યો. ત્યાં વળી બીજી બાહદુર ફોજ ને જોઇતી ખોરાકી મેલી અને એ પ્રમાણે શાહાનશાહાતના હકનો સત્તા ખેલી તે ત્યાંથી આદરબીજાનમાં ઉતર્યો. ત્યાં તે દસ્તુરે જુના બુજોર્ગ દસ્તુરના મોતના ચેહારમની બામદાદની ચાસ્નીની મીજલસ સમારી. તમામ આદરબીજાનની ખલક ઇરાનની પાદશાહાતની પાયામાલીથી એટલી શોકાતુર બની કે પોતાના બુજોર્ગ દસ્તુરની પપેત કસ્યામાં દીલ લગાડી શકી નહીં તેમજ ચાસ્ની પણ. મગર આ ગમ ને ગજબ દરમ્યાન દસ્તુર દાદે મરનાર દસ્તુરની તવારીખ ગાઇ. પપેતના અશો ઇસ્મ ગજાવ્યાં અને છેલ્લે ચાસ્ની તર્ફ આંગલી કરી પાદશાહાતની પાયામાલી થતી બચાવાને ઇરાનના અવલથી તે આખેર લગીના શમશેર મારનારા ને દુસ્મનોની પાદશાહાત જીતનારા થઇ ગયલા શાહાનશાહોના રૂવાનને આરાધ્યાં ને જંદના ખુદાઇ ભણતરથી અહુરમજદની મદદ માટે બંદગી

પઢયો. પછી પોતાની જંગ મેદાનમાંની સઘળી બીના જાહેર કરી જંગના મેદાનની કાહાણીનો હેવાલ કહી સંભલાવ્યો. પછે બે દસ્ત આસ્માન તરફ દેખાડતા કરી ખાકસારોના ખાકસાર મીશાલે પોતાના બંને દીદામાંથી મદદ માંગનારાં આંજુ વરસાવ્યાં. દસ્તુર દાદને સાંભળી આદરબીજાનની અનજુમન પા કલાક લગી ખામોશ રહી પછે સર્વે આલમ એક મસલહત થઇ. અનજુમનના વડા શાહજાદા જંગી અરદેશરે મરનાર દસ્તુરની ગાદી દસ્તુરાન દસ્તુરના એલકાબે દસ્તુર દાદને નવાજી. જરથોસ્તી મહજબનો સોનાનો ગાવ્યાની ગુરૂઝ, જે લખ્ખો બેમુલાં ઝવેરોથી મઢાયલો તેને ખભે મેલ્યો. જુદા જુદા તાલુકાની અનજુમન તર્ફથી આવેલી એક હજાર ને એક શ્યાલ ને એક હજાર ને એક કોલાહ તેની જનાબ મેલાઇ. એ પ્રમાણે દસ્તુર દાદ જેહાન દરમ્યાન ઇરાનની જરથોસ્તી આલમનો વડો દસ્તુર નેમાયો. તમામ જરથોસ્તી આલમના અકાબરોએ તે વખ્તથી દસ્તુરાન દસ્તુરને ઇરાનની પાદશાહાત મેલવવાને જે પણ લાયક યોજના તે ઘડી કાઢવાને મકમપણે કામ લેવાને અર્જ ગુજારી.

એ મીશાલના વગવસીલા ને રાસ્તીને અર્પણ થયલા દસ્તુર દાદ આદરબીજાનની વડી દસ્તુરઇ ઉપર આવ્યા હતા અને મુખ્ય પાદશાહી આતશ બેહેરામનું મુરબીપણું ચલાવતા હતા. જાહેર તો એક દસ્તુરાન દસ્તુર, પણ બાતેન તો તે ઇરાનની શાહાનશાહાત ને મહજબનો વાલી હતો. રએની શાહજાદી ગુલશીરીનાને ઇરાનનું તખ્ત અપાવવાની જેહમતનો ખેંચનાર આ ચુનંનદો દસ્તુર એક દીન ગમ ભરેલાં દીલે પોતાની નજુમની જામ ખોલી જોતો બેઠો છે. આજ શાહાનશાહાત પડી ભાગાને વીસ વર્ષ થયાનો જમાનો અગમનીગમના હીસાબે ગણી કાઢે છે, તેટલાં એક નવજવાન મોબેદ દોડી આવ્યો અને તવાજો બજાવી કહી ચાલ્યો: "નામદાર સાહેબ, ઇરાનની શાહજાદી ગુલશીરીના" કે તર્ત દસ્તુરે નજુમથી મોહ ઉચક્યું. શાહજાદી ને દસ્તુરની એક ચશ્મ થઇ. એક જૈફાન જૈફ, બીજી નવજવાન પરીજાદ.

---

# બાબ ૨ જો.

## [ દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસ્તાસ્પને ગુલશીરીના ઠઠરાવે છે.]

" મતલબ છે તે માનવીની ફેરવેછ સમજ,
એ આતશને જેરવેછ લોભી ગરજ."

"દસ્તુર, આજ વીસ વર્ષ ઉપર તમોએ મને ઇરાનની શાહાનશાહાતના તાજની લાલચે મ્હારી ફક્ત નવ વર્ષની વયની અકલ ઉપર હોંશ તેજ કરીને મ્હારો કાબુ અખત્યારમાં લીધો અને મ્હારા બાપીકા મહેલ ને ઇલાકા દરમ્યાનથી જુદી પાડી. પાંજરામાં પંખી હજી વધારે ઉલટમંદ રહે તેટલી છુટ હું ભોગવું છું અને દસ્ત્રાવના દીલમાં રહેતી મીન વધારે આપઅખત્યારીથી પોતાના મનને રમાડતી હશે તેવી તંગ હાલતમાં આજ વર્ષો થયાં રહી મેં શું મેળવ્યું ? મ્હારી ધણીજ મેહરબાન આયા, જે મ્હારી માદર મીશાળ મ્હારી દેખરેખ ને સંભાળ કરનારી હતી તે મોતને તાબે થઇ. મ્હારી ઉપર જાનફેશાની કરનારા પેહેલવાનો આ એકાંતમાં ઝુરીઝુરી તનબદન ખવાઇ અજલને સ્વાધીન થયા. મ્હારો ખજાનો નકામો ને વગર અર્થની અંધારીમાં વપડાઈ ચાલ્યો. હું પોતે નવ જવાનીના તેજને છેલી સલામ કરી જૈશીનો દરવાજો ઠોકું તેટલી ઉમરે પુગતી ચાલી અને તમો આજ છો ને કાલ કદાચ, એવી જૈફ હાલતમાં આવ્યાંછો, તો પછે આ મ્હારી કંગાલ ને બંદીવાન હાલતમાં હું કોણને મ્હારો સંભાળનાર કે જવાબદાર જાણું ? જ્યાં લગી કાંઇ પણ તેજ ને ઉલટ છે ત્યાં લગી તંખા જેટલી પણ હીમત ને મર્દાનગીનો ખ્યાલ જ્યાં ને જેનામાં ઉપજવો જોઇએ, તે તો હું બીલકુલ જોતી નથી. આતશ જળે છે તેટલાં જે મનની લાગણીના શોહોલા હરીફના હાડ ઉપર અંગારા ફુકી શકયા નહી તો તે મંદ સ્થીતીમાં શું કરી શકનાર? આજ તો મને તે રએના રજ્યામના મહેલ ને મ્હારા વફાદાર લશકરની દલેરી દરમ્યાન દુશ્મનો સામે જંગમાં જાન છોડ્યાની બલ્યારી નજર આવે છે. જે માર્ગ મર્દાનગીને છાજતો, તે માર્ગ મેળવામાં મેં એક મતલબી મોબેદની અર્જ ને અકલ સ્વીકારી તે તદન ઇરાનની શાહાનશાહાતની પાયામાલી કરયા જેટલી ખરાબી રચી છે. વીસ વર્ષની મોટી મુદત ને મનનો ભોગ આપવામાં મેં એક બુદ્દાની લાગણીને ભોગ્યો કરયો! અફશોશ જે આતશ ઉપર સુખડ લોબાન ને અગર બાળી જાણે અને હરદમ મતલબનું ભણતર પઢી વખ્ત ગુમાવી રહે તેવા નાલાયક ઉપર વીશ્વાસ મેળી હું સદનતર મ્હારી જી-

દગી ગુમાવ્યાની ભુલ કરી ચુકી છું." આ બોલતાં ગુલશીરીનાની પેશાની લાલ તપેલા લોખંડ મીશાલે ઉડી રહી. તેના ડોલામાંથી આતશના ફુંઆરા જેવી વરાલ પ્રગટવા લાગી. તેના અંગમાં પોતાના ન્યાગાનોનું જંગી લોહી ઉછલી તેની નેસોમાં પોતાની ભાષા બોલવા લાગું. ગુલશીરીના આજ દસ્તુર ઉપર ઘણીજ કફા થઇ ગઈ હતી. અગર હાલ તે સનમુખ શમશેર હતે તો તે દસ્તુરનું સર સલામત રહેતે નહી, એટલી જંગી તેજની ઉસકેરાયલી ને અસાધારણ દેલાવરી ભરેલી થઈ ગઈ હતી.

---

## બાબ ૩ જો.

[દસ્તુરે દાદ શાહજાદી ગુલશીરીનાને સમજાવે છે કે ફતેહ ઇન્શાનના દસ્તમાં નથી.]

"ફીનાના દોરમાં ઉપજી છે અકલ,
હરીફનો ઉલટેલો માહ જંગી અમલ.
દરમ્યાં દલેરો નાહક થાય કતલ,
એ ખ્યાલ સીવાય ના કોઇ મેહતલ."

શાહજાદીનો કોફ ને ખ્યાલ સાંભલતાં દસ્તુર દાદના દીલમાં દેહરત પંઠરાઇ. શાહજાદીની વીસ વર્ષની જીંદગી બાલી ખાક કરવાનો ગુનાહ તેના મન ઉપર મોટું દબાન કરી ગયો. તેની જૈફ ચસ્મોમાં ઝલકાતના તેજ સાથે ગઇ ગુજરીના ફેજે ઉપજાવેલા અમુલ્ય આંસુ મલી બે ચાર સેર તેની ધાલ જેવી દાઢી ઉપર ખેંચાઇ, મગર આ જૈફ જુસ્સો પલથી વધારે કાબુ ચલાવી શક્યો નહીં. તે જ્યાં નજુમનો પોથો લઇ બેઠો હતો ત્યાંથી ઉઠ્યો અને શાહજાદીને છેક કમરથી વાકો વલી પાદશાહી કુનસ બજાવી. ત્યાં કંઇ વર્ષના રદ પડેલાં એક અમુલ્ય તખ્તને સફા કરી બેસવાને અર્જ ધરી. પોતાની માહ જૈરી છતાં જેટલી જવાંનથી ઝરફ ને આસા રખાય નહીં તેટલી ઉલટ ને હોસ્યારીએ આ ઇરાનની જાવોજલાલીમાં પલોટાયલા દસ્તુરાન દસ્તુરે શાહાજાદીની જનાબ પોતાનું સર મેલ્યું. તે ઘણોજ અશ્રાફ ને દાનેસમંદ દસ્તુર બોલ્યો:—

"જમાનો મ્હારી ઇરાનની તમામ જરથોસ્તી આલમ ઉપર રૂઠ્યો છે, તેથીજ તમો નામદાર શાહજાદીનાં શખ્ત શોખનો સાંભલવાને હું હજી સુધી જીવ્યો છું. પણ સાંભલ! ખુબ મગઝ રાખ કે જવાંમરદીનો આતશ

ગમે એટલો રોશન તેજ છતાં એકબાલના થંડા પડેલા આતશના કોયલાથી આપણે કશી જીત હાંસલ કરનાર નથી. આ સામેનો દસ્તુર જામાસ્પની આગાહીનો યજદી પોથો કહેછે તેમ હાલ આપણી કરોડ ફોજ હશે તોપણ દુશ્મન પોતાના બખતાવર નશીબના જોરે જીત મેલવી લેશે. યજદાન-તાલાના બારીક ભેદ ઉપર ખાકીના કોઇ ખ્યાલ કે ખેદથી અસર થશે નહીં. આજ જો હું આ એકાંતમાં ગોફ્રેનશીન જેવા આપણા પાદશાહી આતશ-બેહેરામમાં રાતદીન રીઆજત ને ઇસ્મો દરમ્યાન મચ્યો રહું છું, તે ફક્ત જુલમી થઇ પડેલા જમાનાનો જુલમ કરતો વખ્ત ગુજરી જવા માટે. હા હું જૈફ થયો છું અને કાલે મ્હારા શાહાનશાહો ને શાહાજાદાઓના દુખ્મામાં જઇ વાસો કરૂં તેવો દેખાઊંછું, પણ મ્હારી કોમના જાન, ઓ શા-હાજાદી, તમારો શીતારો જ્યાંલગી તમારા કપાલ ઉપર કયાની તાજ ગોઠવે તેવો રોશન થયલો, અગમનીગમના હીશાબથી, ચોકસ થાય નહીં ત્યાં લગી હું મ્હારી તમામ મુરાદ ને મર્દાનગી સાથ હાલના જેવોજ ધોલો ને સુરત રહીશ. હું જમાનો સમજીને જોઇ વલેલો પીરાનપીર સખ્સ છું. તે આજના ડામાડોલ ને પાયામાલી પાંઠરનારા જમાનાથી સપડાઇ જાવું તેવો નથી. અને હજાર આફ્ત ને લડાઇ ઉઠી ઉભી થઇ મ્હારાં હાડ ધ્રુંજાવે તેવો ગુલબાંગ ઉઠે પણ હું પેલા વેરાન થયલા આપણા પાદશાહોના સામે ઉભેલા મહેલ મીશાલે જેટલી પણ હાલ હવાલી ને હોનારત નીપજશે તે કેનાઅતના ભણતરથી સોસી રહીશ. મ્હારી નામદાર શાહજાદી, હાલ વખ્ત દુશ્મનની દામન પકડી જંગમાં ઉતરવાનો નથી અને હજી વર્ષ લગી એ દુશ્મનની કાચી હરીફાઇમાં ઉતરવાથી કસો નફો થનાર નથી. હા વખ્ત આવે પણ નહીં, સબબ શીતારાના તરેહવાર ખેલ દરમ્યાન નામદાર શાહજાદીનો શીતારો ઘેરાયલો છે તે જરૂર બા જરૂર કાંઇ એવો દાવ ખેલી લેશે કે મને ફીકર છે કે જે પણ મેં તદબીર ને દુરઅંદશી રચી છે, તે તમામ બારેવાટ થશે. નીરાસ થઇ તારાજ થયલા યજદજર્-દેના તખ્ત ઉપર ફરીને કોઇ જરતોસ્તી મહજબવાલો નર બીરાજવાની આગાઇ મલવી માહાલ છે."

---

# બાબ ૪ થો.

[દસ્તુર ને શાહજાદીની વલાણમાં આસ્માન જમીન જેટલો તફાવત—દસ્તુરની અગમનીગમમાં તાજ નહીં મલવાની ચેતવણી—શાહજાદીને કીરમાનના શાહની મદદે તાજ મલવાની ઉશકેરણી.]

"નથી જે કાયમ, તેનો અંત જેવી,
નથી કાયમ તે કન્ચન કાયા કેવી.
ના કાયમ અસપંદ્યાર ચઢયો દુખ્મે,
બ્હાનુ હતું ફક્ત માર્યો રૂસ્તમે.
ના કાયમ જમશેદ વ્હેરાયો કર્વતે,
ફરેદુન અજલમાં દલાયો હર્બતે."

શાહજાદી ઉપર દસ્તુરનો દસ્યાપી ખુલાસો અસર થયા બદલે કેવલ હવાઇ ને વેહેમથી ભરેલો જણાયો. તેના મનની વલાણ નવી ઉલટ ને જુવાનીની ઝમકે ઓર તોર ભરેલી હતી. જૈફ દસ્તુર જેહાન ને જમાનાની વલાણ સમજી તે પ્રમાણે પોહોર દર પોહોર ગુજારવાની કોશેસમાં મંડતો હતો. જવાન શાહજાદી જેહાન ને જમાનો જાણે પોતાના મનનો કાબુ ને મરજીનો મજુર હોય તે પ્રમાણે પલ દર પલ ઉલટમાં મચતી હતી. જવાનીનો તોર એટલો ખુશાલ શાહાજાદી ગુલશીરીનામાં ધીકતો હતો, ખીલતો હતો, ને મલકાતો હતો કે, પોતાના જૈફ રાહનુમાહની દુરઅંદેશી ઉપર મજાક કરતી હતી બલકે પોતાના ફુલેલાં મનમાં તે મજાકની મજો મારતી હતી. આ સઘલી ઉલટી બાજી બનવામાં એક અજાયબ બનાવની સામેલગીરી હતી. કીરમાનના શાહને આપણી શાહજાદીની ખબર પડી હતી અને તેના તુકમની સરસાઇ જાણ્યાથી તે નામદારે તે ખુબસુરત સંગાતે શાદી માટે છુપો રૂકો રવાના કર્યો હતો. શાદીના રૂકાએ શાહજાદીને તે શાહ કેટલી શક્તી ને સાહેબીનો ધણી છે, તે માટે પોતાના એક વીશ્વાસુ રખવાલને છુપો જાસુસ બનાવી રવાના કરવાની ફરજ પાડી. આ રવેસ તરતીબથી ખોલ કાઢવાથી શાહજાદીએ કીરમાનના શાહના જોર ને ફોજ બાબે ઘણો ઉંચો ખ્યાલ જાણ્યો. ત્યારે શાહજાદીએ પોતાનો તમામ હેવાલ જણાવી, યજદાનતાલાના કશમ વચ્ચે લાવી, અર્જ કરી કે "અગર જો તું મ્હારા તનમનનો સાહેબ, થવા ચાહતો હોય તો અવલ મ્હારા ન્યાગાનોની પાદશાહી દીનદુશ્મનોના દસ્તથી છોડવી ત્યાં મને તખ્તનશીન કર. હું તખ્ત

નશીન થાઉં તે સાંજના હું શાદીથી બંધાઉં." આ રૂકો જેવી ઉમેદ તેવોજ જવાબ લઇ આવ્યો:—

"નામદાર શાહજાદીના શોખન ઉપર મ્હારો જાન ને મ્હારી જેહાન હું મુકરર કરી જાણું છું. મ્હારૂં લશકર ને હું પોતે તેની સપેહસારીમાં દીન-દુશ્મનના મથકો ઉપર હોકમો લઇ જઇ નામદાર ઇરાનીઓના ન્યાગાનોની પાદશાહાત ફતેહ કરૂં ને મ્હારા ને તમારા એકબાલને રોશન કરૂં. હું પાક મેહેરનધાનનું જસન કરીને મ્હારી રાજધાણીથી તમામ લશકર સાથ નીકળીશ. આદરબીજાનના પાક આતશબેહરામમાં જમશેદી નવરોજનું મુબારક ખાણું આપી જે પણ ઇરાની આલમ આ મહજબ જંગમાં સામેલ થવાને રાજી હશે તે તમામ સાથ જંગના ખુનખાર મેદાનમાં હું હોમાવીશ. અહુરમજદ તમારી મુરાદ બક્ષો."

શાહાજાદી આ રવેસની પોતાના નશીબાએ બક્ષેલી નચીંતાઇથી પોતાની બાજી ખેલવા માટે ઘણી ઉતાવળી થઇ ગઇ હતી. આજલગી જે કોહેસ્તુમના મેદાનમાં શીકારબાજી કરવામાં જે વખ્ત ગુમાવ્યો, તે માટે ઘણીજ બેચેન થઇ, અને હાલના પોતાના બચાવનાર દસ્તુર દાદના દુરઅંદેશ ખુલાસાને કેવલ વેહેમ જાણી તે એટલી ગુસ્સે બની ગઇ કે ઘડીભર તેના ગુસ્સાદાર મોહ ઉપર દસ્તુરાન દસ્તુર જોતાં ઠઠરી ગયો. શાહજાદી ફક્ત જંગના ખ્યાલેજ જંગીઓના જાન ધુંજાવે એવો જંગ રંગ ધારન કરી રહી.

અર્ધ ઘડી તો શાહજાદી એક તર્ફ જોતી ઉભી રહી પણ પછે તે ચોંકી અને બોલી:—

"જો સાંભલ દસ્તુરાન દસ્તુર દાદ! બરાબર સાંભલ, ખુબ મગઝથી દરયાફ્ દરમ્યાન સાંભલ, કે હું તે શાહજાદી ને તુખ્મ ધરાવનારી બાનું નથી કે વર્ષો લગી ઉમદેના ઠાલા હીંડાલોમાં પડી ખ્યાલી હીંચકા ખાયા કરૂં? મર્દાનગીમાં મરૂં યા મેલવું એ મ્હારા ન્યાગાનોની ખાસ્યતનો વારસો હું ધરાઉછું. જો આજલગી રહુની રહી તેમ બીજા વીસ વર્ષલગી એટલી છુપી ને એકાંત રહું તો તમો પોતે કયાશ કરો કે એટલી લાંબી મુદત ગુજર્યા પછે મ્હારી કોમની લાગણી કેટલી થંડી થશે? મને ને માહારા ન્યાગાનોની ઓલખ ધરાવનારા કેટલા આ જેહાનથી અશબાબ ઉઠાવી ચાલ્યા જશે? તમો પોતે તમારા બોહલા વગ ને કરામતી મદદ સાથ કયાં બીજાં એટલાં વર્ષ જીવશો? વખ્ત કયામત લગી લંબાયલો છે પણ આપણે ખાકી ઇન્સાફ્ શું છીએ? તે દરયાફ્ કર અને મને મદદ મલીછે તે મદદમાં તમારી તમામ મદદ ને મોહબત ને ખજાણો ને તદબીરની નવાજેશ કરો. તમારી

જેફ્રાન જેરીમાં આ મ્હારી કુમક દરમ્યાન તમો તેજી અશ્વ ઉપર સ્વાર થઇ દુસ્મનોના ખુંખાર મેદાનમાં પાક ઝુંદો ને પાક ભણતરની કુમક ગજાવો અને સીપાહોની શમશેહેરમાં દીન દુસ્મનોના લોહી પીનારા અજમત ઉપજાવો અને એવી નામદારી પંકાવો કે આપણું શાહાનશાત નવેસરથી રોશન થઇ તેના તખ્ત ઉપર હું તાજ પેહેરી તખ્તનશીન થાઉં. જ્યાંલગી તમો દસ્તુરની જીંદગી યારી આપેછે ત્યાંલગી મ્હારી ઉમેદ મને આ રવેસની ઉલટમાં ઉઠાડે છે. તરેહવાર જમાનાના તરેહવાર રંગ રચના જોઇ વલેલા તમો જેવા જુના ને જૈફ ઇરાની શાહજાદાની કુમક લગી મને મ્હારૂં તખ્ત મેલવવાની તમામ ઉલટ ને ઉમેદ છે. હવે આ બનાવ ઉપર દુરઅંદેશી દોડાવો કે ફીરમાનના દીનદાર શાહે મ્હારી સાથ શાદીની તલબ કરયામાંથી આ અવલ પહેરામણીની તલબ મેં તે નામદાર પાસ કરી છે, કે મ્હારૂં તખ્ત મને હવાલે કરાવનારી જંગ મચાવો, જીતો, મને તખ્તનશીન કરો કે સાંદી મુબારક! બુજોર્ગ ને વીશ્વાસુ કારન નામનો રખવાલ ખુદ પોતે છુપો જાસુસ થઇ ફેરમાન ગયો અને ત્યાંનો તમામ મામલો ને રોબ ને જોર ને ફોજ પોતાની નજરો નજર જોઇ આવી મને તે શાહ માટે નેક મસલહત આપી છે. હવે એ નામદાર દસ્તુર તે મસલહત માફક મેં ફેરમાનના શાહની મદદ માંગી, તે મેહરનધાનનું જસન ગુજારી પોતાની રાજધાણીથી નીકળી પડશે, તો પોતાના તમામ લશકર સાથ અત્રે આદરબીજાન આવી જમશેદી નવરોજના ખાનામાં સામીલ થશે અને તે મુબારક દીને પોતાનો નેક ઇરાદો કહી જેટલી પણ આદરબીજાનની ઇરાની આલમ એ યાદગાર જંગમાં સામીલ થવા ચાહશે તે તમામ સાથ દુસ્મનોના કીલ્લા ઉપર તે ચઢી જશે. આપણી રાજધાણી જીતી તથા દુસ્મનોના લશકરોની પાયામાલી કરી મને ઇરાનની શાહનશાહબાનું ઠેડવી તખ્તનશીન કરશે, પછે મ્હારી શાદીનો હીંગામ ધીકશે! કેમ દસ્તુરાન દુસ્તુર તમારો એબાબે શો વીચાર?"

---

## બાબ ૫ મો.

[દસ્તુર દાદ પોતાની ધાસ્તીની અગમચેતી કહે છે. છેટ્ટલે ખુદાવંદની આજેજીમાં ગંભીર રાત તે પાસ દાદ ચાહવા પુકારે છે.]

"ચમનમાં ચકચુર થયલા બેફામ,
પી આજ એક આ માહેતમની જામ.
સેજ ખાબ જોઇ ઉઠયા મીસ્લ તમામ
ન્યાગાનો ગયા તે ગયા લૈ નામ,
એ તો ખેલવત ખુદરતની ખાસ ગુલામ,
મ્હારી ઉમેદને કરૂંછ છેલ્લી સલામ."

શાહજાદીને સાંભલી પાકજાદ દસ્તુર દાદના દીલમાં ગમનો ઝલકાટ રોશન થઇ ગયો. તેના જૈફ હાડમાં આતશની ચેહ ઉઠી. તે દસ્ત ઉપર દસ્ત મારી બેકરાર થઇ બોલ્યો: ઓ ઇરાનની શાહાનશાહાત કરતાં જાદા બેકીંમતી શાહજાદી, જે કદમ મ્હારી મસલહતથી અલગ ભરાયું તે કદમે કીસમતને ઉંધુ માર્યું છે. દીનદુશ્મનો કાંઇ આજ કાલ ન્હાની કુમક કે જહનુન કે ફોજનાં નથી. જેહાન એઓના દસ્ત ઉપર ઝીરજબર થતી જાય છે. તેઓની શમશેર ફતેહમંદ છે અને તેઓનો શીતારો રોશન આફતાબ મીશાલ તલુ છે. એવા ફાવેલ! રોશનતાલેના દુશ્મન સામે જોર કે શીતાબી કસી હાંસલ પમાડનાર નથી. અને આજના જેવા નબલા થયલા ઇરાનીઓના બખ્ત ઉપર જીતનો ભરૂસો ઝીનહાર રેહતો નથી. દીન આઇન કીસ્સા માત્ર નામની થઇ પડી છે. મહજબનું યકીન ડામાડોલ બન્યું છે. માહોમાંહે મોટા અમીર ઉમરાવો એક બીજાના કટ્ટા વેરી છે અને વખત એટલો તરેહવાર છે કે શાહે ફીરમાન જેવા તો શું પણ મોટા ફતેહમંદ કેશર નોશીરવાન ને બેરામગોર જેવા ફરી જીવતા થઇ હાલના દુશ્મનના જંગી મેદાનમાં ઉતરે તોપણ ઇરાનની ફતેહ થવા જેવી બાજી મેલવાય એ બેશક માહાલ છે. શાહજાદી, જે કદમમાં કેવલ પાયમાલી ને નામોસી મેલવ્યા સાથ સેજસાજ બચેલી જવાંમરદીની બાકી ને ઉલટની સદંનતર ધનનસલ કાઢી નાખવી એ ઘણું ખોટું થાય છે. હું પોતે નજુમના ઇલ્મથી આ સાબુત મત ઉચારૂં છું કે જોઇએ તો બેલાશક શાદીનો હીંગામ મુબારક થાઓ અને પાદશાહી તુખ્મનું જોડું મલી કોઇ પાદશાહી વારસથી ઇરાનની જેહાનને નવો જીવ આવો, મગર જંગની શીતાબી ને દુશ્મનની હરીફાઇની તલબ ના થાઓ. એ ખ્યાલ માત્ર હાલ અમલમાં લાવવાથી

પરહેજ રહો. હું એક જૈફ આદમી મ્હારા છેલ્લા દીવસે મ્હારી કોમની શાહાન-શાહાતની જે સેહજ બાકી રહેલી ઉમેદ તેનો નાશ જોઇ મ્હારો છેલ્લો દમ ખતમ કરૂં ? ઓ ખુદા આ ગજબ મ્હારેથી પલ ના સોસાય તેવો ભારે ઉઠયો છે. ઓ નામદાર શાહજાદી ખેર શાહે ફીરમાન આવે તે બેરીક જમશેદી નવરોજની ખુશાલીમાં આદરણીજાનને રોશન કરો અને શાદીનો હીંગામ મુબારક થાઓ, પણ જંગની વાત તો હાલ ખાબમાં પણ ના યાદ આવો. ઓ જંગના હીના નશીબમાં ઇરાનીઓની ઉમેદ ના બરબાદ થાઓ પણ શાદીના એખલાશમાં નાઉમેદ થઈ ગયલાં ઇરાનીઓની ઉમેદનો પાયો નખાઓ; એ કેહતાં જૈફ દસ્તુરની ચશ્મમાં ઔર ઝલકાટ પંઠરાઈ ગયો. પા કલાક ચુપકીદો ગયો ને ફરી દસ્તુર આજેજી પઢયો "ઓ ચુપ અને ગંભીર રાત મ્હારા જેહુનને આશમાન સાથ મેળવનારા જુસ્સાઓ તાંહાં પોંહોંચાડ, તેના ખાલેસ લેબાસમાં તે પાસ ધર, અને અમબર ને મસકબુથી તર દેમાગમાં મસલ કે તે મને ઇરાનના રંગથી રંગેલા માહરા બદલાવાલા જવાબ આપનારા લતીજા પીદા કરે. તું ઓ રાત કેવી થંડી ઝરીની સોગાતો સાથ જેહાંનને ખુશ ને ચમન ભરી કરતી દુવાઓમાં, મોબતમાં, ચાહ્યામાં અને એખલાસમાં આલમની દોસ્તીથી ભરપુર થાય છે. દરદી જાન આશાએસ મેળવતો તાહરી આશાએશને પોતા ઉપર ઉતરેલી એક તોફા બક્ષેશ સમજીને તે નેઆમતનો શોકર ગુજાર બને છે પણ માહરી હીન હાલત ઉપર તું ઓર થંડી પડી છે. તાહરી થંડી ઝરીઓ જેમ જેમ વધુને વધુ માહરા બાવરાં બદનને શોગાતમાં લાગે છે. તેમ તેમ માહરા જેમ તેમ તાસવીસ કરતા જરા દપટ પડેલા જુસ્સાઓમાં પાછી હાય અફશોશની આગ લગાડેછે. તે ઉપરથી ખુશી કે અમનની છેલામાં છેલી રહેલી રજ તે જલાવી કોયલો કરે છે. તે શરાગોનો જ્વાલામુખી થઇને કાલામાં કાલાં કીનાથી ભરપુર થાય છે. આ દરદી જાન પોતાના દરદમાં મસત થયલો બેફામગીની આશાએશથી પાછો જાગૃત ને બેચેનીના વમલમાં ચકરી ખાતો મ્હારી ઉપર આજારનો વરસાત વરશાવનારો થાય છે. ઓ તલેસમાતી રાત, ઓ ગમની નવાઇ ભરેલી સખી તું ઓ રાત, તું બાબે એકાંત મજેહ બખશનારી નાજનીન કેતાબોએ મને સંભળાવ્યું છે કે ખરા ઉમેદવારના દરદની દરેક જુબાનીના છાપને તું પોતાના મીઠા વખ્તે તે મદદના આપનાર મજદાની-જનાબ લઇ જઇ મેલે છે. તો હાલના મ્હારા અફશોશનો પોથો તે અપ્ત અકલીમના સાહેબને પોંહોંચાડ અને જમાનાના જમાના જાવોજલાલીમાં પંકાયલા જરથોસ્તી મહજબની સરજમીન પાક ઇરાનની આફત આશકારા કર. પાક મનશ્ની ગવરની કુનસ્નીવાલા ઇરાનીઓની હાલહવાલી ને પાયા-

માલીનો અટકાવ મોકલ અને શીહા નશીબાની રાહ ફેરવી તેને રોરાનાઇ દરમ્યાન વલાવ. હું જૈફ દસ્તુરના કેરદારનો લતીજો મ્હારી ચાહેલી મુરાદમાં સોગાત મોકલ.

આ આજેજી કરતાં તે જૈફ જમીન ઉપર પડયો. તેણે પોતાનું કરચલ્યું કપાલ આતશબેહરામના ઉબર ઉપર ધર્યું. અર્ધ ઉપર ઘડી તે ત્યાં જંદના પાક કલામો પઢતો પડી રહ્યો. જ્યારે તે ઉઠયો ત્યારે શાહજાદી તર્ફ જોઇ બોલ્યો. નામદાર શાહજાદી ઇનશાનની ગમે એટલી આજેજી ને કલા યજદાનના ખેંચેલા શેરામા તલ પણ તફાવત પાડી શકતો નથી.

---

## બાબ ૬ ઠો.

[શાહે કીરમાન મેહેરનધાનનું જસન કરીને કીરમાન છોડેછે.]

"જસનનો જમાનો તો થયાં છે ગુમ,
જેમ ઇરાનના રહ્યું કે ના રહ્યું રૂમ.
જસનનો ઝલકાટ ને જસનની ધુમ,
જસનની ફરજ ને જસનની ધમ.
આજના જમાનાથી નથી તે સમજ,
હતી તે સમજ શાહાનશાતની ગરજ.
હતો મહજબ્બ રોબ ને વખતનું તેજ,
જસન ને ગંભારના ઠેડવાયલા ફેજ."

વાંચનાર, હવે ત્હારૂં ધ્યાન કીરમાનના મુલક તરફ ફેરવ અને તેનું બયાન સાંભલ, કે કીરમાનનો જીલ્લો જોર ને આપઅખત્યારી દેખાડ્યામાં જમાના થયા અમર તવારીખ નોધાઇ છે. કોઇ પણ લશકર ને શાહાનશાહાત કીરમાનનો જીલ્લો જીરજબર કરવામાં ફાવ્યાં નથી. કીરમાની, એશ્યાનો અવલ આકેલ ને કદી ના ઠગાય કે ખાટયો જાય એવો પુર્વીણ મનાય છે. તે મુલક ઇરાનની શાહાનશાહાતનો ઝલકતો, જાવોજલાલી ભરેલો સરજમીનનો કટકો છે કે જ્યાંના સીપાઇ ને સપહેશાલારોની શમશેર અજીત છે. જ્યાંનાં હકીમની કરામત ને દવાદારૂની કુનેહ જાદુઇ જેવી રામબાન અસર કરનારી કેહવાય છે. જ્યાંના મોબેદ ને અર્વદ પવિત્ર ભણતરમાં ઘણા ચાલાક ને પાકા રહેછે. તે સરજમીનના શાહે આજ મેહરનધાનનું જસન કરયું છે. ખલક પોતાના દાદખાહ શાહના જસનમાં સા-

મેલ થએછે. આ જસનમાં શાહાજાદાઓથી તે દરવીશ જેવા સઘલા હાલતના ઇન્સાનો જમાવ થયાં છે. સઘલા દસ્તુર મોબેદ ને દાવરો, અશો સ્પેન્તમાન જરથોસ્તની પાક અહુરમજદી દીનના જંદ કલામોની બંદગીમાં મશગુલ થયું છે. જન જન મુખ અવસ્તા વાનીનું પાપતારન પદ પઢાયછે. મોટું આતસબેહરામ સુખડ ને અગરની ખુશબોદાર સુકી કાઠી મેલાઇ આ જસનની મોટાઇનો તુરમંદ હીંગામ આસ્કરા કરેછે. શાહે ફીરમાન આ આતશબેહરામમાં પોતાના તમામ વજીર ને ઉમરા ને શાહજાદા ને ખેશ આસ્નાઓ સાથ આવી હાજર થયો છે, તે પોતે વડા દસ્તુર પાસે ઉભો રહી એક ખાકસાર મીશાલે બંદગીમાં દસ્ત બાદસ્ત મેલવી અર્જે ગુજારેછે. આ વખ્ત જે જંદ ગુલબાંગમાં આલમ ઉલટી છે તે શોહોર કઇ ફરસંગો લગી મચી ગયો છે. લગભગ ખુરશીદ આસ્માનના મેહરાબ દરમ્યાન મધ્યાન જગે આવ્યો ત્યાં લગી આ જસનની ક્રીરીઆ ને ભણતરનો મહીમા ચાલુ રહ્યો.

પછે ખાણાના બીસ્રા જ્યાં આતશબેહરાંમના ચોગાનમાં એક મોટો દેરો ઉઠાવ્યો હતો ત્યાં પંઠરાઇ ગયા. હજારો આખાં ગોશપંદો તંદુરમાં મસાલાદાર ભુંજાઇ મોમ જેવા થયલાં તે બીસ્રા ઉપર મેલાયાં અને દ્રાક્ષ દારૂની ત્યાં મેલાયલી ટાંકીઓમાંથી મસ મસ જામો ભરઇ જમનમાં સામેલગીરના દસ્તમાં અપાતી ચાલી. એક ગમથી શરાબનો દોર ચાલેલો, બીજી ગમથી ગોસપંદના મસાલાદાર ભુંજાયલા ગોસ ઉપર ચાલેલા દસ્ત, અને ત્રીજી ગમથી જસનના શરોદ ને જંગીઓની જવાંમરદીના ગવઇ રહેલા રાગ, એથી તે જગા ગોયા ફીરદુશ ખીલી રહ્યું હતું. શાહે ફીરમાને આ વખ્તે તમામ ખલકને ઘણું તોફા ખાણું આપી ખુશાલ કર્યા પછે ઇરાનની શાહાનશાહાત જીતવા સારૂ પોતે દુશ્મનો સામે મોટું લશકર ખેંચે છે, તે ઇશારો કર્યો :—

"મ્હારી જોરમંદ ને દેલાવર ખલક, ઇરાનની શાહાનશાહાતની પાયામાલી હવે વધારે વખત હું જોઇ શકતો નથી. જે શાહાનશાહાત આપણા મહજબ ને મુલકની મુરંબી તે શાહાનશાહાત ભાગી પાયામાલ થઇ જાય અને આપણે ફીરમાનીઓ, કે જેની શમશેરનો સપાટો ને તીરનો ફેંકાટો આજ લગી કોઇ બીજા મુલકના પહેલવાન કે સીપેહસાલાર કે સીપાઇએ તાબેસ કર્યો નથી, તે મગરૂરી શા કામની? આદરબીજાનમાં આપણી કોમનો પેલો મોટો જંગી દસ્તુરાન દસ્તુર દાદ છેક જૈફ થઇ ગયો છે, તેની હૈયાતી ખતમ થયા આગળ તેના ઇરાદાની ઉમેદ બર લાવવા આપણે મદદે જઇ પોંહોંચી દીનદુશ્મન મુદઇઓના મેદાનમાં નખાવી દઇ ઇરાનની પાયામાલી કરનારાઓનો ઘાન કાઢી નાખવો જોઇએછે. અને મુદઇઓને એક એવી સીકસ્ત

દેવી જોઇએ છે કે નાહક બીજી શાહાનશાહાતોને લુટવાની હીંમત હારી જાય. આપણી મોટી શાહાનશાહાતનો પાયો તદન લડરી જાય છે, તેટલાં આપણે આપણી દેલાવરી ને લશકરથી તેનો બચાવ કરી દઇશું તો હજી આપણા સર ઉપર વધારે ધીકતી પાયમાલીનો ડોલો ખેંચાયલો વીંચાઇ જશે અને જેહાનમાં ઇરાનની શાહાનશાહાતની નામદારી ઓર ઝલકાટમંદ પંકાશે."

આ થોડા શોખન ને ઘણી લાગણીવાલા તેજાબે ત્યાંની મલેલી ફીરમાનની આલમમાં આતશ રોશન થયો કે પછે જોઇ લેવી તેઓની હથ્યારબંદ થઇ લડાઇ ઉપર જતાં લશકરમાં શામેલગીરી. શાહે ફીરમાનની ઉમેદ પુર્ણ બર આવી. તે, ત્રણ દીન ને ત્રણ રાત મેહેરનધાનનું જસન ચાલુ રાખ્યા પછે ચોથી બામદાદે ફીરમાનીઓના જોરેમંદ લશકર સાથ આદરબીજાન તર્ફે કુચ કરી ચાલ્યો. ફીરમાનની લગામ પોતાના બીજા બીરાદર શાહજાદા સેહરેવરને સ્વાધીન કરી હતી અને જુના જમાના ખાધેલા વજીરોને તેની મસલહતમાં મેલ્યા હતા.

---

# બાબ ૭ મો.

[શાહે કીરમાન મોટાં કીરમાની લશકર સાથે આદરબીજાનમાં દાખલ થાય છે.]

"જે કીર્તે કુલ જગતમાં છે બરકરાર,
જે મોટેનો મુલ્ક કરી રેહ છે શૃંગાર.
જે ટેકાવે શાબાશ છે આપઅખત્યાર,
જે ઝલકનો અમલ માનેછ ઉપકાર,
તે છે એક જવાંમર્દ લશકરકસ સરદાર,
જેથી છે પાદશાહત ને પ્રજા પાયદાર."

શાહે કીરમાને પોતાના ઘણાં જવાંમર્દ ને દેલાવર લશકર સાથ કીરમાનનો કીલ્લો મેલ્યો અને આદરબીજાન તરફની રાહ ઉપર ઉતર્યો. લશકર વીસ સપેહશાલારોના તાબામાં જંગલમાંથી પસાર થવા લાગું, અને જેહાન જુમએસમાં આવી હોય તેવો રંગ બનવા લાગો. લડાયક પેહેલવાની સીપાહમર્દોના પોલાદી બખતર ને હથ્યાર ને તોપ સાથના ચીકાર થયલા તનને ચાલાક ઘોડાઓ ઉઠાવી જે ખુંખાર મારતા ને કદમ મેળતા કુચ કરી ચાલ્યા હતા તેથી કોલજુમનો દર્યાવ ત્યાં ફુટી નીકલી પોતાનો મરોર મારતો હોય એવો નકશો ખેંચાયો હતો. શાહે કીરમાન આસ્માની રંગના બખતર ને કોલાહમાં અજાયબ નવજવાન પેહેલવાન દીસ્તો હતો. શાહ જલેબમાં સો સમશેરબાજોની સાથ સુદ્ધ તીખામાં તતાર થઇ રેહેલા પવન મીશાલની ચાલના અશ્વો ઉપર ઉડયો રહેતો હતો. તે એક ઉજલા અશ્વ ઉપર બેઠો હતો. તે અશ્વ ને તેના હથ્યાર બન્ને એક રંગ હોયાથી તેનો ઝલકાત તલુ થયલા ખુરશીદના તેજમાં ઘણો ભભુકદાર દીસ્તો હતો. તેની રોશન ચશ્મમાં તેના છુપાં મનની તમામ મુરાદનો ચીતાર ખેંચાયા જેવો તે નવજવાન ખુબ ખ્યાલ ગરક અશ્વને તાબે પોતાના દેલાવર લશકર વચે કુચ દર કુચ જ્યાં મુકામ કરવાને આગલથી બંદોબસ્ત થયલો તેમ મકાન કરતો ને વખત સર કુચ મેલતો આદરબીજાનની નજદીકમાં આવી પોંહોચ્યો. તે ખબર તે મુલકમાં ફેલાઇ, અને તમામ રાજવંસી શાહજાદા ને હુદ્દેદારો, અમીર, ઉમરાવ, સીપાહ સપેહશાલારો ને ઇરાની અનજુમને તે નામદાર શાહને મોટી ઇજત આબરૂથી પોતાની રાજધાણીમાં દાખલ કરવાનો સઘલો સરનજામ તૈયાર કરાવ્યો. આદરબીજાનના મોટા આતશબેહેરામનો આસ્માન સાથ લાગેલો ગુમ્બજ શાહે કીરમાને પાક આસ્તાદ રોજની સમી સાંજે જોયો. અને તે નામદારે તે રાતના આદરબીજાનની તમામ આલમ તરફનું આદર-

બીજાનમાં દાખલ થવા સારૂં સો ઘણા જોરાવર સપેહશાલારો સાથ શાહજાદા અરદેશરથી બાઇજત થયલું તેડું કબુલ રાખ્યું અને ઘણા નેક આસ્માન રોજની બરી બામદાદે તે દીલાવર શાહ આદરબીજાનના પાદશાહી મેહેલમાં દાખલ થયો.

---

## બાબ ૮ મો.

**[શાહે કીરમાન, દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસતાસ્પને મલે છે.—ખાનગી મસલહતમાં ઇરાનનો શાહાનશાહાતના બે અવલ આદમીઓ.—જંગ કરતાં શાદીના હીંગામની તરફેણમાં દસ્તુર ઉતરે છે.—શાહ જંગ વગર શાદીની મતલબી બાજી ધીક્કારી કાઢેછે.—દસ્તુરની નાચારી.]**

"એ દસ્યાવે જંગ છે ખુની તલેસમ,
જ્યાં મારેછ મોજા મોત આતશ ગરમ.
એ આતશ છે કુલ આતશોનો ખવીશ,
ના એ આતશથી બચે આદમ શીશ.
એ આતશે મોતમાં હું ગરક દરવીશ,
જ્યાં એ આફત છે સદા દીનનીશ
ત્યાં જલેછ જાન ને તુરની જેહાન,
સમજે તો છે સમજ એ શાહે કીરમાન."

આદરબીજાનમાં આજે નવો જાન આવ્યો. શાહે કીરમાનની હાજરી ને તેના જાવેજલાલ અમીર ઉમરાવો ને સપેહશાલારોની દરબારથી ફરી સાસાન્યાન શાહાનશાહાતે ત્યાં નવો સને ચાલુ કર્યો હોય એવો કરાર ફેલાયો દરેક જુના ને જૈફ ઇરાનીઓએ પોતાના બખતરો ને હથ્યારો સફા કરી તન ઉપર લટકાવ્યાં. મુદતના વપડાયા વગર પડી રહેલા લડાઇના ઘોડાઓની બરદાસ લેવાઇ તેઓ ઉપર જીન નખાયાં. સુસ્ત મારી ગયલાં કુટુંબ કબીલાનાં બેસી ફરી જ્યાં ત્યાં નવ બહાર ચમન મીશાલ ખુરરમ થઇ ગયાં. શાહાનશાહાતની પાયામાલીના શીહા ખ્યાલે આદરબીજાનની તમામ ઇરાની બાનુઓના મોહ ઉપરથી ખુસાલી નાબુદ થઇ ગઇ હતી, તે ફરી ઓર રંગ બેરંગ ગુલલાલા મીશાલે ઝલકતી થઇ. જૈફ બાનુઓ વટીકને પોતાના આગલા શાહાનશાહી જમાનાની જાવેજલાલી યાદ આવી ઉમેદ બરપા થઇ, અને સારા મુલકમાં મોબેદોના દીલની લાગણી એવી તેજ થઇ પડી કે બચાંને પણ પેહેલવાનગીરીનો ખ્યાલ ને તેજ આપોઆપ ખબર પડીને દીનની બોલ-

બાલામાં જાન ઉપર આવવાનું જહનુન છુટું. આદરબીજાન આજે કોઇ ઇન્શાની મુલક નહીં પણ ખુનખારી મુલક જેવો દીસ્તો હતો. ન્હાના મોટાં હજાર આતશની પાસબાની થતાં દાદગાહોમાં વીસ હજાર મોબેદો આજે ઇજસ્નેના પાક ભણતરમાં મશગુલ, તે ભણતરના ઘણાંજ મીઠા શરોદોમાં ઉમેદની અર્જ ને આરજુજીના રૂપક ઉઠતાં હતાં. અરે તે દેખાવ કોઇ ગમે એવા સંગીન ને સખ્ત છાતીના અબલીસ જોય તો તે પણ તમામ ઉમેદની ચીકાર ઇરાની આલમની હોંસ પુરી પડયા સામે થવાની હીંમત ચલાવે નહીં. અરે તે દીવસ મોટા શાહાનશાહી મેદાનમાં આદરબીજાનની એક લાખ શીતારા મીશાલની ચશ્મ ને ચાંદ મીશાલના મુખવાલી નાજનીન ઓરતો, હજાર પવિત્ર થયલી ઘણીજ ચોખી ને દીનની પકી ગોરાણીઓના પ્રમુખપણા હેઠલ મલી. તેઓએ નવધાર આજું ગરતી ચશ્મો અને આતશ મીશાલે ધગધગતી છાતીએ પોતાની શાહાનશાહાતને ફતેહ બક્ષેસ કરવા માટે કુસ્તી પાદયાબ કરયા અને ન્યાશોની બંદગી ગાઈ. યસ્તો ભણતાં જે મહા સાબુત ભંણતરની ગંભીર કીરીયા, તે તલ પણ ખામી ના પાર્યા પ્રમાણે સરનજામ ઉતારીને આખરે પોતાના સરો મેદાનની ખાકમાં નાખ્યાં અને નાગસ્ની નમસ્કાર કરીને તે જરથોસ્તી પાકસાક બાનુઓએ પોતાની કોમના પાપ ને અંતસની તોબા ગુજારી. તેઓ પોતાને ત્યાં ઉતરેલા શાહે ફીરમાનને દીનની જંગમાં ફતેહ ને જસ નવાજવાની તનદરોસ્તી પઢયાં. ઉજલાં બરફ જેવાં પેહેલાં કપડાંઓમાંના ઉજલાં બરફ જેવાં તનબદનની તે ઇરાની લાખ બાનુંઓના મેલાવડાને અગર ફીરેસ્તાની આલમ જોય, તો કુમકમાં ઉતરી ગમે એવી ખરાબી પોતાને સરે હોરી લે. અરે અગર કોઇ કરામત થઇ તે જેહાનનાં ચલાવનાર યજદાનતાલાની એક રજાલ ખેંચાય તો તે આલમોની આલમના ચલાવનારા કરોડો બંદ કરોડો બક્ષેશનો કરનાર અહુરમજદા ખુદ પોતે તે નાજનીન મેલાવડાની કુમકે ઉતરી ઉમેદ સફલ કરે. એ રવેસનો મામલો આદરબીજાનની ઇરાની આલમનો થઇ ગયો. શાહે ફીરમાન ત્યાં આવી લાગાથી અને તેના લશકરના ઇરાની ગાવ્યાની વાવતા તે મુલકના મેદાનમાં ઉડતા થયાથી જે દીનદાર જુસ્સા ને દેલાવરીના ખ્યાલો મંદ થઇ ગયા હતા તે નવેસરથી તેજ ને આતશી બની ગયા.

શાહે ફીરમાન આજે રાતના કયાનીઓના ઝલકાટની યાદગારી, જમશેદી નવરોજનો મુબારક તેહવાર હોયાથી તે દરમ્યાન જીગરથી ગુંટાયો હતો. તે નામદારના દીલમાં એક એ ઉમેદ હતી કે એક યાદગાર નવરોજ ત્યાં આદરબીજાનમાં ગજાવી, ગવાડી, ગુજારીને હું દીન દુશ્મનોની હરીફાઇમાં ઉતરૂં અને ઇરાનની શાહાનશાહાતને જીતી નવી સ્થાપું, મગર

શાહે ફીરમાને હાલ આ કામમાં આદરબીજાનના બુજોર્ગો જેઓએ જુના જમાનાની જુબાની ને જુવાની જોયલી, તેઓની મસલહત લેવી જરૂર જોઇ. અવલ તે નામદારે દસ્તુરાન દસ્તુર દાદની મુલાકાત લેવી દરૂસ્ત જોઇ. દસ્તુર ઉપર છડી સ્વાર છોડયો અને તે પાછલ પોતે પોતાના ઘણાજ વીશ્વાસુ ને ચાહનાર અમીરો સાથ મોટાં આતશબેહેરામમાં ચાલ્યો.

દસ્તુરાન દસ્તુર દાદને શાહની મુલાકાતનો પેગામ મલતાંજ મોટા આતશબેહેરામનું પાક મકાન તમામ પાદશાહી આવકારથી ચીકાર કર્યું. એક હજાર બરસનુંમ લઇ પાક થયલા મોબેદો, આતશબેહેરામ દરમ્યાન સફ સમારી ઉભા. એક હજાર મોબદ વીસ વર્ષની અંદરના છેક દરવાજાથી તે ચોગાનના મોટા દરવાજા લગી સફ સમારી ઉભા. સો એર્વદો પાક સાક થયલા આતશના અફરગાન્યાં આસપાસ સુખડ ને અગર મેલી પવિત્ર જંદ અવસ્તા પઢતા ઉભા. આતશબેહેરામનો મોટો જુન્દો તેના મોટા ગુમ્બજ ઉપર ખેંચાઇ ઉડતો ઉભો. એક હજાર દસથી બાર વર્ષની વયના શીખતા જવાન મોબેદજાદાઓ ઘણાજ મધુરા હલકથી દુવાના પદ ગાતા ત્યાં ચોગાનમાં બેઠા, એ વગેરે સઘલી તૈયારી થઇ અને શાહે ફીરમાનના આવ્યાની નોબત વાગી. દસ્તુરના વડા મદદનીસ દસ્તુર પેશુતને બાહેરના દરવાજામાં શાહને દાખલ કરવાની ક્રીરીઆ કરી કે જંદ ગાયનની દુવાનો ઉંચો હલક તણાયો અને સફ સમારી ઉભેલા મોબેદોએ સર નમાવી પવિત્ર જંદ બંદગીનો વધાવો કરયો. આતશબેહરામના દરવાજામાં જેફ્રાન જેફ દસ્તુરાન દસ્તુર દાદે શાહે ફીરમાનને આદરબીજનમાં દાખલ થવાની નેક દુવા ચાહી અને માહે ઉભેલા તમામ પાકજાદ મોબેદોએ પોતાની શાહાનશાહાતને નવેસરથી સ્થાપવા ચાહનારા દીલાવર શાહને ગાથાના ચજદી ઇસ્મોથી ચાહ્યો. દસ્તુરાન દસ્તુર તે શાહનો દસ્ત ધરીને આતશબેહરામના મોટા તેજ જલકાટમંદ અહુરાના બક્ષેલા અમર આતશ સામે લઇ ગયો અને તેને લઇ છેક જમીન લગી સર નમાવી દુવા પઢ્યો અને અગર ને સુખડનાં મન ગન ભારના બે ઢીમરાં તે અમર નુર શોહોલો ફેંકતા અરદીબેહસ્ત બાદશાહને અર્પણ કરયાં. પા કલાક લગી તે જેહાનના દરમ્યાનમાં અશો સપેન્તમાન જરથોસ્તના મહજબનો બુલંદ કંગુરો, એક હજાર એકસો પવન કરતાં તેજ જબાન ને પાંણી કરતાં જાદા પવિત્ર તનના ને નુર કરતાં જાદા ઝલકાટમંદ મનના ને ખાલેશી કરતાં વધારે ખુરરંમ ખમીરના મોબેદોએ શાહે ફીરમાનની અર્જ ઉપર યજદાનતાલાની દરબારથી મદદ ચાહવાના જંદના મોજજાઇ મંત્ર ભંત્ર ફુકયાંમાં ગજાવ્યો અને આસ્માનને જમીન ઉપર રહેમ વરસાવાનારી આજીજી ગુજારી. જરથોસ્તી

બાજદીયરની દીનની જેટલી જાવોજલાલી ને ઝલકાટ તેટલો તમામ મહીમાં ત્યાં ગાજ્યો અને તમામ જાતની ખુશબોના ફુવારાં ઉડતા થઇ તે મકાને મજદામાં ફીરદુશનો નકશો ઉતર્યો. ગોયા પાક જરથોસ્તી મહજબ પોતે પણ પોતાની તરફથી પોતાના પેદા કરનાર પાક પરવરદેગાર જનાબ પાયામાલ થઇ જતી રાસ્ત ઇરાની આલમને બચાવા ખાતર પાક વાણી પઢ્યા અને પોતાને તાબેદારીથી ચાહનાર આલમની સેવા ગુજારી.

આ શાહાનશાહી દબદબાની ક્રીરીઆ પુરી થયા પછે દસ્તુર દાદ આતશબેહેરામના મોટા દીવાનખાનામાં શાહને લઇ ગયો અને ત્યાં આરાસ્તા કરેલાં એક શામુર્ગવાલા તખ્ત ઉપર બેસાડી એક પાદશાહી શરોપાવ નજર ધર્યો અને ત્યાં તે નામદાર શાહ જનાબ હાથબસ્ત કરી ખાકશારીથી ઉભો. શાહ આ મોટા પીરાનપીર દસ્તુરની લાયકી ને ઇજત ને તવાજેની મદારત જોઇ ઘણો તાજુબ થયો. તેની ઘણીજ ખાતરદારી ને તાબેદારી કર્યાની ચાલ ઉપર ફીદા બન્યો. પછે પોતાના ખાસ અમીરોને બીજા દીવાનખાનામાં મોકવાનો ઇરાદો કર્યો. દસ્તુરે તે ઇરાદા ઉપર અમલ કર્યો અને શાહે ફીરમાન ને દસ્તુરાન દસ્તુર દાદ બન્ને સીવાય બીજા કોઇ ત્યાં રહ્યા નહીં.

શાહ પોતાનો સીનો ખાલી કરવાને બેસ્તો વખત જોઇ બોલ્યો: "ઓ દસ્તુરાન દસ્તુર, મ્હારી ત્યાં લગી આવ્યાની બીના મ્હારેથી સાંભલી મને લાયક મસલત આપશો. હું નામદાર શાહજાદી ગુલશીરીના સાથ શાદી કરવાનો કોલ કાયમ કરી ચુકોછું. અને તે શાદી આપણી જરથોસ્તી શાહાનશાહાત જીતી નવેસરથી તેનું તાજ ને તખ્ત તે ઇરાનની શાહજાદીને હવાલે કર્યા પછે અમલમાં લાવવા ચાહુછું. એ મ્હારી મુરાદ છે અને એમાં મ્હારો તમામ દમ ને જેહમત હોમાયાં છે. નવરોજનું ખાણું આદરબીજાનની ખલકને આપી તથા મ્હારો ઇરાદો જાહેરમાં આસ્કાર કરીને હું દીન દુશ્મનોના દોર સામે લશકર કસું અને મ્હારી શમશેર ને સીપહેશાલારોના દેલાવર હોમલાઓથી તે તમામ મહજબ–મુદઇઓને મુરડાં બનાઉં અને ઇરાનનો યજદી આતશ ફ્રીરીને રોશન કરૂં." જૈફાન જૈફ દસ્તુર દાદ ફીરમાનના નવજવાન શાહના સોખન સાંભલી પોતા ઉપર સાંપ મીસાલે પેચ લઇ વીચારમાં ગરક થયો. શું જવાબ ને શું હાંસલનો હીસાબ જાહેર કરવો તે જો કે પુર્ણ ઇન્શાન હતો છતાં પણ ગુચવાયો. તેના મગઝમાં મુદઇની હરીફઇ કરવી મુસ્કેલ જણાઇ. ઇરાનનો સેજસાજ બુલંદ નશીબો આ જંગ પછે તદન જાંખો પડી જશે અને યજદી આતશને લઇ સેજસાજ બચેલા મુબેદાન મુબેદજાદાઓ વતન મેલી પરવ-

નન નાહાસી જશે. આજનો રોશન મહજબ હવે પછે આ જંગ થયાથી તલ જેટલો પણુ પોતાના રોબમાં રહેવો માહાલ છે. એ ખ્યાલમાં ગુંટાઇ ગયો.

પળ, આજે તે જેહાનને મુઠમાં ડાબી રાખનારા દસ્તુરાન દસ્તુર દાદને એક જમાના જેટલી જોરેમંદ લાંબી જણાઇ. અને તેની પીરાન કાયામાં કાલજીનો લરજો ઉપજ્યો. અંતે તે ખુબ ગોર કરી બોલ્યો "શાહે ફીરમાન, હજી જંગની જગ્યો શાદી વધારે ફાયદામંદ છે. જંગથી ખુનનો દસ્ચાવ જારી કર્યા પછે શાદી ગોયા માહેતમની ફીરીઆ જેવી થઇ પડશે. અવલ શાદીની મુબારકબાદી ને બાદ જંગની બરબાદી. જેમ દાનેશ કહે છે તેમ હું નામદાર શાહને છુપી મસલહત આપુંછું કે આપણા દીન દુસ્મનો ઉપર લડાઇ લઇ જવા દાને દીનદુસ્મનોની આવી પડતી લડાઇના જવાબ આપણા કીલ્લા દરમ્યાનથી આપવામાં આપણી પાયદારી છે. જવાનીને અદેખાઇ ઉપજે ને દીલેરીના સીનામાં ફાર પડે એવા ચુનન્દા ઇરાની લશ્કર ને સમશેરબાજોને ચાલી ચલાવી મોતના મેદાનેમાં ઉતારી બરહમ મારવામાં કસી હાંસલ નથી. અને હમેશાંની નામોશી ને નાબુદી છે. શાહે ફીરમાન, શાદીથી ફીરમાન ને આદરબીજાનના મુલક એક હકુમત ને સલતનત થશે અને પાદશાહી તુખ્મની પેદાયશ કાયમ રેહશે. માહ જોરમંદ જમાનાનો વેરભાવી વખ્ત, આજનો હીંગામ કહે છે તે ગુપચુપમાં ગુજારી દેવો જોઇએ. એકબાલ, યજદાન તાલાની અવલ નવાજીસ છે અને એ નવાજીસ થવાની તરેહવાર તકરારમાં દાનાવોના દીલ રંજીદા છે, મગર આજ તો નકી ઠેડાવ અમલ ઉતરયો છે કે યજદાનતાલાએ આદમને અકલ રોશન ખુરશેદથી તલુ થયળા મધ્યાન દીવસે ને એકબાલ, શીહા રાત્રના મધ્યાન વખ્તે બક્ષ્યાં છે. આ બક્ષેશ ઉલટી કે સુલટી થઇ છે, તે માટે જેમ જેની લાંબી નજર પુગે તેમ બખારે છે, સબબ બેવકુફ બેમોતાજ છે, જવાન દાનેશનો વેરી છે, ઇમાન બેવફા દોસ્તનો શીકાર છે, ખુબશુરતી વગર મુલે બારેવાટ છે. આ તમામ હરતી અને વેંહેંચણીથી તરેહવાર ખંખારમાં ગાજે છે. રાજ ને હકુમત તરેહવાર ફેરફારમાં મુજાય છે. એકબાલ ઉપર અકલ જેમ આતશ ઉપર લોબાન મેલાઇ જલી ઉડયા સમ કરામત બને છે. ખ્યાલ માત્ર એ ભેદ ઉપર વ્યર્થ વેરાય છે. જમાનો પોતે એ અજાયબ વેંહેંચણીનો મન્જુર છે. શાહ, કહુંછ માત્ર આ તમામ રગજીક ને છીકરનો સાર ત્રણ શોખન દરમ્યાન :—"જંગનો ખ્યાલ બીલકુલ દફે કર. દીનદુસ્મનોના વીચારથી જ્યાં લગી વખ્ત અનકુલ નથી ત્યાં લગી મગઝ ના નબલું કર. એક પલના વીલંમ ધરયા વગર શાદીથી ત્હારા એકબાલને રોશન કર." આ કદમ નામદાર શાહના હકમાં આસ્માન લગી જાવેજલાલી પામ્યા જેટલું ઉત્તમ

છે, એથી કુલે ઇરાની બાકી રહેલી કોમની જાલવણી થશે અને નામદારી ભરેલાં નામથી ઇરાનની જેહાન ત્હારા હકમાં દુવાગુજાર કરશે."

શાહે ફીરમાનને દસ્તુરાન દસ્તુરની દાનેશ પસંદ આવી નહીં. તે કયાં છે તે તદન ભુલી જઇ પોકાર મારી રહ્યો: "હું તે જાન રાખનાર ઇરાની નથી કે જૈફાંન જૈફની મતલબી જીંદગી ટકાવવાની લાલચને સીનેનશીન કરૂં ? હું તે ઇરાનની દેલાવરીનો સીનામાં દરયાવ ઉછાલનાર શખ્સ છું કે જે કોઇ પણ મતલબ કે ખાંગી તલબથી વેગલો જે અવલ બરહક કદમ તે ભરનાર છું. પેહેલાં નામદારી ને પછે એશઆરામ, પહેલાં મ્હારી ઇરાનની શાહાનશાહાતની જીત ને પછે શાદીની રામસ્ની ને રીત. હું જંગમાં મ્હારી શમશેર ને સીપેહશાલારો ને સીપાહો સાથ મુદઇઓનાં લશકરની પાયામાલી કર્યા પછે ને તાજ, તખ્ત ઉપર મ્હારા ન્યાગાનોની રોશન ચેરાગ નેક બખ્તાવર શાહજાદી ગુલશીરીનાને બેસાડયા પછે શાદીનો હીંગામ રોશન ગજાવીશ. હું ગમ સાથ ખુર્રમ થાઉં ને જીંદગી ખુશાલીમાં ગુજારૂં તેવો ઇન્શાન બન્યો નથી."

દસ્તુરાન દસ્તુર દાદ આજે કઇ વર્ષે એક ખરા ને દેલાવર ઇરાનીની જબાન સાંભલી આફ્રીન કરી રહ્યો. તેના સીનામાથી આ પેહેલવાનગીરીના તેજે એક લાખ સમેશેર નીકલી પડ્યા જેવો જુસ્સો ખીલ્યો. 'આફ્રીન આફ્રીન, આફ્રીન,' એ શોખન તે ત્રણ મરતબે બોલ્યો, પણ તે જુસ્સાનો ઝલકી નીકલેલો શોહોલો અંતે અસ્ત થયો, અને તેની અપાયલી મસલત ફરી સાબેત કદમ મેલવાની ગણત્રીના તંત્ર ઉપજાવતી ચાલી. તે ખ્યાલી ખુશાલી ને સાબુત ગણત્રી વચ્ચે ગોયા સુરી વચ્ચે સોપારી માફક આવી ગયો, કે તેના જૈફ મોહડાં ઉપર અફશોશે શીહાઇ પાંઠરી. લાઇલાજ તે ત્યાં ખેજાનના ખરી પડવાની અણી ઉપર આવેલાં પાદડાં મીશાલે ખરખર થવા લાગો. આ હાલત ઝાઝો વાર રહી નહી. શાહે ફીરમાને તર્ત પોતાના વીશ્વાસુ વજીરોને બોલાવ્યા અને તે ત્યાંથી ઉઠયો. બન્ને નામદારો એક જૈફ ને બીજો જુવાન દસ્તમાં દસ્ત મેલવી તે દીવાનખાનેથી નીકલ્યા. શાહે દસ્તુરાન દસ્તુરને લાયક તવાજોથી ખુદાહાફેજ ગુજારી અને નવરોજનો હીંગામ મધરાત્ર પછેના ત્રણ કલાકને અમલે હોયાથી તે હીંગામ તમામ આદરબીજાનમાં પુર દમામ ને શાહાનશાહી તેજે ગુજારવાની મરજી જણાવી. તેમ દસ્તુરે નવરોજ ગુજારવાની અને તેના ખાણાની મુરબીગીરી ઉપર તે નામદારને બીરાજમાન કરવા સારૂ પોતાના સીના ઉપર દસ્ત મેલી તે શાહની અર્જ બાહાલ રાખી.

---

# બાબ ૯ મો.

## [જમશેદી નવરોજની મીજલસ ને ખાણાંનો જાવોજલાલ મેહમાર.]

“બહાર તું હસી ગુલજારમાં મોહબત ખેલતી ખીલી છે,
ફસલ ગુલલાલાથી ઘેરાઇ ખુશબો બ્હેકતી ખીલી છે.
ગુન્ચે રંગીલી રાગણી તાણી આસમાની રંગ સોગાતમાં,
ગુલચમન હલ્યારી તાજેતર જીગર ભેલતી ખીલી છે.
બાદેશબા ખુબ બહાર સંગ નખરાંથી નાચેછે રંગીન
મોહોરબંદ નવી નવઇના મોહોરે નેજાર ફેંકતી ખીલી છે.
યાકુત ચાંચ બુલબુલની લેછ અલાપ પર અલાપ શરોદ તાણી,
હોજે મુબારક બહાર આલમ આસ્નાઇ છેડતી ખીલી છે.
નાજનીનોના નેજારામાં, રૂખસારામાં, રૂપ રૂવાનીમાં,
મુબારક સદકે સદ હજાર તરેહે તરેહ રેલતી ખીલી છે.
સબજ સરજમીન હરએક જગો રંગ એશઆરામ લાવી,
જબાં જબાં વખણાવી રામસની ખુશાલી ખેંચતી ખીલી છે.
જેહાન રંગીન રામસની કરી દે કીરતાર બહાર કરામતને,
કંઇ વેરાન રૂસ્તમ આબાદ કરી હસ્તી બેસ્તી ખીલી છે.”

જમશેદી નવરોજની રામસ્નીનું મંડાણ મધરાત્રથી મંડાયું. મરદ માત્ર નજુમના જાણકારોના જણાવ્યા પ્રમાણે તનથી સફા થઇ લાલ રંગના વસ્ત્ર ને નામદારીના ઝવેરાતો પેહવા લાગા. ઓરત માત્ર નાજનીનોને છાજતા રેશમી પોશાગો ને શીંગારમાં સાવ પગથી તે માથા લગી ચીકાર થવા લાગી. બચાં માત્ર આ તેહવારની તરેહવાર રચનામાં રલ્યામણા ને રમત ગમત ભરેલા થવાં લાગાં. શીપાહ બચ્ચાઓ સમશેહેર ને દલેરીના બખતરમાં પેહેલવાનો બનવા લાગા. લશ્કરના ચલાવનારા જંગી સરદારો તરેહવાર ઢપછપના બખતર ને હથ્યારોમાં ગરક જવા લાગા. અવલ શીપેહશાલારો જેહાનને હેરત કરનારા જંગબાજો બનવા લાગા. દસ્તુરો નજુમના હોકમ માફક એ તેહવારમાં ઘણી ચોકસાઇથી પોતાના સુદ્ધ સપેત પોશાગમાં ફીરેસ્તા પ્રકાસ્વા લાગા. નવરોજનો રંગ માત્ર તેઓની કમરે વીટાયલા કમરબંદમાં ઝલક્યા શીવાય બીજી તમામ તરતીબમાં અશો જરથોસ્તના કદીમ જમાનાની નીશાનનો રોબ મારવા લાગા. એર્વદોના સ્વરૂપ ને તોર આ વખત એવા સફા ને સુંદર પોશાગમાં રોશન થયા કે પાકીજગી ને પરેજગારી તે હેરતમાં એક બીજાનું મોહ ટીકવા લાગી અને સુદ્ધ ઉજલા દુધ જેવા

જામા ને કોલાહમાં મોબેદોના સ્વરૂપ શાહાનશાહોને અદેખાઇમાં નાખે તેવાં ઉમદા ચલકવા લાગાં. અરે તે રાતનું સ્વરૂપ એવું અદબ ને ઉમેદમાં ગુલરંગ ખીલી ગયલું કે જમાનો તે ઉપર આશક પડયો અને વખતને ચાલવાની તાકત કમ થઇ. આ સુભ વખતે આદરબીજાનના તમામ આતશબહેરામ ને આતશ આદરાનોમાં નવરોજની મુબારકબાદીના ઘંટ વાગવા સરૂ થયા. મજદાની બક્ષાયલી માજદીયસ્નીના પવિત્ર કલામના શરોદો દસ હજાર મોબેદોના મુખમાંથી નીકલવા લાગા. શાહાનશાહી વાવટા તમામ આતશખાનાના ગુમ્બજ ઉપર ચદયા, અને દસ્તુરોએ ગાવ્યાની ગુરૂજો ખભે ઉઠાવ્યા. ત્રણના કલાકનો ટકોરો કોટના વખત દેખાડનારા મોટા ગુમ્બજ ઉપર વાગો કે દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસ્તાસ્પે જરી ગાવ્યાની ગુરજને નમસ્કાર કરીને પોતાના દસ્તમાં ધરયો કે તમામ લસ્કરે પોતાની સમશેહેર મ્યાનથી ખેંચી તે મોટા દસ્તુરને માન આપ્યું. આ વખ્તે જંગી સપેહસાલારો સાથ કીરમાનના શાહે તે આતશબહેરામમાં કદમ મેલ્યું. તેના કદમ મલવા સાથ પાક જંદ અવસ્તા ત્યાં ઉભેલા હજાર માહ પાક સાખ મોબેદાન મોબેદોના મુખથી પ્રગટ થઇ તે નામદારને નવરોજની મુબારક બાદી નવાઝી. દસ્તુરાન દસ્તુરે અહુરામજદાની જંદ મુનાજાત ને જમશેદી નવરોજની પહેલવી મુબારકબાદી પોતાના ખાસ મદદગાર દસ્તુરો સાથ ગાઇ અને જરીન ગુલાબનો શીશો લઇ અવલ આસ્માન ઉપરથી અશો જરથોસ્તના લાવેલા અરદીબેહેસ્ત બાદશાહની આસપાસ છાંટયો કે સનમુખ દસ નહાન બરસુમ લઇ ઉભેલા ઘણા પરેજગાર મોબેદોએ મન મન ભારના ત્રણ સુખડ ને ત્રણ અગરના કટકાવો તે અહુરમજદાના પુત્રને અર્પણ કરયા. અર્પણ કરયા સાથ અરદીબેસ્ત ન્યાસના પદનું ભણતર ગજાવ્યું. આ ભણતર દરમ્યાન જ્યાં તનદ્રોસ્તીના પદ સીરૂ થયાં કે ગુલાબનો મારો ત્યાં ચોગરદમ છાંટયો પછી આદમીજાતમાં ત્યાં અવલ પદવી ધરાવનારા શાહે કીરમાન ઉપર મુબારક બાદીના મોતેબર કલામના વધાવા સાથ ગુલાબ વરસાવ્યાથી તેના નવજવાન તન મનને નવરોજ મુબારક ચાહ્યો. પછે ત્યાંના ખાસ મદદગાર દસ્તુરોએ બુલંદ હીંમત ને ભારી દેલાવરીના સીપાહશાલારોને દુવાના કલામો સાથ ગુલાબનો છંટકાવ કરયો ને નવરોજ મુબારકબાદી દીધી. પછે બીજા હજાર મોબેદોએ એક હજાર સુદ્ધ ચાંદીની ગુલાબદાનીઓ દસ્તમાં ધરી અને ત્યાં મલેલી જરથોસ્તી અનજુમનને દરજ્જા પ્રમાણે નવરોજની મુબારકબાદી દીધા સાથ ગુલાબથી ખુશબોદાર કરી. પછે બાહેર ઉભેલા દસ હજાર પવિત્ર મન ને સફા તનના એર્વદો ને મોબેદોએ નવરોજની ફીસ્ત્યાની સરૂઆત રચીને જરથોસ્તી આલમને ગુલાબના વરસાદે બાહારની ફસલની

મુબારકબાદી નવાજી. અને એક બીજા બુજોર્ગ દસ્તુરની સરદારીમાં એક હજાર નવજવાન મોબેદોને હોકમ થયા મુઆફેક કીરમાનના તમામ લશ્કરને ગુલાબ ને દુવાથી નવરોજની ખુશાલી ઉપજાવી. પછે ખુશબોદાર ગુલાબની એક એક કલી દરેક જરથોસ્તીના દસ્તમાં મેલાઇ, ત્યાર પછે દસ્તુરાન દસ્તુરે પોતાના ખાસ મદદગાર દસ્તુરો સાથ શાહે કીરમાન ને જંગી સપેહશાલારોને પાંચ પાંચ બાહારની ફસલના તાજા ગુલાબો એનાયત કરયા સાથ ખુશબખ્તી ને ઉમરદરાજી ચાહી. છેલ્લે દસ્તુરાન દસ્તુરે એક ખાકીના ખાકી મીશાલે પોતાના ખુદઇ કેબલા આતશ સામે શાસ્ટાંગ નમસ્કાર કરતી હાલતે પડીને ઇરાની શાહાનશાહતની પાયદારી ચાહનારા એવાં બાગે બુલંદ ઇશ્મ પઢયો કે ત્યાં મલેલી બે લાખ આદમીની ખલકમાં તેના સુદ્ધ ભણુતરનાં પદોથી આફ્રીન વરસી રહી અને આસ્માને પોતાના તમામ રોશન શીતારાઓ સાથે તે ઉપર મોહબત નવાજી હોય એવો ઝલકાટ પાંઠરયો.

હવે પારસી વાંચનાર એ નવરોજનું ખાણું તું સાંભલી ત્હારા મગઝને ફેરાવન ના કરતો પણ ત્હારા કયાની ન્યાગાનોના નવરોજ ઉપર આફ્રીન કરજે. અને તેના મહીમાને યાદ રાખી એ તેહવારને ટાંકણે તું પણ એવો નવરંગ ત્હારા ખેશ કબીલામાં રોશન કરજે. કે આદરબીજાનમાં આ નવરોજના ખાણાની ચાર લાંબી હાર મંડાઇ. દરેક હાર ત્રણ ફરસંગ લગી એક સમાન બીસ્ત્રાથી આરાસ્તા થઇ. આ ચાર હાર વચ્ચે એક મસ પાદશાહી દેરો તણાયો હતો જ્યાં શાહે કીરમાનની બેઠક કરી હતી અને ઇરાનના મોટા જાવોન્ગલાલ શમશેરબાજોને ત્યાં હાજર થવાના હોકમ પ્રમાણે તે તમામ નામદારો ત્યાં આવી બીરાજ્યા હતા. પુર્વ તરફની હાર ઉપર આથોરનાનનો ટોલો બીરાજ્યો હતો. ઉતર તરફ સીપાહીઓનો ટોલો સામેલગાર થયો હતો. દખણ તરફની હાર ઉપર તમામ જરથોસ્તી બાનુંઓનો ટોલો અદબથી બેઠો હતો. પશ્ચીમ તરફની હાર ઉપર તમામ વેવારી વેપારી જરથોસ્તી સમસત અનજુમને બેઠક લીધી હતી. આ ખાણામાં એક હજાર ગોરખરો રોસ્ટ થઇ મેલાયાં હતાં. એક હજાર ચાર સીંગડાંવાલાં મોટાં ગોસપંદો મસ ખાનચામા તરાઈ મેલાયા હતા. દસ હજાર દુમ્બાના કવાબ લાલમ લાલ મસાલાદાર તરાઇ ત્યાંના તમામ બીસ્ત્રા ઉપર પંઠરાયા હતા. એક લાખ મુર્ગો તો ત્યાં રૂપાની રકાબીમાં રોગનતર થઇ પમરતા મેલાયા હતા. વીસ હજાર ચીનાઇ હાંસના તરહેવાર પકવાનો ત્યાં સ્વાદીષ્ટ રંધાઇ હાજર થયાં હતાં. તે વગેરે જે હજારો તર તરકારી તઇઆર મેલાઇ હતી તેનું બયાન થાય તો હાલના જમાનાને તે સમજ પડે નહી. દહીની તો ત્યાં ટાંકીની ટાંકી બંધાઇ મેલાઇ હતી અને શરાબના ત્યાં

ચાર બાજુ ચાર મોટા ટાકાં તૈઆર કરી રાખ્યાં હતાં જેમાંથી કેરબા-સીની કેરબાસી ભરાઇ તેનો તે મીજલશમાં દોર ફરતો હતો. નવરોજ ઇજાયાની પલકથી આ ખાણું ચાલ્યું તે ખુરશીદ તલુ થયાને ચાર કલાક ગુજર્યા લગી જારી રહ્યું. આ વખ્તે બે લાખ ઉપર મરદ ને ઓરતના ખુરંમી ખુશાલીના પુકારો ને મુબારકબાદીની સલામતીઓથી આદરબી-જાનમાં કોઇ જુદી જેહાન ઉતરી પડ્યાની ધમાલ મચતી હોય એવો અજાયબ હીસાબ થઇ પડયો હતો. આ ખાણામાં દસ્તુરાન દસ્તુર પોતાના મદદગાર ખાસ દસ્તુરો સાથ જ્યાં જોવો ત્યાં હાજર દેખાતો નવ-રોજની મુબારકબાદીની સલામતી ચાહતો હતો. તે જૈફાન જૈફે અવલ સલામતી યજદાનતાલાની ચાહી ને તમામ જરથોસ્તી આલમે બાઇજત તેમાં પોતાની જામ ઉઠાવી સામેલગીરી કરી. બીજી જામ ઇરાનની શાહાનશાહતની પાયદારી ને ફતેહની ઉઠાવી અને તે નામદારે એક બંદગી ગાઇ.

"વૃદ્ધી છે જગમાં તું નામે યજદાન,
પાકીજગી છે રગમાં તું નામે યજદાન,
બંદગી છે બદનમાં તું નામે યજદાન,
જલેહ છે લોચનમાં તું નામે યજદાન,
પાપી થાય કુલ દફે તું નામે યજદાન,
પાકી પામે જસ ફતે તું નામે યજદાન,
જુલ્મી થાય પુર શીકસ્ત તું નામે યજદાન,
અવલ થાય નેક શ્રેષ્ટ તું નામે યજદાન,
મુરડાલ થાય માહ તેજ તું નામે યજદાન,
મસ્તાન થાય સેજ રેજ તું નામે યજદાન,
મોતાજ થાય ભરપૂર તું નામે યજદાન,
બેમોતાજ થાય ધૂલ તું નામે યજદાન,
પાયમાલ થાય પાયદાર તું નામે યજદાન,
પાયદાર થાય પાયમાલ તું નામે યજદાન,
ઇસ્મ કબુલ જબાન તુંઇ નામે યજદાન,
બક્ષ બક્ષ રાજ ઇરાન તું નામે યજદાન."

આ બંદગીના કલામોએ ત્યાંની નવરોજ ખુશાલીમાં ઇરાનનું થંડુ પડેલું જોર જોસદાર કર્યું. દરેક ચશ્મમાં પોતાની ઇરાન શાહનશાહાતની કમબખ્તીની નવેસરથી યાદ પડી અને તમામ જરથોસ્તી આલમના દીલમાં પોતાના છેલ્લા શાહાનશાહની હેરાનગતીના પુર ખ્યાલ ઉઠીને તેના અકાલ મોતની ગમખારી છુટી પણ તે જમાનાની જંગી ઇરાની ખલક

કાંઇ રડતી કે કપાલ કુટતી નાહીંમત હતી નહી. તે ખલકના દીલમાંની ગમખારી, જવાનમરદી ને શાહાનશાહતની પાયદારી લાવનારી ઉલટ ને દેલાવરીમાં બદલાઇ ગઇ. દરેક ત્યાં બીસ્ત્રા ઉપર બીરાજનારે આ સલામતીને પોતાના જાન કરતાં વાહાલી ગણી. અને શું બાનું કે બચાં, શું ગામડયો કે શેહેરી, શું દસ્તુર કે સપેહસાલાર, શું એર્વદ કે સરદાર, શું મોબેદ કે સીપાહ, શું શાહ કે ગદા વગેરે ત્યાં મલેલી સઘલી સમસત અનજુમને શીતાબ ઉઠી કમરથી વાંકી વળી આ સલામતીની જામ પાક યથા અશેમની મોતેબર જંદબંદગી સાથ નોશ કરી અને દુવાના દસ્ત ચશ્મ સાથ આસ્માન ઉપર ઉંચા કરી પોતાની પાદશાહાત ફરી તાજી કરવાની મદદનો પુકાર મારતા બેહા અને ખાણુને ઇન્શાફ આપવા લાગા. ત્રીજી સલામતી દસ્તુરાન દસ્તુરે પોતાની શાહજાદી ગુલશીરીનાની લેવાડી:—

"ઓ ખુદા તેં બક્ષી સુરત એક જેહાનના તખ્તા ઉપર ઇરાનની શાહાનશાહાતને તેનાં કરતાં પણ અન્મોલ, તો તેનું આબ જાલવ, તેની નેઘેબાનીનો બાહાર ખીલવ અને બીજો જમશેદી નવરોજ પોતાનો રોશન રોજ ઇરાનની આલમમાં ઝલકાવે તે આગલ એ નામદાર યાદગાર ઇરાનની શાહનશાહી ચેરાગને ઇરાનનું તખ્તોતાજ નવાજ ને ફીકા પડેલાં જંગી ઇરાનીઓના ચેહેરા ઉપર ગુલાબ ખીલવ."

દસ્તુરાન દસ્તુર દાદ બીન ગુસ્તાસ્પે આ સલામતી લેવાડતાં પોતાનું જૈફ તન ને પેશાની ખાકમાં મશલી નાંખ્યાં. તે નામદારે પાક જંદ ભણતરની દુવા ગુજારી એક એવો બુલંદ પુકાર મારી જેહાનના બરપા કરનાર મજદાની મદદ ચાહી કે ત્યાંની તમામ જરથોસ્તી ખલકના જીગરમાં આતશ રોશન થયો. આ સલામતી ઉપર ત્યાં મલેલી ખલકમાં જે પેહેલો ઉઠી નમ્યો તે શાહે ફીરમાન હતો. પછે જે નમ્યા તે ઇરાનના લશકરના જૈફ ને જવાન લશકરકસ સપેહશાલારો હતા. પછે જે નમ્યા તે શેહેરને આસેપાસેના વસનારા ઇરાનીઓ હતા. પછે જે નમ્યાં તે બચાં ને બાનુઓ હતાં. છેલ્લે આથોરનાનનો ટોલો તમામ ગોસ યસ્ત કરતો ઉઠયો. પા કલાક યજદી ઝલકાટના ફતેહમંદ ગોસ ફીરેસ્તાની સીફત ગાઇ તેને રીજવી અહુરમજદ પાસ આ વખ્તે ઇરાનીઓની દાદ પોંહોચવા આજીજીના હાથ સર ઉપર ઉઠાવી આસ્માન ઉપર ખુલા ધર્યા અને બંદગીનો ફરી હદીઓ હાજર કરયો:—

"અહો ગોસ યજદ તું જેમ મોટા કેખશરોની કુમકે યજદાન પાસ હાજર થઇ મદદ લાવ્યો તેમ આ વખ્તે આબ કરતાં ખાલશ અમારી શાહજાદી ગુલશીરીના માટે ખાસ મદદ લાવ. અહો ગોસ યજદ તું જેમ મોટા ફરેદુન માટે ફીરૂજીના લેખ યજદાન પાસ હાજર થઇ લાવ્યો તેમ

તું અમારી વીજલી કરતાં તેજ ગુલશીરીના માટે ખાસ મદદ લાવ. અહો ગોસ યજદ તું જેમ મોટા શામ માટે જાલેજરના ઉઠેલા વેહેમ વખતે યજદાન પાસ હાજર થઇ તેની ખાસ રેહેનુમાઇની મદદ લાવ્યો તેમ તું અમારી આતશ મીશાલની પવિત્ર ગુલશીરીના માટે ખાસ રેહનુમાઇની મદદ લાવ. અહો ગોસ યજદ, તું જેમ મોટા કેકોબાદને કોહેકાફ ઉપર યજદાનની મદદ લઇ કુમકે જઇ પોંહોંચીને ઇરાનની શાહાનશાહાત બક્ષેશ કરાવવામાં ફતેહમંદ ઉતરયો તેમ તું અમારી ખુર્શેદ મીશાલની રોશન શુરત ગુલશીરીના માટે ખાસ મદદની કુમક લાવ ને ઇરાનની શાહાનશાહતનું તખ્ત તાજ નવાજેશ કરાવ."

આથોરનાનનો ટોલો આ બંદગી વધારે પઢયો હતે પણ દસ્તુરાન દસ્તુરે આ વખ્તે ખાકમાંથી ઉઠી તમામ અનજુમનને તે સલામતીની જામ નોશ કરવાની ઇશારત કરયાથી સઘલી દસાના ખાણા ઉપરના બીરાજનારાઓએ અશેમના અજમતી ઇસ્મની બરબર સાથ નોશ કીધી. ખાણા ઉપર ફરી ધમાલ ચાલી અને ઇરાનીઓના દરેક લુકમા ને સાસ સાથના શોકર ને નવરોજ મુબારકના મીઠા શોખનોના ચાલેલા શોરબકોરથી ઓર રવેસની મજા પડતી હતી.

છેલ્લી સલામતી શાહે ફીરમાનની લેવઇ અને એ શલામતીમાં જે ભેદ ને અગમ નીગમના ઇશારા કહી દસ્તુરાન દસ્તુર પોતાના મનની દેહ-રત પઢયો, તે જબાનકસી હાલના વખ્તની નબલી જબાનમાં બયાન થઇ શકતી નથી. આ સલામતી તમામ ઇરાનની આલમે જેવી ગુલશીરીનાની દીલબરીથી ચાહી હતી તેવીજ ચાહી ઉઠાવી હતી.

એ પ્રમાણે આ નવરોજના ખાણાનો મેહમાર ને નવગહાર સવારના નવનો અમલ ગુજરી ગયા લગી જારી રહ્યો હતો. ખાણાથી ફારગ થયા કે સુકા મેવાના બીસ્ત્રા ઉપર શરબતના શીશા ને ફલફલાદીની મોજમાં પડયા. એક લાખ ઉપર શરબતના સોનેરી શીસાનો ફરસંગો લગી લંબાયલો બીસ્ત્રો તમામ અદના આલા ઇરાની આલમથી એક સમાન રવેસ ચીકાર થયલો જોવો એ ઇક-બાલ પામવાની વાતજ વીરળી. એક લાખ તરબુચ, એક લાખ ખરબુચ, જીવને આશુદગી નવાજનાર એક લાખ લાલ અનાર, એક લાખ અનારમીશાલના તાજા ખજુર ને એ પ્રમાણે દરેક ફલની જાતના લાખલાખ નંગો ત્યાં મેલાયલા સેજ વારમાં પસાર થયાં. શરબતની જામને તો કોઇએ એક કલાક લગી વીહલી મેલી નહીં અને સુકા મેવાના ડુંગરોના ડુંગરો લાગીને જેને જેટલી મરજી તેટલો તે સુકો મેવો ખાવાને કોઇની મના નહીં. આ સઘલી પાદશાહી મદારત માત્ર દસ દસ્તુરોને લઇ ઇરાનનો મોટો દસ્તુર દાદ પોતે જાતે બજાવતો હતો. હજારો શાકી ને સેવકો ત્યાં જેને પણ જે તલબ તે શીતાબ પુરવાને હાજર રાખેલા છતાં આ દસ્તુરાન દસ્તુર પોતાના દસ ખાસ દસ્તુરો

સાથે જે મોહબત ને મદારતથી ઇરાની અનજુમનની મેહેમાનગીરી બજાવતો, તે ગોયા તેના કામનો એક મોજેજો કેહવાતો હતો છતાં આ મોટા દસ્તુરે આ નવરોજના કરોડો દીનારનાં ખરચાયલાં ખાણામાંથી ફક્ત એક બુંદ શરાબ ને એક બુંદ શરબત સાથ એક દાનો અનારનો, એક બીજ બદામની, એક મગજ પીસ્તાનો ને એક ચશ્મ મીશાલની દ્રાક્ષથી પોતાને સંતોખ્યો હતો. અને તેના દસ ખાસ મદદગાર દસ્તુરોએ એક જામ શરબત ને સેજસાજ સુકા મેવા સીવાય બીજી ચીજ હલાલ જાણી નહી. આ રીતે આ નવરોજની રામસ્ની આદરબીજાનમાં યાદગાર થઇ. આ રામસ્ની ત્યાં સાત દીન ને સાત રાત લગી જારી રાખ્યામા આવી હતી અને જરથોસ્તી આલમને મરજી મુઆફેક જ્યારે પણ ખાયસ થાય ત્યારે ત્યાં જઇ મોજ મારવાને છુટ મેલાઇ હતી.

---

## બાબ ૧૦ મો.

**[ કોહેસ્તુમનાં મેહેલમાં આદરબીજાનની નવરોજ રામસ્નીની ખલક શાહે ફીરમાન સાથ પોતાની શાહજાદી ગુલશીરીનાને નવરોજ મુબારકબાદી દેવા ગઇ અને ત્યાં દરેક જને પોતાની ગુન્જાસ માફક નવરોજની સોગાત મેલી.]**

"આવ આજે બુલબુલ તું જરીન થા,
આજ ખુશીની રાગણી રંગીન ગા.
મોજ માન મેલાપ આજ થયો ત્યાં,
કોણ જાણે જાન કાલ ગયો કયાં ?
એ તો હસ્તી છે ગોયા ખાકનો ખાબ,
આજની મજેનો ના હોય કાલ હીસાબ."

જ્યારે જમશેદી નવરોજ મીજલસ આદરબીજાનમાં બરખાસ્ત થઇ ત્યારે તે તમામ મીજલસ શાહે ફીરમાન સાથ કોહેસ્તુમના કીલા તર્ફે પોતાની નામદાર શાહજાદી ગુલશીરીનાને નવરોજ મુબારકબાદી નવાજવા ચાલી. આ ખબર તે શાહજાદીને થતાં કીલ્લાવાલા શાહાનશાહી મેહેલમાં એક બેઠક આરાસ્તા થઇ. અને કીલ્લા દરમ્યાન લખોની ખલક ને નવરોજની મજે મારવાની બેઠકો રચાઇ. શાહે ફીરમાન જેવો કીલ્લામાં દાખલ થયો તેવીજ શાહજાદીની રીશાલદાર બાનુઓએ તેના ત્યાં કદમ મેલ્યાની મુબારકબાદી ગાઇ અને શાહજાદીએ પોતાના તખ્ત ઉપરથી નામદાર શાહને હસતા લબોથી તખ્તની બેઠક લેવાનો આવકાર દીધો. ત્યાં

મેહેલમાં ભાયગશાલીઓની મીજલસ સમરાઇ અને ચોગાનમાં ઇરાની ખલકની રચના રચાઇ. ગુલાબનો સુગંધી છટકાવ ને ગુલાબ શરબતની જામ ને સુકા મેવાની ખાનીમાં નવજરોજ મહીમાં ગાજ્યો. શાહે ફીરમાને નામદાર શાહજાદીને એક સુદ્ધ મોતીનું તાજ નવરોજ મુબારકબાદીમાં શોગાત કર્યું. સપેહશાલારોએ તરેહવાર બેકીમતી સોગાતો મેલી પોતાનાં મનની મસ્યાદા ને અદબ બજાવી. શોદાગરો ને શાહજાદાઓએ પોતાની શાહાનશાહજાદી માટે નજરાના મેલવાની અવધી કરી અને ખલક એટલી વફાદારી ને મોહબતમાં આવી હતી કે દરેક જને પોત પોતાની ગુન્જાસથી પણ મુબારકબાદીની કીમતી નજર જનાબ ધરી તે નામદાર શાહજાદીને તવંગર બનાવી દીધી. લખો દુવા, લખ્ખો મુબારકબાદીના રાગ, લખ્ખો સલામતીની ચાહેલી તનદરોસ્તી, લખ્ખો ઇરાનની શાહાનશાહતના તખ્ત ઉપર શાહજાદીના બીરાજવાની હોંસીલી ઉલટ ને લખ્ખો મદદગાર શમશેરના ખખરાટથી કોહેસ્તુમ ગોયા પચરંગી પેહેલવાનગીરીનું મેદાન બની ગયું.

શાહજાદી ગુલશીરીનાએ આ નવરોજની મુબારકબાદીમાં શાહે ફીરમાનને પોતાના મોટા ન્યાગાન મોટા શાપુરની શમશેર શોગાત પેઢાવી. દરેક તે નામદાર સાથના સપેહશાલારોને પુરાના નામદાર પહેલવાનોના બખતર ને હથ્યારની ભેટ નવાજી. દરેક દસ્તુર એર્વદ ને મોબેદને જેવી જેની યોગ્યતા તેવા પોશાગ ને શ્યાલ દોશલાની નવાજેશ થઇ. ખલકને ખાસ સલામ ને મેહેરબાની દેખાડનારા હસ્તા લબનો ચેહેરો નમાવ્યો અને ઇરાનને ફતેહ કરવામાં મદદે બોલાવી. ઇરાની બાનુઓને ખાસ એક પછે એક પોતા પાસે આવી જવાને હોકમ થયો અને તમામ બાનુઓને પોતાને હાથે મીઠાઇ ને મેવો નવાજ્યામાં કરી બેચેની જાણી નહીં. દસ્તુરાન દસ્તુર દાદ, આ મીલાવડામાં શાહજાદી સામે કુનસ બજાવી તેના પગ આગળ જમીન ઉપર બેઠો હતો અને તેના ખાસ દસ મદદગાર બુજોર્ગ દસ્તુર તે પાછળ દુરથી જમીન તરફ નજર રાખી પાક દુવાના ભણતરમાં મસગુલ થયા હતા.

જ્યારે સઘલી ખલક ને લશકરની ખટપટ ખલાશ થઇ ત્યારે તે નામદાર શાહજાદીએ દસ્તુર દાદ તરફ નેધા કરી અને બોલી:—ઇરાની જેહાનના સર્વેથી જૈફ, આ ઇરાનની ખલાશીની જંગની લશ્કરી હરોલમાં તમો દસ્તુર પોતાના પાક પરેજગાર દસ્તુરો, એર્વદો ને મોબેદો સાથ હાજર થઇ એક છેલ્લી સેવા ઇરાન વતનને નવાજો, અને શાહે ફીરમાનની બાજુએ જવાંમરદીના જેટલા પેજ ને હુન્નર, તે સઘળા નવેસરથી તાજા કરી મઝબ મુદ્દઇઓની બાજી ધુલ મેલવો. ઓ નામદાર દસ્તુર, અહુરમજદા તમને મદદ આપે તેટલા ખાતર આ મ્હારા ન્યાગાન કેશરા નોશીરવાનની તલવાર તમો કમરે બાંધો.

શાહજાદી એ શોખનો બોલી તો ખરી પણ તે મદદ માગવાની ઉલટે તેના ચેહરામાં મોટો ફેરફાર કરી નાખ્યો. તે નામદારને પોતાના જેહાન જીતનારા ન્યાગાનોની જાવોજલાલી અને આજની તેની પોતાની પરાધીન હાલત બન્નેનો મુકાબલો થઇ જઇ તેની શોહીલ શીતારા મીશાલની ચશ્મોથી ઝલકતાં મોતીને ટક્કર મારનારાં અન્મોલ આશુ ગશ્યાં, પણ ઇરાની લોહી પોતાની નબલાઇ દેખાડયામાં ઘણી હલકાઇ સમજે તે પ્રમાણે આ નબલાઇનો ઘેરો રહ્યો નહીં, પણ નબલાઇ ઉપજી તેથી લાલ રંગનો ચેહેરો હરતાલ રંગ જેવો જાંખો થઇ ગયો. તે ચશ્મો ચુપ, ગોયા ગમના ખ્યાલમાં ઉંઘઇ જતી હોય તેવી બેદરકાર દીસતી ચાલી અને તેના રીસાલામાં ઇરાનની સ્થીતીનો ઘણોજ ગંભીર નકશો ખેંચાયો હોય એવો તે પાદશાહી નવરો-જનો મીલાવડો બની ગયો.

---

## બાબ ૧૧ મો.

### [દસ્તુરાન દસ્તુર શાહાનશાહ નોશીરવાનની તલવાર લેતાં પોતાના જુસ્સા જાહેર કરેછે.]

હું ખાકથી પણ ખાક, ઓર વતનથી છું ખાક,
હું ખાકીના ખાકીને એ હોકમ છે આંખ.

દસ્તુરાન દસ્તુરે મોટા નોશીરવાનની સમશેરને દસ્ત લગાડતાં જીગર ફાટે એવો એક પુકાર ગજાવ્યો. "ઓ હફ્ત અકલીમના અદલ શાહાનશાહાત ચલાવનારા નેકનામ શાહાનશાહ, તેં આ ફતેહમંદ સમશેરના જેરે રૂમીઓના દીલમાં ઇરાનની દેહસત બેસાડી હતી, અને તાતાર ને ચીનનો શાહાનશાહ ત્હારી તાબેદારીનો છાપ સર ઉપરના તાજને લગાવી ઇરાનની ખંડણી આપનારા થયા હતા. આરમીન્યા ને એરમના મુલકમાં તું અદલ કેશરાની આ સમશેરે જે ત્રાસ ઉપજાવ્યો ને જીત મેલવી તે બયાનોની રોશનીથી ઇરાનનું તાજ આસ્માન સાથ સરસાઇ ધરાવનારૂં થયું હતું. ઓ અજમતી શમશેર, તું નામદારીના આબ ઝલકાવનાર મદદગાર મીશાલે મ્હારી કમરે બંધાઇ મ્હારા હમવતનીઓના મુદઇઓની પાયામાલી કરી નાખ અને અહુરા મજદાના આતશ ને દીનની જાલવણીમાં મ્હારા જાનની છેલી ઘડી હસતી પસાર કરાવ. આ નામદાર શાહજાદીના દીલની મુરાદ રોશન થાય તેવી તે નામદારીથી બક્ષેસ થયલી તું ઓ ન્યાગાનની સમશેર મને ફલી જા, મને જંગના મેદાનમાં જે ન્યાગાનની કમરમાં તેં જે નામદારી ને જવાંમરદી બજાવી જાવોજલાલી ભોગવી છે, તેવી ભોગવવાનો ફરીથી રંગ

ખીલવ. મને ફરીથી તે ત્હારી ફતેહમંદી ને ફીરૂજગરીની નવાજેશમાં ભરપુર કર. ઓ બખતાવર સમશેરે, તું જે રવેશ માહત્મા ખુશરો પરવીજની કમરે લટકીને તેના જમાનાના જંગી રૂમીઓના પાયતખ્ત ઇસ્તંબોલ લગી ફતેહનો ધુંજારો ને જુન્દાનો ધસારો પંકાવી રહી હતી, તેવોજ ધસારો લઇ જઇ આ જમાનાના દીન દુશ્મનોના દીલને ચાક ચાક ને શેહેરોને ખાક ખાક કરવાની નામદારી અપાવ.

આ રીતે મોટા નોશીરવાનની સમશેરને અર્જ કરીને દસ્તુરાન દસ્તુર દાદે પોતાની શાહજાદીની શોગાત પોતાની કમરે લટકાવી.

---

## બાબ ૧૨ મો.

[દસ્તુરાન દસ્તુર દાદ પોતાના મદદગાર દસ્તુરો સાથ શાહજાદીના હકમાં બંદગી ગુજારે છે.]

લે નીભાવી દરગુજર કર હાલની તકસીર,
છું ઉમેદવાર થવા તાબેદાર ઓ આલમગીર.
ઘણો રીબુંછ આ હલાકીથી નીરાશ ને નચાર,
બેકરારીએ તો કરયો છે મને છરોજબરથી છર.
ગુન્ચેનો ખેલારી થયો છે જંગલ ભટકનાર,
નથી તેજ ચેહેરાપે યા નથી સરપે કલગીર.
રગે રગ પડે છે દીલ આતશ અફશોશનો હા,
રોમે રોમ ઉઠી છે પાયામાલી વખ્ત છે સેતમગીર.
ત્હારી ખુદરત અપાર તાજુબી છે થંડીગાર,
મોજેજો બનાવ ઇરાન બક્ષેશનો ઓ દસ્તગીર.

ઓ પાક પરવરદેગાર તેં મોટા જમશેદનાં વતન ઇરાનને આસમાન લગી ચઢાવ્યું ને પાતાળ લગી તોડી પાડયું. ત્હારી ખુદરતમાં કસી કમી નથી. નથી કમી કમીનાને કેશરની હાલતનો કરવામાં કે નથી કમી કેશરને કમીનાની હાલતમાં ઉતારવામાં. બસ ત્હારી ખુદરતમાં કસી કમી નથી. મોતીના દરયાવો ત્હારી બેનમુન ખુદરતના તાબામાં ઉછલે છે. ઓહરોના પાહાડો ત્હારી ખુદરતનો ખુરદો કેહવાય છે. યાકુતના ડુંગરોનો પાર નથી. અકીકો દરયાવ કીનારાની રેતી બીશાબે ઢગના ઢગ પડ્યા છે. પરવાળાનાં ખડકોના ખડકો લાગા છે. લીલમના સપાટ મેદાનોના મેદાનોનો શુમાર નથી. પોખરાજના તલેસમોંના તલેસમ લાગા છે. ત્હારી ખુદરત અમુલ્ય ચીજોથી એટલી ચીકાર પડી છે કે ખલ્કના ~~તમામ~~ રેહાણો ને મેહેલો હીરાની લાદીથી

બંધાય, મોતીના છાપંઠાં ચનાય, પરવાળાંની દેવાલ ઉઠે ને માણુકના થામો મેલાય તો ત્હારા અખુત ખજાનામાંથી એક રેજ જેટલું પણુ કમી થાય નહીં. [illegible]દીના કંઇ સંકુ પાતાલ ત્હારી ખુદરતમાં બંદબસ્ત છે. ચાંદીના માહ ખંડોથી ત્હારી ખુદરતનો રોજનો ખર્ચ ચાલ્યો છે. ત્હારી ખુદરતની સરોદ ગુલામગીરી કરે છે. શાયરી તાબેદારીમાં ઉભી છે. દીનઆઇન સેવામાં જારી છે. ખુબસુરતી ત્હારી ખુદરતના દરવાજા ઉપર બે બદામની નીરજીવ ખપી છે. માહાન મનશક્તીઓ ત્હારી ખુદરતની સેજ સાજ મજાક છે. ગુમાન ત્હારી ખુદરતની ખાલેસીની મજુરીમાં સબરે છે. એ બારૈહકતાલા ત્હારી ખુદરતમાં કસી કમી નથી. આસ્માન જેવું ખાલેસ છત્ર લઇ ત્હારી ખુદરત જમાનાના જમાના થયા ચમન મારે છે. એવું છત્ર પણુ અજમતી કે તે દરમ્યાન ખુરશેદ ને માહ ને તીર ને બેહરાંમ સીતારાઓનું મકાન થઇ ત્હારી જોરમંદ ખુદરતની નોકરી બજાવે છે. એવી માહાન ખુદરત ધરાવનારા એ જેહાનના પાક પરવરદેગાર, ત્હારી અજીમ ખુદરત સરજમીને ઇરાન ઉપર નવાજેશ કર. હું ખાકી બંદાની કોમ ઉપર મેહેરબાંની બક્ષ ને મ્હારા ન્યાગાનોના રોશન ચેરાગ ફીરેસ્તા મીસાલની પાકજાદ ગુલશીરીનાના એકબાલને ઇરાન બક્ષ. ત્હારી ખુદરતની કમાલ્યતનો મોજેજો દેખાડ અને પાયામાલ થયલા, પાયામાલ થઇ નીરાસ બનેલા, એક વારના ત્હારા ચાહેલાં ઇરાનને દુશ્મનોના પગ નીચે તારાજ થઇ જતું બચાવ. હાલ લગી જેટલું તારાજ થયું ને જેટલી તારાજીની નામોશી સર ઉપર ચ્હોંટી તેટલીથી હવે અમારી ઉપર ઉઠેલા ત્હારા કેહેરને સંતોખ. અમારી પુરાતન જાવોજલાલ કોમને છેક સરગરદાન થયા પછે ફરી આજથી નવેસર રોશન રોજ બક્ષ. ત્હારા મોકલેલા પાક પયગમબર જરથોસ્તે શીખવેલા અજમતી જંદ પદ ને શબ્દનો મહીમા જાલવ. અમારા પાક મકાન જમીનદોસ્ત થતાં બચાવ. અમારે ખાતર નહીં તો અમારા ન્યાગાનોના પાક રૂના પ્રતાપ ખાતર અમારી [illegible] શરમ જાલવ.

શરમ જાલવ જેમ જોહાકના જમાનામાં ફતેહમંદ ફીરેદુનને પેદા કરીને જાલવી તેમ. શરમ જાલવ જેમ અહૈવાનના જમાનામાં ફતેહમંદ [illegible]રને પેદા કરીને જાલવી તેમ. શરમ જાલવ જેમ ખોટા પેગમબર [illegible]કના જમાનામાં આદેલ નોશીરવાનને પેદા કરીને જાલવી તેમ. એ [illegible]ઓના સુરંબી ખાકી ઇરાન ને ખાકી ઇરાનીઓની આબ્રુજીને [illegible] એ મુલક પાયમાલ કરનારા દીન દુશ્મનોના દઆવના તુફાની મોજા [illegible] ઉભાઇ ગયલાં જંગલી લશકરને નાબુદ કરવાનો જોર ને નસીબો બક્ષ.

## બાબ ૧૩ મો.

### [પરવરદેગારની બંદગીથી ઇરાની અનજુમનમાં ઉઠેલો જોશ.]

ખલકનો પોકાર પોકારેછ તું ખુદાવીંદ પાસ પુર ઉમેદની અર્જ,
નવાજીશ કર તકસીર, નવાજીશ કર ખુદાવીંદ માહ ભેદની અર્જ.
કમનસીબી ના લંબાવ, આ વતન છે પુરાની થયલી બક્ષેશ,
આંહાં જઇશું જે ના રહીશું હઈ તો સુન કરોડ કુટુંબ ખેદની અર્જ.
અમારા ન્યાગાનોના બેહસ્ત્યાન રેહ પર કર કરમ બક્ષેશ,
તારાજ ત્હારા આગલા જાવોજેલાલ સાંભલ પડેલા ઇરાની કેદની અર્જ.

દસ્તુરાન દસ્તુર દાદે પોતાના મોટા ને બુજોર્ગ દસ મદદગાર દસ્તુરો સાથ જેહાનના પેદા કરનારા બારેતાલા જનાબ બંદગી ગુજારી; તે સાંભળતાં કોહેસ્તુમની તમામ મલેલી મોબેદ ને બેહદીન અનજુમનના લખ્ખો હલકમાંથી એક એવો પોકાર પાક પરવરદેગારની એલતેમાસ કરતો ગાજ્યો કે ગોયા કેઆમતજ ઉઠી. તે લખોલખ હલકનો બનેલો એક અવાજ પાતાલના છેક તલીયાંથી તે આસ્માનના છેક સર લગી ઉઠેલાં તોફાન મીસાલે મચી ગયો. દરેક ગલ્લું ને ગરદન પોતાના વતનની જાલવણીમાં પોતાના જાન ને ઇમાનથી કુદાવી પડવાને તૈયાર થયું. શાહે ફીરમાનના દરેક સીપાહના જીગરમાં ઇરાનની નાવારેસ હાલતના ગમની ચેહ સલગી. તે વખ્તે તે તમામ ફીરમાની લશકર ઇરાનની કુમકમાં એવું એક જંગ લડવાને ઉસકેરાયું કે જમાનો તે જંગી રંગ ઉપર ત્રાય ત્રાય થતો હોય એવો એક પવન ફુકયો. શાહે ફીરમાને કોહેસ્તુમથીજ દીન દુશ્મનોની કુફ્રાની છાવણી ઉપર તુટી પડીને તે જુદદીન લશકરનો સમુલો ધાન કાઢી નાખવાનો મનસુબો કર્યો. ફીરમાનના મોટા સપેહસાલારો ને જંગના મારનારા પેહેલવાનોએ ત્યાં એક એક જામ ફીનાના મેદાનમાં જીત મેલવવી, નહી તો જાન આપવો એ સલામતીમાં ઉઠાવી. ત્યાંજ એક જંગ નવરંગ ખીલી રહો જ્યારે શાહજાદી ગુલશીરીનાએ પોતાની તમામ વફાદાર ખલકને પોતાની ઉપર જાનફેશાની કરવાની મેહેરબાનીમાં પાદશાહી તરીકાએ નવાજી. નવાજ્યા સાથ જે બે સખુનોની શીરીની પોતાની ખલકના કાનમાં નાખી દીધી, તેથી ઇરાની જંગનો સને ચાલુ થયોજ.

---

## બાબ ૧૪ મો.

[શાહજાદી ગુલશીરીના વફાદાર ઇરાની આલમને અર્જ કરે છે.]

જાન છે જુબાનનો ઇમાની હીમાયતી,
જાનફેશાન થા હોય તું વફા વીલાયતી.

શાહજાદી બોલી 'મ્હારી વફાદાર રૈયત, આસ્માનના અમર સીતારાઓ મ્હારા એકબાલની સીહા કે સફેદ પડનાર રાત કે દીનથી વાકેફ છે. આપણે ખાકી આપણી ચશ્મ પાસના દેખાતા ચમત્કારોથી ખુશી કે ગમની ગણત્રી કરયે છીયે. છુપા નસીબાના ભેદનો તખ્તો બારેહકતાલાએ ઉકેલવાને આપણને શક્તી બક્ષી નથી. અગર બક્ષી છે તો બનનાર રજ કમી કે જાદા કરવાનો અખત્યાર તો આ જેહાનના કોઇપણ જાનદારને બક્ષ્યો નથી. અને ફીરેસ્તાઓ આપણ ખાકી કરતાં ખુદાનો વધારે પ્યાર ને અખત્યાર ચાખે છે, તે હોનારતના પાસબાન ફીરસ્તાઓને પણ તકદીર જાદા કમી ફેરવવાની સતા કે શક્તી નવાજી નથી. આપણે આપણી તદબીરનો જુમ્બો છેક હદલગી ખેંચવો પછે જે બને તે ખરી. વતન વગર જીવવું યા મુદઇને તાબે થવું એ બન્નેનો એક એવો ગુચવણ ભર્યો સવાલ ઉઠયોછે કે મગજ ત્યાં તદન શીકસ્ત ખાય છે. મ્હારી વફાદાર ને જાનફેશાન આલમ મ્હારે ખાતર એક જંગ તે અજમતી અહુરાનું નામ લઇ દીનદુશ્મનો સાથ લડો. ફીરૂજગર થાઓ તો મારૂં ને વતનનું ચમન પામો. નાફીરૂજગર થાઓ તો આ વતન છોડી પરવતન મહજબને લઇ નીકલી જાવો. હું મ્હારા ન્યાગાનોના આરામગાહમાં મોતનો નશીબો લઇ જઇ પડશ. મ્હારી વફાદાર ખલક, આપણા મોટા મદદગાર દસ્તુરાન દસ્તુર દાદને મલો ને તેની ઉમેદના હું જેવા વાએજેહાન સુકાં ખખ થયલાં દરખતને ફરી નવરોજ બક્ષો. ફરી નવચમન ઇરાન બક્ષો. ફરી નવજંગ બહાર વફાદાર ઇરાની આલમ બક્ષો. ફરી પાક જરથોસ્તી દીન ખાલેશ બક્ષો. ફરી આતશબહેરામ ને આતશઆદ્રાનનો મહીમા બક્ષો. બક્ષો તમારી દરવીશ થયલી ખાકસાર શાહજાદીને તખ્તો તાજ, વતન ને નામદારી. મ્હારા જંગી ઇરાનીઓ ઇરાન ખાતર જાન બક્ષો ને પામો અમર નામદારી ને કીર્ત ને જાવોજલાલી. ખુદા તમારો નેઘેબાન થજો. જાવો દુશ્મનો ઉપર ને કાઢો તે ખુનખાર ટોલાંની બુનબેખ.'

છેલ્લો હર્ફ બંદ થયો કે ત્યાં મલેલી તમામ ઇરાની ન્હાની મોટી અનજુમને 'ઇનશાલ્લા' નો આસ્માનતાઇ અવાજ લંબાવ્યો. દસ્તુરાન દસ્તુર

ઘાદ પોતાના બુજોર્ગ મદદગારો સાથ ખાકમાં સર મેલીને કાંઇ જંદ ઇશ્મ બબરચો, કે કોહેસ્તુમનો નવરોજ ખલાસ થયો. નીલના દસ્‍ત્રાવની મીશાલે કોહેસ્તુમના કીલ્લા તર્ફથી ઇરાની ખલક મોજા મારતી નીકલતી ચાલી.

---

# બાબ ૧૫ મો.

## [શાહે કીરમાન ને શાહજાદી ગુલશીરીના.]

જંગમાં હું તો જાઊંછ પ્યારી આવશ કે નહીં,
ત્હારો માહતાબ ચેહરો જોવશ કે નહી.
તું શીતારાની ચશમ દેખાડશે જે રાહ,
મશલત દેશે ત્હારી મોબત જે સદા—
મીશાલે હું ને જંગ ને શમશેર ને રજમ,
જીતશ તો જીવશ નહી તો મરસ કસમ.

તમામ ઇરાની ખલક વ્રીખરાઇ ગઇ. બુઢા બુજોર્ગો પોતાના મકાનમાં રહ્યા. જવાન નવજવાનો ને ઉમેરે વધેલા તમામ ઇરાનીઓ પોતાના વતન ખાતર લશ્કર બનીને જુના ને કસાયલા સરદારોની ટુકડીઓમાં વેહચાઇ ગયા, તે તમામ ઇરાનીઓનું એક મોટું લશકર શાહજાદી ગુલશીરીનાની ફીરૂઝગરી પોકારતું મુદઇના મેદાન તર્ફ કુચ કરવાની તૈયારી કરવા લાગું. કીરમાની લશકર પણ પોતાની તૈયારીમાં મંડયું. અને આપણો મોટો દસ્તુર લગભગ પંદર હજાર નવજવાન જંગી મોબેદાનું એક લશકર બનાવી શકયો. બીજા ઉમેરે પુગેલા દસ હજાર મોબેદનું લશ્કર શેહેર ને કીલ્લાની રખવાલી ખાતર રચીને ત્યાંની ગોઠવણ નકી કરવા લાગો. આ તમામ લડાયક મામલો કોહેસ્તુમના કીલ્લાને લગતાં મેદાન આસપાસ ધુમધુકાર ચાલતો હતો. જ્યાં ત્યાં જંગ ને જવાંમરદીની બોલબાલાના સરોદ ખેંચાવા લાગા. ઇરાની બાનુંઓ પણ પોતાની કોમના જીવતાં થયલાં જોર ને જોશ ઉપર ફીદા બનીને બનતી સઘલી મદદો આપવામાં કસી તન મન ધનની ખામી રાખતી નહીં. દુશ્મનોના મેદાનમાં ખોરાકની તંગી કે પાણીની આબદા ખેંચવી પડે નહીં તે માટે ખાસ એક અનુભવી બુઢાઓનું ખાતું નેમાયું. તે ખાતાંને હજારો મુલકના ફરખે જાનવરો જંગ દરમ્યાન કામે લગાડવાને હમવતનીઓએ ભેટ મોકલ્યાં. ચોતર્ફ ઇરાની લશકર અજમાયશી સરદારોના હોકમ મુઆફેક કુચ કરતું થયું. જે વેરાન જમીન ઉપર જંગલી પશુનું કદમ પણ પડેલું નહી તેવી ઉગતરાહે

ફીરમાની લશકર પણ મુદઇઓની કુચ્ચ ને મોગલ ને બદખ્ખની મોટી છાવણીઓ તર્ફ વધવા લાગું.

આ વખ્ત શાહે ફીરમાન ઇરાનની ઉમેદવાર તખ્તનશીન શાહજાદીને પાદશાહી દીવાનખાને મુલાકાતે આવ્યો. શાહજાદી સાથ માત્ર બે પુરાની ને બુજોર્ગ વીધ્વા રાણીઓ હતી. શાહ સાથ પણ તેના બે પુરાના ને બુજોર્ગ વજીરો હતા. બન્નેનો અરસપરસ યોગ્ય આદરસત્કાર થયો. બન્ને સાથ એક તખ્ત ઉપર બેઠાં. બન્ને ઉમેદમાં ગીર્ફતાર નવજવાન ને પરીજાદ ખુબસુરતી ધરાવનારાં, બન્નેના જીવમાં વતનનો પ્યાર ને ઇરાનનો ચાહ. બન્ને ઉમેદ ને પ્યારે ઘણું બોલવાને મઠે પણ ના હોઠ ખુલે કે જીભ ઉપડે. બન્ને ફરી જલદી મલવાની ઇનતેજારી કેહવાને એવાં તો આતુર કે આતુરતો અજાયબીમાં પડી, પણ ખુદા માલમ શું થયું કે બન્નેમાંથી કોઇ પણ પોતાનું દીલ કે હોંશ કે હર્ખનો ઉભરો કાઢવાને ગાફેલ થઇ ગયાં. અંતે એક અચ્છો વખ્ત તેઓના હસતાં બેઠાં દરમ્યાન ગુજરી ગયો. લશકરની છેલી ટુકડીનો કુચ કરનાયાનો અવાજ થયો. શાહ પોતે તે અવાજ સાંભલતો ઉઠ્યો, પણ કેવો પજમોર્ડે કે જાણે તેનામાં જીવ સુસ્ત મારી ગયો હોય તેવો બેદરકાર. અંતે છેલ્લાં છુટાં પડતાં શાહે પોતાની બગલ બાજુથી એક પાદશાહી ગોહરેનો હાર કાઢીને શાહજાદીના ગલામાં પેહાવ્યો, ત્યારેજ ગુલશીરીનાએ બગલગીરી કરતાં કહ્યું 'મ્હારા નામદાર પાદશાહ ખાવીંદ તમો જલદી દીન દુશ્મનોને ફતેહ કરી આવજો.' એ કહેતાંમાં તો વલી અંતે તેના હોઠ ધ્રુંજી રહ્યા. શાહજાદી ને શાહને જ્યાંલગી બન્ને બાજુના પેલાં બુજોર્ગોએ જણાવ્યું ત્યારેજ છુટાં થવાને અંતે બગલગીરી મેલી ને બગલગીરીમાંથી નીકલ્યાં. શાહે ફીરમાન જ્યારે પોતાની થનાર મોરદાર શાહજાદી ગુલશીરીનાથી છુટો પડીને પેહેલું કદમ આગલ ભરી ચાલે છે તેટલાં શાહજાદીએ તે નામદારને પોતાના ન્યાગાન શાહાનશાહ ખુશરોપરવેજનું રૂમની જીતમાં મેલવેલું શાહાનશાહી તાજ સર ઉપર મેલી ફતેહની દુવા ચાહતો ચેહરો નમાવ્યો. તે ચેહેરો એટલો ફીકો ને ઉમેદવાર હતો કે શાહે ફીરમાનમાં સુસ્ત પડેલી જવાંમરદીનો જોશ ઉછલ્યો, તે બોલ્યો, 'ઇરાનની રાણીનો તાબેદાર શાહે ફીરમાન દીન દુશ્મનોનો નાશ કરીને શીતાબ દસ્તબોશી કરવા ફીરૂજગર થઇને આવે છે એ બેશક નક્કી જાણ.'

---

# બાબ ૧૬ મો.

## [કુફાના જાસુસોથી દીનદુશ્મનોને ઈરાનીઓનો ઇસારો જણાયછે.]

ફીલસુફો કેહ છે કે જીંદગી છે ભાર,
અવતર્યો જે અવતાર તે થયો હારમાર.

હોય પછે ખુબ શ્યાણો કે ખુબ ગમાર,
સમશેરબાજ શૂરો કે હીચકારો અપાર.

હોય ખુબશુરતો ચંદા કે કાલો અંધકાર,
ફકીર ગલી ગલીનો કે રાજનો સરદાર.

છે શું આ જીંદગીમાં મીઠાસ ને સાર?
કે રૂસ્તમ લોભાય જોઇ હાં સવાર.

ઉગતરાહે ચાલ્યાં ઇરાની લશકરો ઇરાની અજમાયશી સપેશાલારો ને સરદારોની કુનેહ ને કલાના થતા હોકમસર, મગર ઇરાનની સરજમીનની સરજતની કુંચી યજદાનના હવાલામાં હતી, તેથી જે ફતેહમંદ બાજીની ઉમેદમાં ઇરાની આલમના લશકરની કુચ રાતના ઉત્તર ને દખણ, પુર્વ ને પશ્ચમ ચાર બાજુથી થતી ને દીનના છુપી રીતે છાવણી નખાતી ચાલી, તેની ખબર એક શીકારે નીકલેલી આરબ ટુકડીને પડી. તેના સરદારે પોતાના વીશ્વાસુ બે સરદારોને જાશુસ મોકલ્યા, જેઓ ઇરાની પોશાગ ને જુબાનના કૌવતે તે લશકર ક્યું, શા સબબ ને કેવા બંધનનું તેનો સઘલો ભેદ ભરમ પામીને પોતાના સરદારને જઇ મળી વાકેફ કરી શક્યા; તે સરદારે તે ખબર પવન મીશાળે જાબજા પડેલી ઇસ્લામી છાવણીમાં ફેલાવી અને વધી આવતાં ઇરાની લશકરની એક બાજુ સામે થવાને પોતાના સઘળાં લશકર સાથ કુચ કરવામાં પડયો. નવા ઇસ્લામી મહજબનો ફેલાવો ગયાં પંદર વર્ષોમાં ઈરાનમાં અર્ધો અર્ધ ઉપર જગ્યોએ થયાને સબબ ઠેઠ મોટી ઇસ્લામી છાવણીઓ ઉપર ફતેહમંદ હોમલો લઇ જવાને કાંઇ આશાન કામ હતું નહીં પણ કારઅજમોદા સપેહશાલારો ઉપર પુર ઉમેદ રખાય તેમાં કસી નવાઇ નથી. ખરો જુસ્સો ને ખરૂં જોર અને મરદાનગી ને મોહબતનો ખાલેશ એખલાશ, ત્યાં જંગના ખુનખાર રંગ પ્રકાશ્યાની ક્યાં હદ રહે? મુરબાદના મેદાનમાં આરબોનો એક સરદાર મેહરવાન કુચ કરી આવ્યો અને આફતાબ તલુ થતાં જંગની કમાન ખેંચાઇ તે ગોરબ થતામાં તો તમામ ઈસ્લામી લશકરની પાયામાલી કરીને ઈરાની પેહેલવાનની પીઠ ઉપર નખાઇ. આ લશકર ફક્ત ચાર હજાર જબરા આરબોનું હતું પણ તે સામે સાત હજાર જબરા કીરમાની

સીપાહોનું લશકર હોયાથી દુશ્મનની ખુનખેખ નીકળી ગઇ. કીરમાની લશકરે કીલ્લો બનીને જંગ કીધાથી તેઓમાં ધાન નીર્જીવ નીકળ્યો હતો, પણ આ વાત સઘળાં ઇસ્લામી લડાઇના મથકે ફેલાયાથી ઇરાની ઉમેદને મોટો જોખમ આવવાની સીરૂઆત થઇજ. આ જંગની ફતેહની ખબર શાહે કીરમાનને જાસુસોએ કરી ત્યારે તે હોશમંદ શાહે એ જંગને ખાસ અપસુકન જાણ્યા. કુફાના મોટાં લશકરી મથકે ખાલીફ ઓમરનું જબરૂં લશકર પડયું હતું અને તેનો વડો સરદાર છેલ્લી નાહવંદની જંગની જીતના એલકાબો મેળવેલો હૈયાત હતો. તેવા બુઢા ને લડાઇના ખાસ જંગ અજમાયશી લશકરકસ સરદારને મેદાનમાં જબરી હાર આપવી કાંઇ ખાકબાજીનો મેહેલ ઉઠાવ્યા જેવી રમત હતી નહીં; તેથી હવે જ્યાં પણ જંગ મચે ત્યાં ઈરાનીઓ પોતાના મહજબ મુદઇઓ સાથ ઘણું મુશકેલ કામ માંથે આવી પડયું અને થયું પણ તેમજ કે મોશલનું લશકર વીજલી મીશાલે કુચ કરતું આવીને પશ્ચમ તર્ફના કુચ કરતાં ઇરાની લશકરની રાહ ઘેરી ઉભું. રાત્ર હોયાથી બન્ને તર્ફ ભારી જુસ્તેંજુથી છાંવણી નખાઇ.

---

## બાબ ૧૭ મો.

**[કોહેસ્તુમનો ઇરાની સપેહશાલાર ફીરૂજાન દસ્તુરાન દસ્તુરના મલેલા હોકમ પ્રમાણે દુશ્મનને હાથ બતાવે છે.]**

કમનશીબી જો એવી હોય તો હું નાચાર છું તારી પાસ,
નાચાર છું યા ખુદાવંદ બેશક લાઇલાજ પોકારૂ છું શેપાસ.
જંગલમાં ત્હારી મોબત સાંધેછ જંગલી સંજોગથી કીમ્યું,
આશ્માનમાં શીતારાના રોશન ગોલા ફરતા દીસેછ આસપાસ.
દરયાવો ત્હારાં સૂર ખેંચે છે દરેક મસ મોજાએ ફૂંકે હાલીને,
પાન પાન પંખી ખુદાવંદ પઢે છે ત્હારાજ પૂર્ણ ત્યાં વિશ્વાસ.
અનદીઠ દરની અનદીઠ કીર ને ચીલ હવામાં દરેક કીરણેજ,
ત્હારા નામપર રચેછ સંસાર ખાવીંદ ને મચાવેછ મીઠો સાસ.
ત્હારી યાદ સીવાય હું ના જાણું જાન અવતારે ઉતરી કસું,
તું પરાધ પૃથ્વી જાલવનાર જાલવ એક ઇરાન ઓ શેહેરયાર.

આરબ મેહરવાન ઉપર મેલવેલી ફતેહની ખબર દસ્તુરાન દસ્તુર દાદને પોંહોંચી કે શીતાબ એક રૂકો સપેહશાલાર ફીરૂજાન ઉપર રવાના થયો કે જે સપેહશાલાર, મોશલનું લશકર આવી લાગાથી આગલ કુચ કરતો

અટકી પડયો હતો. રૂકામાં બાહુ કળા વપડાઇ હતી. થોડું લશકર ઘણું દેખાય તેમ છાવણી નાખી પડી રહે ને બાકી મોટાં લશકર સાથ પુર્વના લશકરને મલી જવાની શીતાબ કુચ કરે, એ હોકમનો મધ્યરાતના રૂકો મલ્યો ને અમલ પણ શીતાબ કલાક પછે થયો. સેજ લશકર રહી સઘલું ઇરાની લશકર પુર્વ તર્ફના કુચ કરી જતાં કીરમાની લશકરની પુઠે કુચ કરી ચાલ્યું, એથી પશ્ચમની રાહ ઘેરી પડેલાં દુશ્મનના લશકરને ઇરાની લશકરની ખબર મલી નહી, જો કે તલાશમાં કાંઇ કમ હોસ્યારી રખાઇ હતી નહી. જ્યારે બરી બામદાદ થઇ ત્યારે દુશ્મનોએ જંગની શીતાબ તૈયારી કરી હોમલો લાવવાને છેરતી સોંધી, પણ ઇરાની લશકર જંગનું પુર્ણ અજમાયશી હોયાથી પોતાનો સરસરનજામ, જે પણ નામનોજ હતો, તે લઇ તૈયાર થઇ પોતાના બાહોશ બુજોર્ગ સરદાર જે પણ નાહવંદની જંગનો લતીજો પામીને આવેલો, તેણે જંગીઓને અજાયબીમાં નાખે એ મુઆફેક તીરનદાજી ને આતશી મારો ચલાવ્યાની જંગ મચાવી; તે એટલી ઝડપ ને તુફાની લઢણે કે દુશ્મનનું મોટું લશકર ડરી ગયું અને ગભરાટમાં પડી નાહાસભાગ કરવાની હાલતમાં આવ્યું, એનો લાભ લઇ પેલી જવામર્દ ઇરાની લશકરની ટુકડી તેનો દુમ્બાલો પકડ્યા ઠેકાણે પોતાની પશ્ચમની કુચનો માર્ગ ફેરવી પુર્વે ફરી ગઇ. અને કીરમાની લશકર જે અર્ધ ઉપર તેના મોટા સપેહશાલાર હસતક કુફા તર્ફ કુચ કરી જતું હતું તે પાછલ ચાલ્યું. આ પણ એક જીત થયા સમાન ખુશ ખબર કોહેસ્તુમના કીલ્લામાં પંઠરાઇ. શાહે કીરમાને આ ઇરાની લશકરની હાથ તાલી આપ્યાની વાત જ્યારે જાણી ત્યારે પોતાની બેસુમાર ખુશાલી જાહેર કરી અને દસ્તુરાન દસ્તુરના હોકમને વખાણ્યો. પછેથી ચોતર્ફ ઇરાની લશ્કરમાં કીરમાની જાસુસો ફરી વળ્યા અને શાહે કીરમાનને દસ્તુરાન દસ્તુર દાદનો હોકમ જાહેર કરયો કે ઇરાની કોઇપણ લશકર કે લશકરની ટુકડીએ દીનદુશ્મનો સાથ છુટી છવાંઇ લડાઇ કરવી નહી અને સામતાં જોરને જોખમ પોંહોંચાડવો નહી, કેમકે તમામ લશકરે કુફા ઉપર પેહેલો હોમલો કરીને ઇરાનના નશીબાની ફાલ જોવીછે ને ફતેહનો સાર ખેંચવો છે.

———

## બાબ ૧૮ મો.

**[ઇશ્લામી ને ઇરાનીઓની કુફાના મેદાનમાં પેહેલી જંગ. ઈશ્લામીઓની હાલહવાલી ને શીકસ્ત.]**

ઉઠાવી મેં કમાન અને ખેંચ્યો તીર,
દુસ્મનનો સીનો વીંધાયો જેમ ચીલ.
ઉછાલી મેં બાજુ ઘુમાવ્યો નેજો,
દુસ્મનો થયા જંગમાં ગીર્દાપેજો.
મ્યાનથી મેં ખેંચી જ્યારે ઝેરી સમશેર,
પનાહ માંગતા પડ્યા જીરજબર દલેર.

એક તર્ફેથી શાહે ફીરમાન પોતાના ફીરમાની અજીત લશકર સાથ કુફાના મેદાનમાં ઉતરયો કે બીજી તર્ફેથી દસ્તુરાન દસ્તુરની કળાકુનેહથી તાજુ ઇરાની લશકર બાહોશ બુજોર્ગ જંગબાજ સરદારોની સરદારી હેઠલ કુફાની ઈસ્લામી છાવણી આસપાસ આવી પડયું. રાત્ર અમાસની માહાકાલી ને ખુનકાર દીસતી હતી. આ નવા ઇરાની લશકર ને શાહે ફીરમાન જેવા જંગી હરીફથી કુફાનું ઈસ્લામી આરબ લશકર ધુંજી રહ્યું. ઇરાની લશકર ફક્ત લઢવાના હથ્યાર શીવાય બીજી કોઈ પણ સર સામાનની વેઠથી નીરાળું હતું પણ ઈસ્લામી લશકર જીતથી ફુલાયલું ને વર્ષો થયાં નીડર ને આળસુ બનેલું હતું. છેલી લુટનો ખજાનો મળ્યાથી કુફાનું લશકર આગળ જંગ શીવાય બીજુ કસું જાણતું નહીં તેને હાલ જરનો લોભ ને જંગનો અભાવ ઉપજ્યો હતો. પણ ઇરાનીના જીગરમાં વતન મેલવવાની ને ઇરાનની શાહાનશાહાત નવેસરથી રચવા ને બુલંદ બનાવાની ઉલટ હતી. વલી ઇસ્લામીઓને હાલ ચોગરદમ જંગમાં મશગુલ થઇ જઇ તલવારે ધર્મ ફેલાવવાની ધમાલમાંથી પરવારવું હતું. ઇરાનીને તો જે પોતાનું તે માત્ર મેલવવું ને પોતાનો મહજબ માત્ર પોતાની કોમમાં કાયમ રાખવાનું કાંમ હતું, એથી ઇસ્લામી છાવણીમાં જાનની ને જર ઝવેરની સલામતીની ફીકર જાગી. ઇરાની છાવણીમાં મોત નહીં તો વતન મેલવવાની ફકત એકજ ઉમેદ. અંતે સીહાશબનો દોર રોશન દીને તોડયો ને ખુરશીદે શાહે ફીરમાનના સર ઉપર ગુલશીરીનાએ પેહાવેલા ન્યાગાનના તાજને પોતાના ઝલકાટમંદ કીરણોથી મુબારકબાદી દીધી કે જંગનો પુકાર પડયો. દીલને ચાલાક કરનાર કરનાયના લડાયક અવાજ થયા કે જોઇ લેવી જંગની જુમ્બેસ. સાત કલાકના અરસામાં કુફાની છાવણી પાયમાલ થઇ ગઇ, લશકરોના લશકરો કપાઇ ગયાં. સપેહસાલારો

ને સરદારો જંગના મેદાનમાં જાનને કુચ બીસાત નહીં ગણતાં ખરી જવાંમરદી બજાવી બેજાન થઇ પડયા. લગભગ ચાલીસ હજાર ઇસ્લામી સમશેરબાજોનું લશકર કીરમાનના શાહનાં લશકરે કાપી નાખ્યું. લખોનો ખજાનો લુટી લીધો. શેહેરને એક નાકેથી તે બીજાં નાકા તલગ તારાજ કરી નાખ્યું. કુફા ત્રણ દીવસમાં વેરાન બ્યાબાન બની ગયું. કોઇ વખ્તે પણ ત્યાં આદમીનું કદમ પડયુંજ ના હોય, એવો તેનો સમુલો નાશ કરીને કીરમાનનો શાહ બલ્ખ ઉપર ચઢયો. આ ફતેહ મોટી થઇ તોપણ જ્યાં લગી સારાં ઇરાનને તાબે કરે નહીં ને મહજબ મુદઇઓનો તદન નાશ કરે નહીં ત્યાં તલગ શાહે કીરમાને તેવી ફતેહનું જસન કે ખુશાલી કે ખાંની પીની કરવાની સાવ દુવાઇ લીધી હતી. આ ફતેહથી ઇરાનના ઇરાનીઓને મોટી અસર થઇ. જગો જગોથી બીજા હજારો ઇરાની લડાઇના હથ્યાર બીડીને લશકર બની જઇ શાહે કીરમાનના લશકરમાં મલવા ને બલ્ખ તર્ફે કુછ કરવા લાગા. આ મોટી ફતેહના તાજ્જુબ સમાચાર ચીન માહ-ચીનનાં શાહાનશાહને થયાથી ત્યાંની દરબારમાં જઇ વસેલા ઇરાની ઉમરાવો ને પેહેલવાનો ત્યાંના તાતારી વંસના સરદારો ને લશકર સાથ ઇરાન સરજમીન આવવાને તૈયારી કરવામાં પડયા. આ જીતની ખબર શાહજાદી ગુલશી-રીનાને થયાથી ત્યાં કીલ્લા ને શેહેરમાં તે ફતેહનું એક મોટું જસન થયું.

---

## બાબ ૧૯ મો.

[શાહજાદી ગુલશીરીનાએ કુફાની ફતેહનું જસન મોટા આતશ-બેહેરામમાં કરાવ્યું.]

જસન છે ઉત્તમ ક્યાની કીસ્યા પસંદ,
જમશેદી જમાનાથી ચાલુ એ જસન.
મોટા બનાવ મુબારકબાદી પ્રસન્ન,
પ્રખ્યાત કરે છે ક્યાની કીસ્યા જસન.
મોતેબર છે એ રીવાજ રસમ અખંડ,
યજદી ઝળકાટ એમાં ગાજે છે જંદ.

કુફાની ફતેહનું એક જસન એવું યાદગાર થયું કે તમામ તે કસબો ને કીલ્લો, શીતારા મીશાલના રોશન ચેરાગોથી ગોયા રોશનીનો મોજેજો પ્રકારયો. સમીસાંજથી ફતેહનું જસન ઇરાની ન્હાની મોટી અનજુમનથી મોટા આતશબેહેરામમાં ભરાવા લાગું. જ્યાં સઘળી ઇરાની બાનું ને સ-ઘલા મર્દો જેટલા પણ હાલે શેહેર ને કીલ્લામાં હાજર તે તમામ આલમ

ત્યાં જમાવ થઇ, પાક જંદના કલામ ને પદ ને દુવાના ઇસ્મો દસ્તુરાન દસ્તુર દાદના નેમેલા દસ્તુરે પોતાની સઘલી આથોરનાન અનજુમન સાથ ગજાવ્યાં. ઉમદા ફુલ ને શરબત ને શરાબની ચાસનીઓ ઉપર ચાસનીઓ ફરી. ઇરાની ફતેહના ગાયનો જોડાઇ ગવાયા. આતશબેહેરામની એક બાજુથી તે બીજી બાજુ લગી ઇરાની અનજુમન જસનની ચાસનીમાં બેઠું અને હજારો હજાર નેક દુવા શાહજાદી ગુલશીરીના ઉપર કરવા લાગું. શાહજાદીએ આ ફતેહની ખુશાલીમાં સઘલાં ન્હાના મોટા શું મરદ કે ઓરત સર્વેને તેઓની લાયકાત મુઆફેક નરનજરાના ને ભેટ શોગાતો કરી. તે રાતના એક હજાર પાક મોબેદાનમોબેદોને યજદાનતાલાની યાદમાં એકવીસે નુશ્ક પઢતાં જારી કર્યા. જગોએ જગો, મકાને મકાન, હવેલીએ હવેલી જ્યાં ત્યાં ગાથાના પવિત્ર પદના શરોદ ઉઠયા ને ખુદાતાલાની રેહેમ ને ફીરૂજગીરી ચાહવામાં આવી. ખુદ શાહજાદીના મેહેલમાં તે રાત તેના સઘલા સુંદર મંડલે નાહાણુ નાહી પાકસાક થઇ બારેહકતાલાની જનાબ બંદગીમાં ગુજારીને ફકત આ મુરાદ માંગી કે 'અમારી નેકનામ શાહજાદીની નેક ઉમેદ બર આવો ને ઇરાનની શાહાનશાહાત ફરીને કાયમ થઇ દીન દુશ્મનના દીલ આતશની ભઠી મીશાળે જલો.' આ જસન ને તેનો મહીમા ત્રણ દીવસ ને રાત્ર જારી રહ્યો અને તમામ મકાને જંગ ને સમશેર ને ઈરાનીના નામની દેલાવરીના શરોદ લંબાયાજ.

---

## બાબ ૨૦ મો.

### [ખલીફાને પડલી ખબર ને લશકરની કરેલો તૈયારી.]

જંગલી સાથ કામ જ્યાં આવ્યું એકવાર,
તારાજી શીવાય ના છેડો જાણુ યાર.
દીન જંગમાં દટાયા કઇંક શેહેસ્વાર,
ઇરાની ને ઇશ્લામી હાડવેરી વીચાર.

ખલીફ ઓમર પોતાનાં અમીરો સાથ બેઠો છે. ચોતર્ફના જાસુસો ને ભેદયા તરેહવાર રંગઢંગ જંગના સમાચાર કે અખબારોની ફુક માર્યા જાય છે, તેટલાં એક લોહી લુહાન થયલો આરબ જેનાં નાક કાન કપાઇ ગયાં છે, જેના કપાલે ખંજરનો એક જબરો ઘા લાગેલો તેને મલમપટો થયો છે, જેના આંગ ઉપરના હથ્યારો બીલકુલ ગુમાઇ ગયાં છે પણ એક જંબૈયો ડાબી બાજુમાં ખોસેલો છે; તે ઉઘાડે પગે ને બરહને સર એવો તો થાક ને ભુખથી લોટપોટ થયો છે કે તેને જોતાં ખાલીફ ને તેના

અમીરોના મોહ ઉતરી ગયાં. સઘલાં ચુપ થઇ રહ્યા છે, તેટલાંજ પેલા ઘાયલે એક રૂકો જે જંબૈયાની મયાનમાં ખોસી રાખેલો તે જંબૈયો ખેંચીને મ્યાંનમાંથી કાઢ્યો. તેણે તે રાબેતાની અદબ બજાવી ખાલીફા હજુર મેલ્યો, અને પછે અલ્લા એવો પોકાર મારી જમીન ઉપર પડયો, કે તેનો દમ આખર થયો. જો કે હોશ્યારી લાવવા સારૂ ત્યાં અનેક કળા વપડાઇ તે બીન હાંશલ. આ બનાવથી ત્યાંના હાજર નામદારોમાં મોટી અસર થઇ. જ્યારે રૂકાનો ભરમ સમજાયો ત્યારે ખાલીફના મોહનો રંગ તદન ઉડી ગયો. તે વીચારમાં એવો ગાફેલ ગર્ક બની ગયો કે તે ક્યાં છે તેની પણ તે વખ્ત તેને કસી ખબર રહી નહીં. જે ખલીફાએ પોતાની કારકીરદી ઇરાનની શાહાનશાહાતને પાયામાલ કરવામાં પંકાવેલી અને તેના પુરાતન ઈતિહાસો ને જંગ કીતાબોનો બીલકુલ નાશ કરવામાં નોંધાયલી, તેની અકલે તાજુબી પકડી. તે પોતાના મસલહત્યાઓ સાથ એક કલાક લગી ખાંગીમાં રહ્યો અને હાલનો જાગેલો ઇરાનીઓનો વતન બાબેનો જુસ્સો ને જંગનો કેમ નીકાલ લાવવો, તે આબાદ ઇલાજ ખોલવા પડ્યો. ખાલીફ પોતાના મનમાં વીચાર કરવા લાગ્યો "જ્યાં લગી જંગ સરૂઆતમાં છે ને જુસ્સો હદમાં છે ત્યાં લગી એક જબરો ફટકો લગાવી એ આતશને બુજાવ્યો હોય તો ફરીને ઇરાની પોતાના ઇરાનનો એક હર્ફ કાઢવા નીકલે નહીં તેવી હાલતમાં તેઓને લાવી નાખવા જોઇયે. રૂમશામ ને મીસર ઉપરના ધસારા થોડો વખત મોકુફ કરીને આ ઉઠી ઉભી થતી ઇરાની આલમને સદનતર દાબી દીધી હોય તોજ ઇસ્લામી જીતનો ફાંટો છેક ખ્રીસ્ટીના ખંડમાં લઇ જવાઇ પાદશાહાતોની પાદશાહાતો જીતી લેવાશે ને જેહાન દરમ્યાન ઇસ્લામી મહજબનો ઝલકાટ ફેલાવી શકાશે. અવલ ઇરાનને તદન જમીનદોસ્ત કરવામાંજ ઇસ્લામી તમામ ફીરૂજગરીને આસ્માનતાઇ લઇ જવાશે. જ્યાં લગી ઇરાની આલમની ઉમેદને ઇસ્લામી શમશેરના ખુનખાર આતશથી બાલી ખાક કરી નાખ્યામાં આવશે નહીં ત્યાંલગી ઇસ્લામી મજહબની ખુબી ને મોટાઇનો રોબ પુર્ણ મારી શકનાર નથી. ઇરાનની જાવોજલાલી તો રહી નથી પણ એ આગલા જમાનાની એક અવલ ને જંગી કોમ બીલકુલ તો શું પણ અર્ધ હીસ્સે પણ પાયામાલ થઇ નથી. તેના ઘણાખરા અજમાયશી ને જંગી શમશેરના ખેલનારા ને લશકર ચલાવનારા સારા વખ્તની રાહ જોતા કોહ ને પાહાડ આશરે ભરાઇ બેઠા છે. તેઓ આ ઉઠેલી દીનની જંગનો પોકાર સાંભલશે, તો ઇરાનને ફરીથી તાબે કરવાની મોટી જંગ લડવી પડશે. વખતે એ વખ્તમાં ઇસ્લામી જંગી લડસ્યો, તો ઇરાની જંગી તેને તેની સઘલી જાવોજલાલી ને જહનુન ને

જંગ નાંમદારીથી નાગો કરીને અસલ જગ્યાએ હાંકી કાઢશે. જબરી બાજી ઉલટાઇ છે. બે ને ત્રણ જંગમાં ઇરાની જીતનો પાસો ચઢતો ને ચઢતોજ ફાવ્યો છે, તેવોજ જો થોડી મુદત ફાવ્યો તો વાત એવી આફત લાવે કે ઇસ્લામી મહજબને મોટો ઝોંકો ખાવો પડે. મ્હારે મોટું કવાયતવાળું જોરાવર ને જવાન લશકર તૈયાર કરવું જોઇએ."

---

## બાબ ૨૧ મો.

### [ખલીફા ઓમરનો શાહે કીરમાનને પેગામ.]

જીંદગીમાં સુખ એક ને પંચાતી હજાર,
લાઢી આવેછ જન્મથીજ જન્મતો અવતાર.
હદ નગી તેની ચીંતા ચીત દરબાર,
ગુલામીમાં ગરદન ને શરીર બેકરાર.
નીરાશી ને ફીકર દરમ્યાન જીવ ઉદ્ધાર,
એક પલ નીદ્રા ને સારો દી અસ્વાર.

પછે ખલીફ ઓમરે પોતાના ચુનનદા સરદારોની એક દરબાર ભરી અને ત્યાં શીતાબ અલ્લાના નામે આ હોકમ અમલ લાવવાનો નકી ઠરાવ થયો. અવલ શાહે કીરમાન તરફ પાંચ બુજોર્ગ આરબ સરદારોનું એલચી ખાતું મોકલી આપવું અને તે મારફતે ઇસ્લામી દીન કબુલ કરવાનો પક્કો મમત ચલાવવો. ઇસ્લામી દીન કબુલ કર્યા પછે તેને ઇરાન સરજમીનની પાદશાહાત નવાજવી. ઈસ્લામી મહજબમાં તે આવ્યો કે પછે આપણો મોટો દોસ્ત થયો જાણવો. તે વખ્તથી ઈસ્લામની ચાલતી તમામ જંગો દરમ્યાન ઈરાનના પાદશાહ તરીકે એક લાખ સીપાહોનું લશકર મદદમાં રવાના કરવું. જ્યાંલગી ઇસ્લામ મહજબ જેહાન દરમ્યાન અગરેબથી મગરેબ લગી આશકારા થઇ બીજા તમામ મહજબો દફે થાય ત્યાંલગી એ કરારમાં તલ ખાંમી કે ગફલતી કરવા માટે જે આપણા ધારા પ્રમાણે જજીઆના મોટા કરનો દંડ નખાય છે તે નાખવો. એવું એ કરારનામું નકી થાય, નહીં તો પછે આપણી સમશેર ને સીપાહ સામે કોણની મગદુર છે કે પોતાનો તકાવ કરી શકશે? રસુલલ્લાના નામના હોકમથી કોણ એવો ઇસ્લામી છે કે પોતાનું સર ફેરવશે? આખર આ મસહલત માફક સઘળો સરનજામ તૈયાર થયો. એક લાખ સીપાહ આરબોનું નવું લશકર ઉઠી ઉભું કરીને તે કારઆજમોદાહ આરબ સરદારોની સરદારી હેઠલ સોપાયું.

એલચીખાતું પણ ભારી દબદબાથી કુચ કરી ચાલ્યું ને લશકર પણ આસ્માનના આફતાબને ગોરબ કરતું ગોયા શીહાઇનો એક કોલજુમ બન્યો હોય તેવો રોબ મારતું કુફા તર્ફ દોડયું. જમાનો આરબો ઉપર કુરબાન હોય તેમ તે જેટલી મુદ્દતે શાહે ફીરમાનની છાવણી નજદીક જઇ લાગવું જોઇએ તે કરતાં ઘણીજ ટુંક મુદતે અરબ એલચી ખાતું જઇ પુગ્યું ને તે પાછલ લશકર. આ લશકરના બારે કરી ફરસંગોના ફરસંગો જમીનની સપાતી રોકાઇ, તેના રોબ ને ધસારાથી જીતથી ખુશાલ થયલાં ઇરાની લશકરના મોહ કુમલાયાં. આદરબીજાનના આદરગોસેસ્પ જેવા પેહેલવાન બદનના ઇરાનીઓ આ નવા લશકરથી ફીકરમંદ થયા. શાહે ફીરમાને પણ હવેજ પોતાવી મુરાદબક્ષ જંગની પુરી સરૂઆત થતી જોઇ. જીત ને જેહાન યા મોત ને મેહાનનો આ વખ્તેજ શાહે ફીરમાનને ગંભીર ખ્યાલ આવ્યો; ફીરમાની અજીત લશકરે પોતાને માથે જંગનું વાદલ જબરૂં ધીરેલું જોયું; જેમાંથી અંજામ કયો આવશે તે માટે ધચુપચુ થયું.

---

## બાબ ૨૨ મો.

[એક નવી બાજી રચાઇને ઇરાનીઓની હાલત ઉલટાયછે.]

બરખતમાં આજ છે આફત, અજમતમાં છે આજ ઉલહાપ,
ધારી ઉલટે ઉલટેને હેરાન થયામાં ઉતરયો છે કોણ શ્રાપ?
મન ધારણા, યાર ચમનમાં પોંહોંચી ચાંદનીજ તે ધુરૂં,
વતનની વેલાયતમાં વીર ખપી વડીલનું અવલ તાજ પેહું.
તાજ પેહું તખ્તપે બેસું હોકમ ને અમલનો રોબ મારૂં,
મગર તકદીર જુદી ઉતારે છે તનમનપરથી પુરાતન અજવાળું.

તેટલાં વલી બીજી આફત જાગી હોય તેમ પેલું મોસલનું આરબ લશકર કુફા તર્ફ કુચ કરનાર સપહેશાલારની મદદે શીતાબ કુચ કરતું નીકલી આવ્યું. આ લશકર લગભગ ચાલીસ હજાર સીધા સરવજાદ શમશેરબાજ આરબોનું બનેલું હતું, આગલા કમનશીબ ઇરાનના શાહાનશાહ યજદેજર્દને તેના છેલા નાહાસભાગના દીવસોમાં એક પલનો કરાર જે લશ્કરે પામવા દીધો હતો નહીં તે એ લશકર, અને એજ લશકરે તે કમનસીબ શાહાનશાહના બખ્તનો શીતારો શીહા કર્યો હતો, સબબ તે શાહાનશાહ એ લશકરથી ઘેરાઇ ગયાથી એક આટાની ઘંટીવાલા ઇરાનીને આશ્રે ગયો, જેણે તે શીહા નશીબના પાદશાહને તેના તનના કીંમતી પોશાગ માટે

એજાન કર્યો હતો. આ લશ્કર એવું કીનાખોર હતું કે તે સામે થવાને ફાડીખાનારાં શેરના લશકરની પણ હીંમત કમ ચાલે. આ લશકર આવી લાગાથી શાહે કીરમાન તે વચ્ચે ઘેરાયા જેવી હાલતમાં આવ્યો; પણ કળાબાજ આદરબીજાનના લશકરી અમલદારોએ પોતાનું લશકર દસ્તુરાન દસ્તુરના તર્તના મલેલા હોકમ મુઆફેક તદન જુદું કરી નાખી બલ્ખના છેક મુખ્રા લગી કુચ કરી સંફ બાંધી દીધી. વળી શાહે કીરમાને પોતાના ખાસ લશ્કરની સપેહશાલારી પોતાને અસ્તક રાખીને તે દસ હજાર ઘોડેસ્વાર કીરમાની લશકર નોખું ગોઠવીને તેની છાવણી મુકરર કરી. આ સઘલી તદબીર જેમ લડાઇનો રંગ નજર આવ્યો તેમ રચી.

આ તર્ફ આરબસ્તાની નવું લશકર નાહાવંદની જીત મેલવનાર મોટા સપેહશાલાર નુમાનના જંગી બેટા નવજવાન હસનની સપેહશાલારી હેઠલ કુચ કરતું વેરાન કુફામાં આવી લાગું. હસને કુફાનો સમુલો નાશ થયલો જોઇ જંગ કેવી ને કોણ સાથ લેવી પડશે તેથી શીતાબ ચેતી ગયો. તે અરબ પેહલવાને પોતાના લશકરના તમામ સરદારોને કોઇપણ ઇરાનીને હાલતરત છેડવાને કે કસો પણ રખનો પેદા કરવાને સાવ મનાઇ કરી. લશકરને ફકત એક નેમ, તે મોઢાં ઇરાની લશકર સામેજ થવા માટેની, તે માત્ર પોતાનો હોકમ મલતાંવાર બજાવવાનું ફરમાન તમામ લશકરમાં ફેલાવ્યું. હસન જ્યારે કુફા છોડી બલ્ખની રાહનું મેદાન ઘેરી રહેલાં ઇરાની લશકરને મળ્યો, ત્યારે તે પણ પોતે પોતાના દીન દુસ્મન હરીફની કુનેહ માફક લડાઇને બંગની અછી જગો ઘેરી છાવણી નાખી પડયોજ. જ્યારે મોશલના લશકરનો વડો સરદાર તેના લશકરને મલી ગયો ત્યારે તે લસ્કરને પણ પોતાના હોકમનો ફરમાન જણાવ્યો અને જ્યાંલગી જંગનો પેગામ મલે નહીં ત્યાંલગી તે લશકરના ચુનનદા સરદારને એક કદમ આગલ કે પાછલ ભરવાને સાવ મનાઇ થઇ. આ તો બન્ને હરીફોના લશકર ને સરદારોની ગોઠવણ થઇ અને ઇસ્લામી લસ્કરને જ્યાં લગી કીરમાનના શાહને ખલીફ ઓમરનું એલચીખાતું મળી સફલ કે અફલ હાંસલ ઉપર ઉતરે નહીં, ત્યાંલગી એક હર્ફ આડો તેડો કાઢવાને એવી મજબુત બંદી થઇ હતી કે તે હોકમથી જે કોઇ ઉલટો જાય તેનું સર એક પલ સલામત રેહનાર નહીં એવો તે લશકરી અરબ ધારો અમલમાં મેલાયો હતો.

---

# બાબ ૨૩ મો.

## [ દસ્તુરાન દસ્તુર દાદનો રૂકો શાહે કીરમાનની છાવણીમાં.]

ભેદ શીવા કોઇ પથ્થરથી રતન નથી,
  ભેદ શીવાય રતનથી નથી કસું તેજ;
ભેદ શીવા ખુશબો ગુલબદન નથી,
  ભેદ શીવા નથી કોઇ ગાલેબ, આજેજ.
ભેદે કપાયા શેલમ, તૂર શાહજાદ,
  ભેદે રચ્યો કીનો સરજમીન ઇરાન;
ભેદે થયો જબે સ્યાવક્ષ અશોજાદ,
  ભેદે લડી પડ્યાં ઇરાન, તુરાન.

શાહે કીરમાને કુફ્ફા ફતેહ કરવામાં જે પોતાના ન્યાગાનોનો કેટલોક ગંજ મેળવ્યો હતો તેમાં મરહુમ શાહાનશાહ ખુશરો પરવેજનો એક ઉમદા તંબુ હતો. આ તંબુના થામલા સઘલા અગરના ને મેખ સઘલી ચીનાઇ ચાંદીની ને દોર સઘલી સુદ્ધ સોનાના કસબની ગુંદેલી. છત્ર સાવ અન્મોલ કસબી ભરતકામનું. છત્ર ઉપરનો વડો કંગુરો ઝવાહેરોનો મઢી લીધેલો ને બીજા નાહના કંગુરા જે સઘલા ન્હાના થામો ઉપર ગોઠવાયલા તે સોનાના બેકીંમતી યાકુતો જડાઇ બનેલા. તે રાવટીમાં જે ગલીચો પંઠરાયો હતો તે પણ તે દરમ્યાન અસલ વપડાતો બેમુલા બુટ્ટા ને ફતેહના નક્ષનો ગુંઠાયલો હતો. ત્યાં એક સાદુ તખ્ત મેળાયું હતું, જે ઉપર શાહે કીરમાન માહ શીકરમંદ બેઠો હતો. તેની જમની બાજુ પાદશાહાતના વફાદાર દુરઅંદેશમંદ વઝીરો ને દાનાવો હતા. ડાબી બાજુ પેહેલવાન શાનીના પોલાદના બખતર પેઢેલાં ને દુશ્મનોના સર ઉડારનારી સમશેર ધરેલા સપેહશાલારો હતા. શાહના સર ઉપર શાહાનસાહ ખુશરોનું તાજ ને તનમાં ચીનાઇ ચામડાનું બખતર હતું; તે ઉપર હથ્યાર માત્ર પેહેલુમાં એક ઝેરી ખંજર હતું. તે ઉપર તે નામદાર બેદરકારીથી વખ્તે વખ્ત પોતાનો મજબુન દસ્ત ફેરવતો હતો. ત્યાં તે શાહ જનાબ કીરમાનનો વઝીર, દીનદુશ્મનોના લશકરનો ઇરાની જાશુસોથી મળેલો હેવાલ કહેતો હતો. તે શાહે કીર્માન સાંભળતો હતો. આ વખ્ત એવો દેહશત પમાડતો પસાર થતો હતો કે શેરની શાનીના સપેહશાલારોના દીલ લરજતાં હતાં. જે હેવાલ ત્યાં જાહેર થતો તે સાંભળીને તમામ ત્યાંના હાજર જોરમંદો ને દાનેશમંદોના દીલ ને ચીત ગમખાર ને બેધ્યાન થતાં હતાં. શાહે કીર્માન આ વખ્તે બોલ્યો 'મુદઈઓનું મેદાન અગર આદરબીજાન રહયું હતે તો ઇરાન શીરૂજમરીથી નસીબવાન બનતે, મગર આ મેદાન,

જ્યાંના તમામ ઉગતરાહ ને પાહાડ ને કોહથી દીનદુશ્મનો જાણીતા છે, તેમજ જ્યાંની આગળી ઇરાની આલમ તલવારની દેહસતે પોતાની દીન મેળીને બેદીન થઈ છે. જેને મુદત પણ લગભગ જુગની ગુજરી છે ત્યાં આપણી જંગ કોઇ મોતેબર હાંસલ મેળવે, એ બનનાર નથી. પણ હાલની આપણી હાલત તો યજદાનના હોકમથી ઉલટમંદ ને દુશ્મનો ઉપર મળેલી મોટી જીતે બેશક ગુજરી કરતાં હજાર દરજ્જે જાવોજલાલી ભરેલી થઈછે, તેથી આપણી સમશેર દીનદુશ્મનોના લશકરને બેશક પોતાની ઉમેદમાં નામુરાદ કરશેજ.' આ વિચાર લંબાણથી શાહે કીરમાન પોતાના નામદારો દરમ્યાન જણાવતે પણ તેટલાં એક જાશુસે આવીને વડા વજીરના કાનમાં મોહડું ખોસ્યું ને હાથમાં એક રૂકો આપ્યો. આ ફેરફારથી શાહ ખામોશ થયો. જાશુસ શાહને નમી ઉભો, ત્યારે વડા વજીરે શાહે કીરમાન જનાબ રૂકાને ખોલ્યો. તે વાંચ્યો ત્યારે દસ્તુરાન દસ્તુર દાદનો એક છુપો ખુલાશો થયો.

---

## બાબ ૨૪ મો.

**[ શાહે કીરમાનને દસ્તુરાન દસ્તુર દાદથી ઐણવખતે મલેલી આબાદ સલાહ. ]**

"મોબત છે એક જામ, તે નોશ કીધી તો શું, ના તે નોશ કીધી તો શું,
જોઇ જેહાન તમામ, અફશોશ કીધી તો શું ના અફશોશ કીધી તો શું."

'શાહે કીરમાન, કુફાના ઇસ્લામ લશ્કરને તારાજ કરીને જે જેહાન આસ્કારા નામદારી મેલવી છે, તે નામદારીજ હવે આપણા તમામ જરથોસ્તી ઇરાનીઓની પાયામલીનો પાયો રચશે. હવેજ ખલીફ ઓમર પોતાના ખુનખાર નવાં લશ્કરને જોરે જીગરે ઇરાનના ખુનેખુના ઉપર પોતાની તલવાર ચલાવશે. હવેજ ગાફેલ રહેલા ઇસ્લામ સમશેરના મારનારા જંગીઓ પોતાની નામોશીને ધોઇ નાખવા ખાતર બનતી એવી અવલ પ્રકારની લશ્કરકશી ચલાવશે કે આપણા ગમે એવાં જંગી ને દીલાવર, એ તીર મીશ્લના ખરાબી પાંહરનાર ટોલાં મુઆફેક ઉભાઇ જતા દુશ્મનોના પંઝામાં સપડાઇ પાયામાલ થઇ જશે. જીત તો આપણી તર્ફેજ થશે પણ કોઇ જીવવા પામશે ત્યારે તેનો લતીજો ભોગવશે કે? ઓ શાહ મ્હારી સલાહ આ વખ્તે આ છે કે તમો નામદાર શાહે દુશ્મનોના કોઇ પણ એલચીઓ કે પેગામોને વીચાર ઉપર રાખીને વખતને લંબાવવો, સબબ મને છુપી ખબર મલીછે, કે આપણને ચીન માહચીન ને તારતારીઓની મોટી મદદ મલનાર છે. તે મદદ જ્યાંલગી મલે નહી ત્યાંલગી જહનુન ને જુસ્સામાં આવી જઇ

નાહક કાચે પાયે જંગના મેદાનમાં સર ઝોંકાવ્યાથી હાલ લગી ચાલેલી આપણી સવલી બાજી ખોરવાઇ જશે. આપણુને જંગ કયાં કયાં, કેમ કેમ ને કોણુ કોણુ સાથ લડવી પડશે, તેનો જ્યાં લગી નકી ને ચોકસ હીસાબ મલે નહી, ત્યાંલગી આપણો ઇરાની પોતાની મ્યાનથી સમશેર ખેંચે તો આપણો ટોલો, આપણી દીન ને આપણો જમાનો તારાજ થયોજ. તે પણુ એવો તારાજ થાય કે ફરી કોઇ જમાને આપણુને ના આપણું ઇરાન વસવાને રહેશે કે આપણી પાદશાહાતનો અમલ ચલાવવાનું નસીબ મલશે.

બીજું નામદારીના મેલવનારા શાહે ફીરમાન, છેલ્લી લડાઇ હાર્‍યા પછે આપણા શાશાન્યાન શાહાનશાહના વંસના મોટાં લડાયકો ને જંગીઓ દીન દુશ્મનોથી બચી જઇને ચીન માહચીન નેં તારતારીમાં જઇ છુપાયા છે. તેઓ ત્યાંના હાકમોની દરબારમાં લશકરની સરદારીના ઓહ્દા ઉપર રહીને હાલના આફતકારક વખ્તમાં પોતાનો ગુજારો તે મોટાં રાજથી મલતા દરમાયા ઉપર ગુજારે છે. જેઓ એકવાર મોટા જાવોજલાલ કબીલા ને ખેશાવંદોમાં ચીકાર, તેઓ આજ વતનથી પરવતન ગોયા દેશનીકાલ જેવી હાલતમાં ગીર્ફતાર થઇ હકતાલાની જનાબ ઉમેદવાર ઉભા હતા, તેઓ હાલની ઇરાની જીતનો શીતારો રોશન થયલો જોઇને પોતાને આશરો આપનારા હાકમોથી લશકર ને ખજાનાની મદદ મેલવી આપણી કુમકે આવવા ખાતર કુચ કરી ચુકા છે. મગર આ છેલી સલાહ ઉપર ખુબ દુરઅંદેશી વાપરવો, કે ગમે એ થતાં, કદાચ ઇરાની લશકરનો એક ભાગ પણુ ખોહતાં ખુલ્લાં મેદાનમાં આરબ જેવા દીન દુશ્મનો સાથ નશીબો અજમાવવો, કેવળ આતશની ચેહમાં કુદી પડીને શલામત રહ્યાની ઉમેદ રાખવા જેવું છે. બનતી ઝરફ ને ઉલઠાપનો દાવ માંડીને બલ્ખ તર્ફ કુચ કરવી, ને બલ્ખ હાત કરવું. બલ્ખ પણુ આપણુને હાથ આવે તેવો સવલો સરવાલો ઉતરે છે. આપણાં મોટાં લશકરને ચોતર્ફથી ઘેરવા ઇસ્લામીઓ પોતાના નજુમ ને હીસાબી એલમથી જેમ મોશલનું મુદઇ લશકર હાલના નવાં લશકરને મલી ગયું તેમ બલ્ખના પણુ કીલ્લામાં જુજ લશકર રાખી નભરવસીથી કુફાના મેદાનમાં ઉતરી પડશે. તે પણુ આપણી પશ્ચીમે ઉતરી આવીને પોતાનો પડાવ નાખશે. પણુ આપણા લશકરને બલ્ખ ઉપર કુચ કરવાને જે સીધો ને ઉગતરાહ તે તો કેવળ એ આરબ લશકરની છાવણીની બાજુથી ઉલટી પુર્વની બાજુ છે. જ્યાં કોઇ લશકર આપણો માર્ગ કે હીલચાલ તપાશનાર નથી અને જ્યાં કોઇ સરદાર આપણું લશકર તેમ સર્વે સમાચાર ને ભેદ જાણુવા ખાતર આવે તો તેની શલામતી તો હોયજ નહીં. એવી વગર શલામતીની

ખેપમાં કોઇપણ શ્યાણો ને શુરો સરદાર ગાફેલીથી જીવ ઉપર બાજી ઉઠાવાની બેવકુફાઇ કરે નહીં, માટે આપણા મોટાં લશકરને બળખ જીતવાની એવી તો અછી તક હાથ લાગી છે, કે તેવી આશાન જીતનો દાખલો એક જમાના લગી ગુજરેલી તવારીખમાં જણાયો નથી. એ બાજી પેહેલીજ તકે હાથ કરવાની સઘલી છુપી તઇઆરી કરી રાખવી. આ ભેદ આપણા વડા સપેહ-સાલારો વગર બીજા કોઇ ગમે એવા બીજા વર્ગના સરદારોને બીલકુલ ખબર પડવા દેવો નહીં. હું હાલ આપણા વીખરાયલા જંગી ઇરાની પેહેલવાનો ને વતનના પ્યાર ખાતર તનજાનથી લડનારા સરદારોને પેગામો લખી તેઓને આપણી જંગમાં મદદે બોલાવવામાં રોકાયો છું. હું આદ-રબીજાનના તે મેદાને, કે જ્યાં દીનદુશ્મનોને આવવા કે લશકર લાવવા સારૂ જીનહાર કુચ કરવાને બને નહીં, તેવાં મેદાનના બચાવમાં રહીને છેક આરબ-સ્તાનથી તે તુર્કસ્તાનના છેડા લગીની આપણા દુશ્મનોની હીલચાલ ઉપર પુરતી તપાસ રાખું છું ને વફાદાર ઇરાની જાસુસોથી તલાશ કરાઉં છું.

શાહે ફીરમાન મ્હારી સલાહ પ્રમાણે ચાલી બળખ હાથ કસ્યા પછે જે અવલ કામ છે, તે શેહેર તથા કીલ્લાને અજીત કરવા સારૂ ઘણી ચાલાકીથી તેને જબરદસ્ત કરવાનું છે, કે દુશ્મનોને પક્ષી મીશાલે શીકાર કરવાને તથા તે હાડ વેરીઓ ઉપર આપણું વેર લેવાને આપણને અડચણ કસી પડે નહીં.'

આ છુપો રૂકો જ્યારે વંચાઇ રહ્યો ત્યારે ત્યાંજ એક આફ્રઘાન્યું આવ્યું. હાજર રહેલા સઘલા વજીરો ને સપેહશાલારોએ આ ભેદને કદી ગમે તે આફત આવતાં પણ તલ માત્ર ફોડવો નહીં, તે માટે અહુરમઝદનું નામ દીધા સાથ અકેકો અગરનો કકડો તે આફ્રઘાન્યામાના રોશન આતશ ઉપર મેલીને પોતાનો ઇમાનદાર કોલ આપ્યો. આ કીસ્યા પુરી થયા પછે ને આફ્રઘાન્યું ત્યાંથી ઉંચકાઇ ગયા પછે, શાહે ફીરમાન બોલ્યો 'મ્હારા નામ દાર ને વફાદાર વજીરો ઇરાનનો મોટો દસ્તુર દાદ બળખમાં મને કબજ કરવા માંગે છે. હું બળખમાં આ મેદાનના મુદઇ લશ્કરોને હાથ આપી મ્હારો દાવ ખેલું ને તેમાં ફાવું, જેમ દસ્તુર પોતે વર્તારો કરે છે તેમ; પણ બળખના શેહેર ને કીલ્લામાં દુશ્મનોને જીરજબર કરવાનું બલ સમાયું નથી અને દુશ્મનોને જેમ દસ્તુરાન દસ્તુર કાચા સમજે છે તેવા તેઓ નથી. તે આપણા ઇરાની લોહીનાં તરસ્યા મજહબ મુદઇઓ પણ દીલજાનથી ચાહે કે હું મ્હારાં મોટાં ઇરાની લશ્કર સાથ બળખમાં ઘુસું તો મને ચોતર્ફથી પુરતો ઘેરીને એવો હારની અફશોશમાં ઉતારી દે, કે ફરી જમાના લગી ઇરાન ને ઇરાનીનો મેલો બને નહીં. કેમ વજીર બેહેરામ ત્હારો શો અભીપ્રાય?'

---

# બાબ ૨૫ મો.

## [શાહે કીરમાનના વડા વઝીર બેહરામનો ખુલાશો.]

વખ્ત શેરને સસાનો અવતાર દેછ,
વખ્ત વજ્રને વાંસ સાથ બંધાવેછ.
વખ્ત સ્વારને ટવલતો પ્યાદો કરેછ,
વખ્ત પાહાડને ખાહી ને ખાડો કરેછ.
વખ્ત મીત્રૈના મંત્ર ને લગન તોડેછ,
વખ્ત પૃથ્વીના ભીત્તર ને ભેદ ફોડેછ.
વખ્ત માહ કરામતનો જુન્દો ઉડેછ,
વખ્તથી વતની બેવતન કુદેછ.

વઝીર બેહરાંમ બોલ્યો 'દસ્તુરાન દસ્તુર દાદની સલાહ એવી અવલ પ્રકારની જુગ્તી છે કે આપણું અજીત લશકર જો બલ્ખ દરમ્યાન દાખલ થઈ તેનો કબજો લે તો ક્યામત લગી ઇસ્લામની તમામ આલમ ત્યાં જંગમાં ફના થાય પણ ફરી બલ્ખનો એક કાંકરો પણ મેળવી શકે નહીં, મગર મુખ્ય સવાલ એ રહે છે કે ત્યાં ખોરાકી ખુટી તો ત્યાં આપણેથી ટકાય કેમ? એ અવલ નકી કરવું જોઇએ છે. મને મુદત થઇ બલ્ખના છુપા પાતાલ માર્ગની ખબર પડી છે. આપણી આગલી જાવોજવાલ ને જેહાન જીતનાર શાહાનશાહાતના અમલમાં એણુ વખ્તે પાદશાહો ને પાદશાહી કબીલાને સહી સલામત ત્યાંથી ખસેડવા ખાતર મોટા સીલ્પશાસ્ત્રીઓથી તેવા છુપા માર્ગ છેક બલ્ખના કીલ્લાના દરેક પાદશાહી મહેલમાંથી વેરાન બ્યાબાન ને પાહાડ ને કોહમાં કોતરાઇ કઢાયલા બંધાયા છે. આ માર્ગ માટે દસ્તુરાન દસ્તુરને પુરતી માહીતી હશે, તેથીજ તે મોટો દસ્તુર પોતાની સલાહ આપવામાં ઓસ્તવાર જણાય છે, એ માર્ગથી અગર તેવા ખોરાકના તંગ વખ્તમાં ખોરાકી પુરી પાડવાના તે સાધણુ ધરાવતો હોય યા તો તેવા માર્ગે જ્યાં ઘેરાઇ જતું આપણું લશકર તે ગુપચુપ બાહેર કાઢી લઇ જઇ શકતો હોય. આ માર્ગેજ એક વખ્ત મોટો શાહ ખુશરો પરવેજ પેલા તેના મોટા હરીફ બેહેરામ ચોબીનના સપાટામાંથી બચીને છેક રૂમના કેશરને મળવા જવા સારૂ આશાન માર્ગે મોકાયો હતો. બલ્ખબામીના છુપા માર્ગ કંઇક મોટ મોટાં ઇરાનના શેહેરોના મેહલોને જોડાયા છે. જે કોઇ રાજદરબારી શખ્સ તેવા માર્ગથી માહીતગાર હોય તો જ્યારે પણ ચાહે ત્યારે એક શેહેરથી બીજે શેહેર આવી પોતાના રાજદ્વારી કામ નકી કરી પોતાને અસલ મકાને

ચાલ્યો જાય અને તેની કશી પણ ખબર બીજાં મથકે કે કોઈ આદમીને પડે નહી. એવા છુપા માર્ગથી હાલના આપણા જમાનામાં જો કોઇ જાણીતો હોય તો તે એક કુળે ઇરાનનો વડો દસ્તુર દાદજ હોય. તે છુપા પાદશાહી તરતીબવાલા જમીન ભીત્તરના માર્ગથી દસ્તુરાન દસ્તુર દાદ બેશક જાણીતો હોવોજ જોઇયે, કેમકે છેલા ઇરાનના શાહ યજદજર્દની કમનશીબીમાં દસ્તુર દાદ ઘણાક પુરાતન ઇરાનના શેહેરોના હાકમોને એવી કરામતી ઢપે મલ્યો, ને લશ્કર લાવી શક્યો કે તે માટેની તેની તૈયારી જાહેરમાં કોઇ મથકે, મકાને, કીલ્લે કે શેહેરે થઇ હતી નહી, એ સાહદત આજપણ ઇરાનના બાબમાં વફાદાર રહેલા તમામ દીલાવરોથી મલેછે. અને આ પણ બનાવવા જોગછે, કે જ્યારે તે નામદાર બળખનો કબજો લેવા કહેછે ત્યારે તે કબજાથી ઇરાન માટે કોઇ સંગીન લાભ ઉપજાવવામાં તે પુર દૃઢ હોવો જોઇએ. વખ્તે તે પોતે બળખના કબજા પછે આપણી ખાંગી દરબાર દરમ્યાન કોઇ અજમતી કરામત મીશાલે દેખાવ દે તો શું તેમાં કાંઇ મુશકેલ છે? મ્હારા જેહાનશીન શાહ, બળખના કબજામાં આપણા નશીબા માટે એક એવી સવલ પડતી આગાઇ મને થાયછે કે જો ઇરાનના આપણે આગલા આપણા નામદાર ન્યાગાનો મીશાલે માલેક ને શાહ થવાના હોઇએ તો તે નશીબો નવાજવાને બળખબામી જેવાં પુરાના ઇરાની પાયતખ્ત શેહેરની સરજમીનજ ભાગ્યશાલી નીવડે. બીજો મને એ અજમાયશનો ખ્યાલ આવેછે કે બળખબામીનો કીલ્લો જેવો સઘળી ઇરાની ને ઇસ્લામી આલમ ઉપરટપકેથી ઓરતવાર સમજતી નથી તેવો દસ્તુરાન દસ્તુર દાદ પુરતો તકાવર સમજતો જણાય છે, અને ત્યાંના મોટા લશકરની ખાધ ખોરાકીનો વીચાર એક જેહાન જોઇ વલેલો બાહોસ ઇરાની બુજોર્ગ કે જેની દરેક પલ ઇરાનને દીનદુશ્મન ઇસ્લામીની તાબેદારી ને તલવારમાંથી કેમ છોડવવું તેજ ખ્યાલમાં ગુજરે છે, તેવા નામદારના મનથી ખસી જાય? એવો સેજ પણ વેહેમ લાવવો તે તેની મોટી ને પાકટ ગણત્રી ને આપઅખત્યારી ને વફાદારીને બેહોરમત કરયા બરાબર છે. બળખનો કબજો લેવો તેમાંજ મ્હારા શાહે ફીરમાને ઇરાન જીતવાનો પાયો નાખેલો જાણવો.'

———

# બાબ ૨૬ મો.

**[સંપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન શાહે કીરમાનને બલ્ખ માટેની સલાહ ઉપર અમલ કરવા કહે છે તે શાહે કીરમાનને પસંદ નથી. ખલીફ ઓમરનું એલચીખાતું.]**

હક છે મ્હારો તમામ પણ ઇન્શાફ નથી,
તકદીર આગલ તદબીરની તુટીજ ગતી.
જ્યાં પ્યાર ત્યાં આશકનીજ હોય જંગ,
આશકને આશકીજ ઉસ્તાદીનો રંગ.
તે હોય સાબુત ત્યાં ના જગદો, છે સલામ,
સાબુત હોય તો સફે, શ્યાણુ ને ઇનામ.
બાકી જહનુન, જફા, જંગ, જોસ એકેદમ,
તાબેદારી મોબતની છે ન્યારો એલમ.

સપેહશાલાર રૂસ્તમ બોલ્યો 'મ્હારા નામદાર શાહે કીરમાન આપણા બુજોર્ગ વજીર બેહેરામની દુરઅંદેશી ઉપર પુરતું વજન આપવું જોઇએ, એવી રવેસ તે નામદારે બલ્ખના કબજાની બાતેન ખોલીછે. અવલ મને પણ દસ્તુરાન દસ્તુર દાદની તકરાર ને તર્ક ઉપર બીલકુલ ઇતબાર પડ્યો નહીં, પણ જ્યારે પાદશાહાતના સમાલનારા વજીર બેહરામ જેવા દાનેશમંદની ખાંગી બાતમી દરમ્યાન મેં મ્હારાં મગજને દાખલ કર્યું, ત્યારે મને મ્હારા મરહુમ પેદર સપેહશાલારોના સપેહશાલાર નામદાર ફીરૂજાનનો ઘણી વખ્તે એકાંતમાં બોલાઇ ગયલો ઇશારો સમજ પડે છે, જ્યારે છેલ્લી પાયામાલી લાવનારી જંગમાં ઇસ્લામના ઘણાજ જોરાવર લશકરને લડાઇના મેદાનમાં આબાદ બાજી માફક સફ સમારી ઉભુ કરીને જંગ ચલાવનાર મોટા આરબ સરદાર નુમાનને મ્હારા જંગી પેદરના એક ખદંગી તીરે તદન મરતતોલ કરી તે ખુનખાર મેદાનમાં નાખ્યો, ત્યારે જે જહનુન ને જોસ્સાથી આરબ લશકરે આપણા ઇરાની લશકર ઉપર હોમલો કર્યો, તે એક લડાઇના મેદાનમાં એવો આફતનાક હોમલો થયો કે તે જંગ દરમ્યાન કોઇપણ ઇરાની સીપાહની ઉભું રેહવાની હીંમત તુટી ગઇ. આપણા ઘણા જબરા ને લડાઇને રંગરામસની મીશાલ જાણનારા દલેર સરદારોએ પોતાનાં લશકરને બની તેટલી હીંમત ને ઉલટ આપી. તે હીમત ને ઉલટ આપવામાં જાતે સરદારો એક અદના પ્યાદા મીશાલે દુશ્મનોના મેદાનમાં નીકળ્યા અને હજારનો ઘાન કાઢીને એક એક ખપંવા લાગો પણ જે હીંમતે એકવાર સીકસ્ત ખાધી

તે હીંમત ફરી ઇરાની લશ્કરના સીનામાં આવી નહીં, અને હકનાહક હજારો સમશેરબાજો દુશ્મનના દસ્તથી કલમ મીશાલે કતલ થઇ ગયા. તે જંગમાં મ્હારા જંગી પેદર સાથ હું પોતે દુશ્મનો ઉપર મોતનો મારો ચલાવ્યા-માં હાજર હતો. જ્યારે તે જંગમાં કંઇ કરતાં ઇરાની સીપાહ ફરીને હીંમત પકડીને પોતાના કમનસીબ શાહનો મદદગાર રહ્યો નહીં, ત્યારે મ્હારો પેદર પાંચ હજાર માહ ચુનનદા ઇરાની પેહેલવાનોના લશકર સાથ જીતની ખુમારમાં ગરક ગયલા જહનુની દીન દુશ્મનોથી હટી જઇ ખુશરો આબાદના મેદાનમાં ચારે બાજુ ચર ખોડાવી છાવણી નાખી પડયો. મતલબ માત્ર એટલીજ કે બીજી વખ્ત પોતાના પેહેલવાની લશકર સાથ દીન દુશ્મનો સાથ જંગનું મેદાન ગજાવતાં બહુ મોંઘી કીંમતે પોતાના જાનનો સદકો પોતાના વતન ઇરાનને કરવો. આ વખતે તે છાવણીમાં મ્હારો જોરેમંદ પણ બીલકુલ નીરાશ થયલો પેદર સપેહશાલાર ફીરૂજાન જંગ હાર્યાની નામોશીથી તદન તન બદન ને શીકલે ફેરવઇ જઈ એક દીવાના જેવો ત્યાં ખુલ્લી જમીન ઉપર ગગરી પડયો. આ વખ્ત હું તે વતન હારીને મોત કાંઠે બબરતા પેદર પાસ આજેજી ને અર્જ કરતો પડયો હતો. ત્યાં હું જે બોલતો તે તે નામદાર બીલકુલ સાંભલતોજ નહીં. તે વખ્તે મેં તે મોટા સપેહશાલારને આ શખુનો બબરતાં સાંભલ્યો 'અરે આજ હું બલખના છુપા પાતાળ માર્ગ જાણતો હતે તો જંગી દાદ મીશાલે આવતા વખ્ત મારે હું પોતાને દીનદુશ્મનોના જંગદરમ્યાન બીનફાકટમાં કપાઇ ગયા કરતાં બચાવી કોઇ ફાવતા વખતે ફાવતે દાવે મ્હારી ખોહેલી નામદારી મેલવતે ને ગુમાવેલી રોશનીને ફરી હાંશલ કરતે'. આ શખુ-નોના ભેદનો ખુલાસો મને આજે મોટા દાનાવ વજીર બેહરામથી થાય છે. નામદાર શાહ આપણે ગમે એવા જોખમે આપણા પાયતખ્ત બલખનો કબજો લેવો જોઇયે. હું પોતે આ મેદાનમાં દીનદુશ્મનોની જંગનો જવાબ આપવા ફકત દસ હજાર શેર મીશાલના જબરદસ્ત લશકર સાથ છાવણી નાખી પડયો રેહું છું. શાહ, બલખ ઉપર જે રાહે ને તદબીરે દસ્તુરાન દસ્તુર દાદે દુરઅંદેશીથી ધસી જવા કહ્યું છે, તેમ કરવું. બલખમાં દાખલ થયાની ખબર મને છુપી મલશે ત્યારે હું તમો જેહાનશીન શાહની તદબીરે બલખની રાહ એખત્યાર કરીશ.'

સપેહશાલાર રૂસ્તમને સાંભલી શાહે ફોરમાને પોતાનો મર્મ જણાવ્યો: 'મ્હારા નામદાર શાહજાદાઓ, વજીરો ને સપેહશાલારો, એક શેહેર ને કી-લ્લામાં કબજ થઇને દુશ્મનો સામે લડાઇ ક્યારે ચલાવ્યામાં દાનાઇ હોય

કે જ્યારે આપણે જંગને નકામી લંબાવી લંબાવી હરીફોને કંટાલામાં નાખવા ચાહતા હોઇયે; ત્યારે પણ તેવો વીચાર મ્હારો નહી. તેવી ઢપે મેં એ જંગની સરદારી પણ લીધી નથી. દીન દુશ્મનો ઉપર મ્હારો હોમલો લઇ જવાની મુખ્ય મતલબ એક જબરા ફટકાથી મજહબ મુદઇઓનો સમુલો ધાન કાઢી નાખી તેની તારાજી કરવી. જ્યાંલગી વતનનો જોશ, વતનનું તેજ ને વતનની મોહબત ને વતનીઓની વફાદારી જીવતી છે, ત્યાંલગી એ રોશન થયલી ઉમેદ ને મસ્ત થયલી મરદાનગીમાં મુદઇઓના સર ઉપર એક જબરો જંગી ધુંઆરો વરસાવનારી જંગ લઇ જવી ને તેની જીતનું અમર ફલ ચાખવું.'

શાહે ફીરમાન આ મત જાહેર કરી રહ્યો કે તેની નેગાહ મસલહત-ખાના ચોકી કરનારા પેહેલવાન ઉપર પડી કે તે બેસુમાર શીતાબીથી જનાબ હાજર થવાને દોડતો આવે છે ને ઝડપમાં કદમ બોશી કરવા જાય છે, તેને તેમ કરવાનો તેવો કસો આવકાશ આપ્યાવના શાહે પુછ્યું 'કેમ મ્હારા નામદાર પેહેલવાન એટલી ઝડપનો શો સબબ?'

પેહેલવાન પોતાના શાહને સાંભલી હજાર તનથી રીદા થઇને બોલ્યો 'જેહાનનશીન, ખલીફ ઓમર તર્ફથી દસ બુઝોર્ગોનું એલચી ખાતું આવ્યુ છે, તે મુલાકાત ચાહેછે. તેઓ કહેછે કે અમારા ખલીફે શાહે ફીરમાનને મોહબત ને એખલાશનો પેગામ રવાના કર્યો છે. હોકમ ચાહેછે તાબેદાર.'

શાહે ફીરમાને ચોકીદાર પહેલવાનથી ખલીફ ઓમર તર્ફનું એલચી ખાતું આવેલું જાણી પોતાના વડા વજીર બેહરામને એસ્તકબાલ લેવા મોકલ્યો. જ્યારે તે એલચીખાતાના પીરાનપીર આરબ વજીરો શાહે ફીરમાન હજુર આવ્યા, ત્યારે શાહે તે એલચીખાતાંને ઘટતા આવકાર ને મદારતથી પોતાની દરબારમાં ઉંચી પદવી આપી. શાહે ફીરમાનની પાદશાહી મદારતથી આરબ એલચી ખાતું ઘણું ખુશ થયું. પછે પોતાના મોટા ખલીફ ઓમરનો પેગામ પાદશાહી રાહો રસમ મુઆફેક તાજીમ તવાઝોથી તે પીરાનપીર આરબોએ શાહે ફીરમાન સામે ધર્યો.

———

# બાબ ૨૭ મો.

**[ ખલીફ઼ ઓમરનું મોકલેલું એલચીખાતું શાહે કીરમાનની તારીફ઼ કરે છે ને મજહબ ખાતર પોતાના મુલ્ક ને વતનની પાયામાલી નહીં કરવા સારૂ સલાહ આપેછે. ]**

અમને નથી તરસ તમારાં લોહીની,
યા નથી ચાહ નામદારી લુટવી કોઇની.
અમને ઉમેદ, કસ્યે ઇસ્લામનો ફ઼ેલાવ,
મહજબ ફ઼ેલાવા માટે દેશો દસ્યાવ
ઝેમત ખેંચવાને નહીં ડરનાર લગાર,
ઇસ્લામ થા નૈ તો સર ત્હારૂં સમાલ!

આરબ બુજોર્ગો શાહે કીરમાનની મદારત ને મરૂવતથી છક થઇ ગયા. તેની ઇજત ને પાદશાહી તાજીમ તવાજોની ઢપ છપ જોઇને તો તેઓ તે ઉપર ગોયા ફ઼ીદાજ બન્યા. એલચીખાતાંનો વડો પીરાનપીર જે આરબોની શાહાનશાહાતમાં ફ઼ક્ત ખલીફ઼ ઓમરથી ઉતરતી ઇજત ને મરતબો ધરાવતો, તે જેહાનનો પુરાનો શક્ષ પાદશાહી દબદબાથી શાહે કીરમાનની દરબારમાં શખુનોનો વરસાદ વરસાવતો હોય એવો વીજલી મીશાલ જબાન ચલાવી રહ્યો. તે તવાજોથી સર નમાવી બોલ્યો 'જેહાનના નવા નવજવાન શાહ, તમો નામદારની જંગ ને જવાંમરદીને હું મુબારકબાદી આપું અગરજો તે જવાંમરદી અમારા જેહાનને જીતનારા ખલીફ઼ ઓમરના પેગામને ખુબ બારીકીથી તપાસીને એકમત થાય. આજે જુના જમાનાની જુની રાહ રસમો ને મજહબો ઉપર નવા જમાનાની નવી રાહ રસમો ને મજહબ ગાલેબ છે તે મીશાલ, આ ઉપરથી સાબેત છે જેમ પીર થયલાં પેદર પાછલ પેસર તેનો વારસ ઠરેછે. મજહબ ખાતર મુલકને તારાજ કરવો, એ બેશક દુરઅંદેશનું કામ નથી. પોતાની ખાસ મતલબ ખાતર ખલકનો ધાન વાલવો ને સેંકડો શાલનો ચાલતો આવેલો પાદશાહી અખત્યાર મેલી દેવાની દેવાનગી ધરવી, એ ચાલ પોતાની પાદશાહત તથા ખલકનેં અદલ ઇન્શાફ઼થી આબાદ કરનારા હાકમની હોય નહી. તમો નામદાર શાહ, ગોયા આફ઼તાબી નુરના તમારા મોટા ન્યાગાન શાહાનશાહ ખુશરો પરવેજની પેશાનીનો ઝલકાટ ધરાવતા જણાવો છો. તમારી પારકી પાદ-

શાહાતના એલચીઓને ઇજત ને આબરૂ ભરેલો આવકાર દેવાની ચાલથી અમો તમામ એલચીખાતાંના આવનારાઓનાં દીલ ખુશાલ થયાંછે. શાહ અગર તમો પાદશાહી તખ્તનો નસીબો ધરાવનાર અમારા ખલીફાની દો-સ્તીનો પેગામ કબુલ રાખશો તો તમો નામદાર તમારા શાશાન્યાન શાહા-નશાહના તખ્ત ઉપર કાયમ થશો. તમારો હોકમ સારી ઇરાન સરજમીન ઉપર તમારૂં નામ આશકાર કરતો ધીકી રહેશે. એક સેજ હરખત થનારી બીના ઉપર તમો ઇરાન તખ્તના ઉમેદવાર દુરઅંદેશીથી ગોર કરીને હ-મારી સલાહ મુઆફેક કદમ ભરશો તો ઇરાનની તમામ ખલકમાં આબાદી ને તનદ્રોસ્તી ફેલાવશો. દીન દુશ્મનાઇનું નામ નાબુદ થશે જો તમો ના-મદાર તમારી તકલીદી જીકરનો પાયો તદન પાયામાલ થયલો જોશો તો પછે આપણી બન્ને આરબ ને ઇરાની ખલકત વચ્ચે કીનો હોય ક્યાંનો? ને મમત ને જુદાઇનું નામ રહે કેયમ? અમારો ખલીફ તો તમો નામદાર શાહની મોહ-બત ને એખલાશનો ઉમેદવાર છે. તેનો ઇનકાર કરવો કે તેની મંજુરયાત આપવી એ કાબુ તમો નામદાર શાહના હાથમાં છે. અમારા પેગામની જુજ સતરો છે, તે ઉપર કબુલ મંજુરનો શેરો ખેંચો ને સઘલો રખનો નાબુદ કરો. તમો નામદાર અમારા ખલીફનો પેગામ ને કરાર કબુલ રાખો તો તે નામદારોના નામદાર ખલીફ ઓમરનું એલચીખાતું, જેમાં અમો તમામ તેના ફરમાનબરદારો હાજર છીયે, તે એખલાશની ધધાણી તરીકે તમો નામદારને શાહે ઇરાનનો એલકાબ નવાજીશ કરીને કદમબોશી કરવા ને નમવા સારૂ તૈયાર ઉભા છીયે.'

શાહે ફીરમાને તે આરબ પીરાનપીરોનું એલચીખાતું જોયું ને તેના સરનશીનને સાંભળી શીતાબ ખલીફનું બાતેન સમજી ગયો. દસ્તુરાન દસ્તુર દાદથી મસલહત મળી હતી તેમ તે શાહે એલચીખાતાંને ઉડાવામાંજ હાલતરત તો ઇરાન ને ઇરાનીઓના હકમાં બેહદ ફાયદો જોયો. વળી દસ્તુરાન દસ્તુર દાદની મળેલી સલાહ ઉપર કાંઇ નક્કી અમલ થયો હતો નહીં કે શાહે ફીરમાન આ કે તે પારનું જે તે રમખાન મચાવી લેવાવાલો જવાબ દે? શાહે રમાને એલચીખાતાંના પીરાનપીરોના છેક સીનામાં પેસી જઇ તેઓની હદથીજાદા ચાપલોસીનો તમામ ભેદ મેળવી દીધો. શાહે ફીરમાન એવો તો બાહોશ હતો કે સામા શક્ષોના સીનામાં ઉતરીને તેઓના મનની બાતમી કયા ઇરાદા ઉપર રચાઇ છે, તે ફક્ત તેઓના બેચાર શખુનોની હાર સાંભળતાંજ તે સમજવામાં ફાવી જતો હતો. વળી જે જંગી ને જુવાન છતાં બુજો-ર્ગોને તાજુબીમાં નાખે તેવો દુરઅંદેશ ને દાનાવ ને શખુનનો રાસ્ત, તે પાસ પુર મતલબ ને કાવાદાવાના ભરેલા ખલીફ ઓમરના મીઠા ને કલેજા-

ફરૂશ આરબ રાજદરબારીઓ ને અમલદારો ઘડીભર ટકાવ તો શું કરી શકે પણ એક દમ પણ ખેંચી શકે નહીં, મગર જમાનોજ ઉલટાયો હતો અને સરજમીનોના નસીબામાં મોટા ફેરફારનો સંજોગ ઉઠ્યો હતો, ત્યાં એવા ખુને વસીને ખુને ચસી રેહનારા જંગલીઓ જંગ ને જર ને જોરના માલક થઇ નીકળ્યા હતા. શાહે ફીરમાને. પણ ખલીફ ઓમરના એલચીખાતાંને અચ્છી રીતે ઉડાવ્યું. તે નામદાર શાહ બોલ્યો 'જેહાનને ઉઠલ પાઠલ કરનાર ખલીફ ઓમરે જે મ્હારી ઉપર પોતાનું એલચીખાતું રવાના કરીને મ્હારી મોહબત ચાહી છે અને મને ઇજત આબરૂ બક્ષી છે, તે માટેની મ્હારી ખુશાલી તે નામદારને જણાવવી. હું ઘણોજ ખુશ છું કે ખલીફ તરૂના એલચીખાતામાં તમો જેવા જેહાનની શર્દ ગર્મ જોઇ વળેલા પીરાનપીરોને પસંદ કરવામાં આવ્યા છે. નામદાર એલચીઓ, મેં તમારા દીલનો ઇન્તેખાબ જાણ્યો છે અને આ તમારા ખલીફનો પેગામ રાખ્યો છે. એ હું મ્હારા પાદશાહાત ચલાવનારા દાનાવ વજીરો ને સપેહશાલારો સાથ વાંચી ખુબ ગોર કરીશ. તમો નામદારના જણાવ્યા મુઆફેક તો એ દરમ્યાન કોઇ એવી કલમ હશે નહીં કે જેથી મ્હારા જીગરનો જોસ ઉછલે ને મગજને બોજો થાય, તો હું ખાતરજમાં છું કે મ્હારા દુરઅંદેશ દાનાવો તમારા ખલીફના પેગામનો લાયક એખલાશ ભરેલો જવાબ, તમો નામદાર એલચીખાતાને મ્હારી સનમુખ બોલાવી દસ્ત બાદસ્ત સપોર્દ કરશે. મને ઉમેદ છે કે તમારા નામવર ખલીફના પેગામ ઉપર મને સબર ને દાનેશથી વીચાર કરવાને પંદર દીવસની મુદત આપવાને રાજી થશો.'

શાહે ફીરમાનની આ શીરીન જબાન ને એખલાશની માગણીથી ખલીફ ઓમરનું એલચીખાતું પોતાનું શું એક કામ આબાદ ઉતર્યું હોય તેવી મુબારકબાદી માનતું ઉઠયું. એલચીખાતાંએ શાહે ફીરમાનની માંગેલી મુદત લગી પોતાના લશકરની છાવણીમાં થોબવાની કબુલાત આપી. પછે પણ જ્યારે શાહે ફીરમાન તે એલચીખાતાને બોલાવી જવાબ આપે ત્યાંલગી એલચીખાતાંએ શબર પકડવાને કસી આનાકાની કરી નહીં. એલચીખાતાંએ વીદાય થવા તવાજો બજાવ્યો, ત્યારે શાહે ફીરમાને પણ તખ્ત ઉપરથી સેજ ઉઠીને જાહેરમાં દીલ લોભાવનારો આવકાર દીધો. પણ તે એલચીખાતાને છાવણીના નાંકા લગી મેલવાને તે નામદારે પોતાના સઘલા વજીરો ને સપેહશાલારોને હોકમ ફરમાવ્યો. માત્ર તે મેલાવડામાં એક મોટો ઇરાની સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન સામેલ થયો હતો નહીં; જે સાથ શાહે ફીરમાન ઘણીજ મોહબતથી ખલીફના બંધ પેગામ ઉપર તરેહવાર અટકળો કરતો હતો.

---

# બાબ ૨૮ મો.

**[ વજીર બેહરામે ખલીફનો પેગામ ખોલી વાંચ્યો તે સાંભલી શાહે ફીરમાન દમ બાંધીને હસ્યો, પણ તેની દરબારના દીલ ગોયા આતશના દરયાવ મીશાલે તપી ગયાં. ]**

ઉમેદમાં ખીલી ખીલી ઉમેદમાંજ કરમાઉ,
મનમાં મોજ મીશ્લ મસ માહેતમ ઉટે;
ના ટરૂં યા ટરૂં, ના જાણું યા જાણું,
અમ્બર કેમ યાર, હીન એરન્ડો નીવડે ?
લાભમાં ના લાભ, ના લાભમાં છે લાભ !
જંગમાં જાય જાન, બીન જંગ જીવ રખડે.
પલનો ભરોશો ક્યાં, છે જીવન પવનનું;
ઉડાવશે ક્યાં સપાટો સેજ સરજત વડે.

જ્યારે ખલીફનું એલચીખાતું છાવણીથી બહુ દુર ગયું અને ચોકીદાર પેહલવાનથી પુર ખાતરી મલી કે છાવણી આસપાસ કોઇ દીન દુશ્મન કે જાશુશ કે ભેદુ નથી. તંબુ આસપાસ સો વાર લગી કોઇ ઇરાની સીપાહનો ઓળો પણ પડતો નથી તો પછે સુદઇ તો ક્યાંથી હોય ? વલી શાહે ફીરમાનની આસપાસ જેઓ દરબાર ભરી બેઠા છે, તેમાંનો દરેક શક્ષ ગોયા આ જંગનો પાયોજ હોય તેવા વફાદાર, રાસ્ત ને પોતાના વતનનાજ નામ ઉપર જાન ફેશાન થનારો. તેવા મોટા ને ખરા ઇરાની નામદારો વચ્ચે વજીર બેહેરામે શાહે ફીરમાનના હોકમથી ખલીફ ઓમરનું પેગામનામું ઉખેડયું.

આ નામામાં ખુદા ને પયમબરની શીફતમાં દમ બાંધીને લખ્યામાં આવ્યું હતું, જે તમામ શીફત ફકત આરબસ્તાનનો અલ્લા ને રસુલ ધરાવતો હોય અને બીજી તમામ આલમનો કાંઇ ખુદા કે પયમબર હોય નહીં એવી મગરૂરી ને મસ્ત શોખાઇ વાપડવાને ખલીફ ભુલ્યો હતો નહીં. પછે વલી ઇસ્લામનો વડો તેથી પણ જાદા મગરૂરીથી પોતાની સલાહ આપી સુલેહની કલમો જણાવા લાગો. આ કલમોમાં અગર આ કલમ હતે નહીં તો તે તમામ કલમ ને કરારો શાહે ફીરમાનને કબુલ રાખવામાં હાલનો વખ્ત બજીદ થતે, પણ આ એક શેરો 'ઇસ્લામ મજહબ કબુલ રાખીને ઇરાનના તખ્તપર બીરાજવું ને તમામ ઇસ્લામી જંગ દરમ્યાન લશકરની મદદ મોકલવી,' આ કલમ ને કરાર એવો હતો કે જ્યાંલગી એક પણ રાસ્ત ને ઇમાનદાર ઇરાનીના દીલમાં જાન હોય ત્યાંલગી તો તે સાંભલવાને

પણ મોટું અપમાન થયલું સમજે. એજ કલમ ને કરારે ઇરાનના છેલ્લા જરથોસ્તી શાહાનશાહ યજદેજદની કારકીરદી ખતમ કરી હતી.

એક બીજી કલમ પણ ઇરાન જેવી મોટી શાહાનશાહાતને કમ હલકું પાડનાર હતી નહીં, કે ઇસ્લામ મજહબ કબુલ રાખ્યા પછે ઇરાનની પાદશાહાત ખલીફ્રને જજીઆની રકમ જેમ બીજાં તાબે થયલા મુલકોના હાકમો ભરે છે તેમ દર શાલ ભરી જાય. તેમાં કસી ખામી થાય તો આરબ લશકરની ચઢાઇ આવવાને વીલમ લાગનાર નહીં! આ કલમ સાંભલીને શાહે ફીરમાન, ખલીફ્ર ઓમરની અકલ ઉપર હસવા લાગો. તે નામદાર પોતાના અમીરો ને સપેહસાલારો દરમ્યાન બોલ્યો, 'જ્યાં છે ત્યાં એ જંગલી આરબની હેમકાઇની હદ હશે નહીં. તેને એટલી પણ ખબર હશે નહીં કે એવી કલમ એક ખરા ને જંગી ઇરાનીને લખી સલાહની ઉમેદ બાંધવામાં તે પોતાની કોમની ને તમામ ઇસ્લામી ખલકની મજાક મશકરી કરે છે? શું તે ખલીફ્ર પોતાનેજ પુરો બાહોશ ને દાવપેજયો સમજતો હશે ને બીજા સઘલા જેહાનના પાદશાહોને બેહોશ ને ભોલાજ સમજતો હશે? અથવા શું તેનાજ લશકરમાં લડાયકો છે ને બીજા લશકરમાં લોખડીઓ છે? મને સમજ નથી પડતી કે એવું નાસજાવર લખીને એ ખલીફ્ર હાલના આપણા જંગના હીંગામમાં પોતાની બાજી સમાલી લેવામાં કેઇ હોસ્યારી ને અંદેશો ચલાવતો હશે? બેશક તે છેક પીરાનપીર થયામાં આપણી કદીમ જાવોજલાલી ને જોર ઉપરથી તેની યાદદાસ્ત બીલકુલ ખીસી ગઇ છે, તેથી તે એવી બેહુનદી કલમ ને કરારો લખીને પોતાના મનની ગણત્રી મુઆફ્રેક સુલેહના શીતારાને રોશન થયલો જોવાના ખાબમાં બેઠો છે. આપણને તો તેની એવી કલમ ને કરારનો ખાબ જોવા દેવાની પુરતી સબર ભરેલો વખ્ત આપવો જોઇએ અને જે મસલહત આપણા હકમાં બેહતર તે અમલમાં મેલવાને ખાતરી ભરેલાં કદમ ભરવાં જોઈએ.' આ બોલતાં બોલતાં તે નામદાર ખલીફ્રની લોભી અક્કલ ઉપર એટલો હસવા લાગો કે વજીર બેહરામ ને સપહેશાલાર રૂસ્તમ જેવા પણ તાજુબ થઇ ગયા. શાહની ચાલ તેના વફાદાર શરીકોને નાપસંદ પડી. તેઓમાંથી એક શાહજાદો રામચોબીન બોલ્યો 'આપણે આ પેગામને વાંચ્યા વગરજ બંધનો બંધ બાલી નાખવો શઝાવર હતો. તે મોટો દીનદુશ્મન આપણને આપણી જીતના મુબારક હીંગામમાં આપણા મોહડાં લગી ખાસ પોતાના કાવાબાજ પીરાનપીરોને રવાના કરીને બેહોરમતી આપવાને હીંમત ચલાવી શકયો છે. ખલીફ્ર ઓમર બેહોશ નથી પણ પુર ને પકકો હોસ્યાર છે, કે તે મુદ્દઇ આરબે આપ-

ણુને પોતાના એવા અપમાન કરનારાં પેગામનામાંથી એવા ઉસકેરવા ચાહ્યા છે કે યાહોમ આંખ વીચીને આપણે હાલ જે હાલતમાં છીયે તે હાલતેજ જંગના મેદાનમાં ઝોંકાવ્યે. પછે તે દુરઅંદેશ ખલીફે મોકલેલું નવું લશકર એક બાજુ, બીજી બાજુ મોશલનું કુચ કરી આવેલું લશકર, ત્રીજી બાજુથી બલ્ખ દરમ્યાનનું લશકર નીકલી આવતુંજ હશે તે, અને ચોથી બાજુ વલી બીજું કોઇ કમીગાહ કરી બેસાડેલું લશકર નહીં હોય એમ બનેજ કેમ? એટલે આપણે આપણા આંધલા જહનુનમાં આવી તનમાં જાન લગી લડી મરયે અને પછે કયો તેજ ઇરાની રહે કે ઇરાનની જરથોસ્તી દીન જલવાય? એ રીતે ઇરાની આલમનો અંત આવે એવો દુરઅંદેશ તર્ક ચલાવ્યો છે.'

શાહજાદા રામચોબીનને સાંભલી સપહેશાલાર રૂસ્તમ ઘણાજ ગંભીર ચેહેરે ને મજબુત જીગરે પોકાર્યો:

'ઓ શાહે ફીરમાન' આપણી તમામ ઇરાની આલમને ખલીફ ઓમરે પેગામનામુ લખીને બેશક એવી કંગાલ બેહોરમતી ને નામાશી દરમ્યાન ફસાવાની તરતીબ રચી છે, કે અગર એ બુરી લાલચ ઉપર કોઇ બીજો શાહાનશાહી તોખમનો બેફામ શાહાજાદો પોતાનો મહજબ તજી દઇ ઇસ્લામી મહજબ એખત્યાર કરવા માહે સર ઝોંકાવે તો આપણી કદીમથી ચાલતી આવેલી આપએખત્યારીનો શીહા નશીબો બની જાય. અને તેવા લાલચને તાબે થનારા કોઇ શાહાનશાહી તુખ્મીને ઇરાની આલમમાંથી પંચરંગી તોખમનાઓનું લશકર પણ મલી આવે તો આ પેગામનામું ફાવી જઇ બાકી રહેલી ઇરાની આલમની એવી તો પાહામાલી કરે કે તદન આપણી કદીમ કોમનો અંત આવ્યોજ જાણવો. મારો તો નકી આ વીચાર ચોકસ સમજ ઉપર ગોઠવાય છે, કે આપણે એ પેગામનામાનુંજ બાહાનું લઇ શીતાબીથી આપણી સમશેરો મેઆન બાહેર ખેંચીને આ મેદાનમાં મહજબ મુદઇઓના મસ્તાન મગજને મજબુત દસ્ત દેખાડવો જોઇએ, કે ફરી કોઇ પણ ઇસ્લામ દીનદાર ઇરાની સામે એવી બેઅદબી કરવાને દલેર દીલથી બાહેર પડવાની હીંમત વટીક કરે નહીં.'

સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન આદરબીજાનના તમામ ઇરાની લશકરનો વડો હતો, જે ઉપર ઇરાનની શાહજાદી ગુલશીરીનાનો નસીબો રોશન થવાની મોટી ઉમેદ રખાઇ હતી, તેના આ જોસાદાર સખુનોથી ત્યાં બીરાજેલા જેહાનના અજમાયશીઓના દીલમાં દેહશત પેઠી કે અગર એ મોટો સપેહશાલાર હાલના જુસ્સાથી પોતાના લશ્કર સાથ મલી જઇ દુસ્મને

સામે કામ લેશે તો ઇરાની રોશન રોજ તદ્દન શીહારોજમાં ફેરવી નાખશે. વજીર બેહરામ તો સપેહશાલાર રૂસ્તમ પોતાની જબાનને કાયદામાં રાખે તે ચેતાવવા માટે ત્રણ વખ્ત વચે ઉઠી ઉભો થયો પણ તે આગલા નામદાર ઇરાનીઓનું લોહી ધરાવનારો સમશેરબાજ જંગી પોતાની જબાનને ખામોશ રાખી શકયો નહીં, પણ ઉલટી જાદા ને જાદા હદ ઓલંગીને કીનાના આતશના શોહોલા ફુકવા લાગો, એથી જેવો તે પોતાના વીચાર જણાવતો અટકયો કે તે દાનાવ વજીરે તે સપેહશાલારની જોરસાદાર જબાન ઉપર અફશોશ કરયો, તે બોલ્યો:

'ઓ બાપદાદેથી નામદારી પામેલા વજીરો ને નેક જંગી સપેહશાલારો આ વખ્ત પણ નથી ને જગો પણ નથી કે આપણે આપણા જુસ્સાની જુબાની ને જુમબેસથી જબાન ચલાવ્યે. આ વખ્ત ને જગો ફક્ત આપણી બાજી ને બાદશાહાતનો શીહા થયલો રોજ રોશન ને તાબેદાર થતી જતી કોમને આપએખત્યાર કરવાને જેટલી પણ દાનેશ ને દુરઅંદેશી તેનો દસ્ત પકડીને ફતેહમંદ રાહે ઉતરી ચાલવા સારૂ છે. આ વખ્ત ને જગો ફક્ત આપણો કદીમ મહજબ જે ઇસ્લામની તલવાર ને જુલમથી પાયામાલ થાય છે તે કેમ ફરી તાજો થઇ કાયમ રહે, એ મસલહત કરવાનો છે. મ્હારા નામદાર પેહેલવાનો, જંગમાં ઉતરીને દીન દુશ્મનોનો ઘાન કાઢતાં બેજાન થવામાં કયો સાર સમાયો છે? તે અગર અંદેશો દોડાવશો તો આ સાદો ખુલાશો જણાશે, કે આપણે આ મોટી જેહમત ખેંચીને જે કુફા જેવાં દીન દુશ્મનોનાં મજબુત લશકરી મથકને તારાજ કરી નાખ્યું, તે લડાઇના મેદાનમા જાન લઇ જાન આપવા ખાતર નહીં પણ, આપણા ન્યાગાનોના કદીમ ઇરાનની પાદશાહાતને દીન દુશ્મનો પાસથી છોડવી લઈ આપણી કદીમ યાદગાર શાહાનશાહજાદી ગુલશીરીનાને હવાલે કરવી. અને નવેસરથી ઇરાની શાહાનશાહાતનો પાયો નાખીને તે પાદશાહી યાદગાર ચેરાગને મોટા અદલ શાહાનશાહ નોશેરવાનના પાયતખ્ત દરમ્યાન તખ્ત-નશીન કરવી અને તે પછે શાહે કીરમાનની શાદી કયશરે ઇરાન ગુલશીરીના સાથ કરીને ઇરાનને નવેસરથી જેહાન દરમ્યાન સરસાઇ બક્ષવાની બુલંદ ને અમર નામદારી મેલવવી.'

દરબારમાં ખલીફના પેગામનામા ઉપર એક ગમથી આદરબીજાનનો મોટો સપેહસાલાર ને બીજી ગમથી કીરમાનનો વડો વજીર ઘણી જબરી હરીફાઇ કરનારી ટીકર ઉપર વધી ગયા હતે, પણ તેટલાં શાહે કીરમાનનો મોટો ચોકીદાર પેહેલવાન દોડતો આવ્યો; તે ઉપર સઘલા નામદારોનું

ધ્યાન ખેંચાયું, તો તે પેહેલવાન આગલ ને તેની પાછલ કોઇ ચીનાઇ પોશાગ પેહેલો અઘોર શખ્સ, જેની કમર ઉપર જરાવની મુઠવાલી તલવાર આતશ્યા રંગની મ્યાનમાં ખણખણી રહી છે, તે ધીમા કદમથી ચાલ્યો આવતો નજરે પડયો.

---

## બાબ ૨૯ મો.

**[ચીનાઈ દરબારમાં રહેલો શાહજાદો શાપુર શાહે કીરમાનને પોતાની મદદ આપવાની અર્જ ગુજારે છે.]**

ગીર્દાપેજથી ગીર્દાપેજ જાદા થઇ ગયો છું ઓરનો ઓર,
કયાં ગાદીનશીની ને ગીર્દાપેછી, કયાં ઇનશાનજાદો ને ઢોર?
કંઇ શાલ ગુજરયાં ચમનદાર વતનથી ગયો છું ગુજરી યાર,
આજ એક લગાવા દે સપાટો ઉમેદના દીલનો ચલાવી દોર.
દસ્ત તો પેલોજ છે જે જંગમાં સમશેરથી ચલાવતો કતલ,
પણ અમલ ને ઉલટ ફેરફારમાં અટવૈ ગયો છે જાન અન્મોલ.

પેલા પેહેલવાને જેવી પોતાના શાહની નેગાહ નવા દાખલ થનારા ઉપર પડી કે કુનસ બજાવી તે પોતાની આગલી જગોએ ચાલ્યો. શાહે કીરમાન તો પોતાની દરબારમાં એક ચીનાને જોઇ તે શું મતલબ ધરાવતો હશે તેના ખ્યાલમાં પડયો, પણ તેટલાં વજીર બેહરામે પુછયું; "એ ચીન માહચીનના રેહનારા આદમી તું અમારા શાહ પાસ કેઇ મકસદ માટે હાજર થયો છે? ત્હારો ભેદ અગર અમારા કાનને સપુર્દ કરવાને કસી હરખત હોય નહીં તો જણાવવાને ધીલ કરતો ના."

આ રવેસની તપાસ ને જોસ્તેજ્ઞુ સાંભલી તે ચીનાઇ પોશાગ પેહનારો લગાર મુછમાં હસ્યો. પછે પાદશાહી રસમ મુઆફેક સર ઝોંકાવી તેણે ઘણાજ તવાજેથી ખુલાશો કરયો: 'શાહે કીરમાન ને તેની દરબારના બીરાજનારાઓ શાહજાદા શાપુરનું નામ સાંભલતાં તેની ઓલખ પામ્યા વગર રેહનાર નથી. જે શાહજાદો દીનદુશ્મનોની છેલી લડાઇમાં છેક અંત લગી લડયા પછે પ્રાંમી ગયો કે હવે આ જંગમાં જાદા જવાંમરદી તે નાહક જાન ગુમાવ્યાનો શોદો ખરીદ કરવાનું કામ છે, તેથી તેમજ જ્યારે ફીરૂજાનની છાવણી ઉપર મોતનો વરસાદ વરસ્યો, ત્યારે તે કોઇ બીજા આબાદ વખ્તે જંગમાં પોતાના તન ને જાન મોઘાં વેચવાની ઉમેદે ચીનના મુલકમાં ઉતરી પડયો. ત્યાંની પાદશાહી દરબારમાં હાજર થઇ ચીનના શાહાનશા-

હને પોતાની પાદશાહાતની પાયામાલીના સમાચાર કહીને રેહેમ ચાહી, તેથી તે નેકનામ શાહાનશાહે ખાસ ઇરાનીઓ તર્ફની પોતાની મોહબત દેખાડવા સારૂ શાહજાદા શાપુરને પોતાના ચીનાઇ લસ્કરમાં એક સરદારની જગો આપી. જે સરદારીમાં શાહજાદા શાપુરે આજ લગી મલીને પદંર વર્ષ ગુજાર્યાં છે, મગર તે પદંર વર્ષમાં તે શાહજાદો પોતાના વતન ઇરાનને પંદર પલ પણ ભુલ્યો નથી. તેના મનની મુરાદ એજ માત્ર કે મજહબ મુદઇઓના માંથા ઉડારવાનો એક વખ્ત દાવ મલે; તે દાવ અંતે અહુરમજ્દે બક્ષ્યો, તેથી શાહજાદો શાપુર પોતાના શાહાનશાહની રજા માંગી તથા લસ્કરની મદદ લઇ તમો નામદાર શાહે ઉઠલાવેલી વતનની જંગમાં સામેલ થવા આવ્યો છે."

આ ખુલાસો સાંભલતાં શાહે ફીરમાનના જીગરમાં પોતાના હમવતની ઇસ્લામોના જાલમ દોરમાં કેવા ને કેટલા અટવાઇ ગયા છે તેનો કાંઇ ચોકસ ખ્યાલ આવ્યો, તે નામદારે શીતાબ તખ્ત ઉપરથી ઉતરી પડી શાહજાદા શાપુરને બગલગીરી કરી. પછે તેને પોતાના જમના દસ્ત ઉપર તખ્ત પાસ બેસાડીને તેનું મોટું હેશાન માન્યું. શાહે ફીરમાન તે વખ્ત પોતાના ન્યાગાનના દીલમાં ચીનાઇ પોશાગ જોઇ કેહવા લાગો, કે 'નામદાર બીરાદર આ ચીનાઇ પોશાગથી મ્હારી દરબારમાં આવ્યાથી ઇરાનમાં તમારી યાદ પડી નથી મગર શાહજાદા શાપુરની જવાંમરદીની તારીફમાં આજ પણ સારા આદરબીજાનમાં તો શું પણ છેક ફીરમાનના ગામડાં વટીકોમાં જરથોસ્તી ઇરાનીઓ બેત ગાય છે. નામદાર શાહજાદા, આજથી હું તમને મ્હારા ખાસ સપહેશાલારોમાં નોંધુછું. મને ઉમેદ છે કે મુદઇઓની હરીફાઇમાં જે જોરેમંદ ઇરાની પેહેલવાનો પોતાને અજીત ખપાવનાર છે તે સફમાં તમો કાયમ થઇને અમર નામદારી મેલવશો. પણ આ ચીનાઇ પોશાગ છેક ઇરાનના જુના પાયતખ્ત શેહેર લગી આવી લાગા તોય તે ઉતારી નાખ્યો નહીં ને પોતાના વતન ને વંસનો ઇરાની પોશાગ પેઢયો નહીં યા કોઇ પણ ઇરાનીને ઓલખ પડે તેવું ઇરાની પેહેલવાનગીરીનું બખતર પેઢયું નહીં, તે શું દીનદુશ્મનોથી દેહશત રાખ્યાનો સબબ હશે?'

શાહજાદા શાપુરે આ સવાલ થતાંજ શીતાબ ઉઠી ઉભો થઇ કદીમ અદબ મુઆફકે તે શાહે ફીરમાનને ખુલાસો કર્યો: 'મ્હારા નામદાર શાહે ફીરમાન, પંદર વર્ષ થયાં ઇરાનની ખબરથી જે તેનો વતની બીલકુલ અજાણો રહ્યો હોય, તે અગર, જે પોશાગ ને પાદશાહતમાં તે પંદર વર્ષ લગી હૈયાત રહીને પોતાનો કદીમ પોશાગ પેઢે તો તેની સલામતી ઉપર કોણને ઇતબાર આવે? આજ જો હું ચીનાઇ પોશાગમાં તનહા

નીકલી આવ્યો નહીં હતે તો બલ્ખબામીના કીલ્લા ઉપરના છુટી આવતા એકાદ બે ઝેરી તીરે મને પોતાની ભર ઉમેદમાંજ ત્યાંના મેદાનમાહે મુડદું કરી પાડયો હતે અને જંગલી પશુઓના ખોરાકમાં ખપાવ્યો હતે. આ ચીનાઇ પોશાગમાં હું એમજ પંદર વર્ષ થયાં ચીનાઇ દરબારમાં પણ બચાવ પામ્યોછું. ત્યાંપણ ઇસ્લામ જાશુસો ને કસરવેજો ઉભાઇ જાય છે તે માત્ર તે મોટાં મુલકમાં કોઇ પણ ઇરાનીએ આશરો લીધો હોય તેનો ભેદ જાણવો; પણ તે ઇરાની જાનના પ્યાશા જાશુસો ત્યાં વસી ગયલા ઇરાનીઓનો ચીનાઇ પોશાગ હોયાથી બીલકુલ પત્તો પામ્યા નથી. ચીનના શાહાનશાહે પણ ઇસ્લામ તુફાન તેની સરજમીન ઉપર ના ઉલટી પડે, તે માટે સખ્ત હોકમ કર્યો હતો કે કોઇપણ ઇરાનીએ મ્હારી સરજમીન ઉપર કદમ મેલ્યા પછે પોતાનાં તન ઉપર ઇરાની પોશાગ રાખવો નહીં.

'શાહે ફીરમાનને બીજી આ ખબર તો હશેજ, કે હાલના ઇસ્લામ લશકરનો વડો સરદાર પેલો હસન, જેણે આપણા છેલા શાહાનશાહ યજદેજર્દને ચીનના શાહાનશાહ ટયટસોંગે આપેલા જબરાં લશ્કર સાથ ફરી ઇરાન લેવા આવતાં સરહદના મેદાનમાં શીકસ્ત આપીને તે કમનશીબ શાહાનશાહની તમામ ઉમેદ તોડી નાખી, તે છે; જે આરબસ્તાનીઓના લશકરમાં ગોયા એક પીલતન જેવો મનાય છે. અને જેની સમશેર સામે શેર ટકી શકતો નથી. એ આરબ જંગી એટલો જુલમી ને જંગલી ખવાસનો છે કે જ્યારે તે પોતાના જંગલી ખવાસના લશકર સાથ દુશ્મનના મેદાનમાં ઉતરે છે ત્યારે તે એક બચાંને પણ મેહરબાની બક્ષવામાં બખીલ છે. તે લડાઇની ઝુમમાં ગમે એવા બેગુનાહની પણ ગરદન ઉપર સમશેર ચલાવે છે. હેરેમનમાં મેહેર હશે પણ એ આરબના દીલમાં તેનું એક ટીપું નથી. એવો ખુનખાર ને નાતરસ સરદાર હસન છે. છેલી લડાઇમાં મ્હારે નશીબે તેનો હમનબર્દ થવાની વારી આવી હતી. મ્હારો સારા ઇરાનમાં તે વખ્તે હરીફ હતો નહીં, પણ એ હસન મ્હારા પંઝાથી જીવતો છટકી જવા પામ્યો.'

શાહજાદા શાપુરનો આ તમામ હેવાલ સાંભલીને શાહે ફીરમાને તેને પોતાના એક બુજોર્ગ બીરાદર જેવો ગણવાને કોલ આપ્યો અને દરેક લડાઇમાં તેની સલાહ પુછવાનું માંગી લીધું. શાહે ફીરમાનની તમામ ખાંગી દરબારે તે નામદાર બુજોર્ગ શાહજાદા સાથ દોસ્તી ને એખલાશ બાંધ્યો. માંમલો જ્યાંતો હાલ આરામ ભરેલો હતો, તેટલાં ત્યાં એક પેહેલવાને પાદશાહી કુનસ બજાવી ફરગાનાના પાદશાહ તારખાનનો પેગામ લાવનારને દાખલ કરવાનો હોકમ માંગ્યો.

---

# બાબ ૩૦ મો.

## [શાહે કીરમાનની દરબારમાં પાદશાહ તારખાનનો પેગામ.]

શીહા સબ સુરત સીનામાં, ભમે છે ભેદ, મોબત, અજલ,
આસ્માનની ધાલ વીંધી, વખ્ત રમે છે દાવ, ટક્કર, અશલ.
ખાલેશ માહતાબ ગોલો પલમાં, બદલાય છે રંગ, રજાલ, અવલ,
ખાલેશ તન જંગ બખ્તરબંદ, ગુમ છે જોતાં ખોહી અમલ.
નરેશેર નક્ષ આજ નવજવાંન, કરે છે ઉમેદભર ટલવલ,
ખીલેલું ગુલ વખ્ત નૈ ને ચુની જાય ચીલ ચમન નીર્મલ.

શાહે કીરમાને ફરગાનાના પાદશાહ તારખાનના સરદારને અચ્છો આવકાર દીધો ને સવાલ કર્યો 'ઓ સરદાર, તમારી શી મકશદ છે? અને કયા સબબથી તમારા પાદશાહના પેગામ સાથ ઘાં હાજર થયા છો?' ફરગાનાના પાદશાહનો પેગામ ધરાવનાર સરદારે શીતાબ સર નમાવી કદીમ પાદશાહી રસમ માફક શાહે કીરમાનને ખુલાશો કર્યો:

"ઓ નામદારોના નામદાર શાહ, જહુનથી સીહુન નદીના કીનારેના તરોતાજે મુલક ફરગાનાના જંગી પાદશાહ તારખાનનો હું એક વીશ્વાસુ સરદાર છું. મને મ્હારા જોરેમંદોમાં જોરેમંદ ને પાદશાહોમાં મોટા પાદશાહથી એક પેગામ ઇરાનના મોટા દસ્તુર દાદ ઉપર લઇ જવાને રવાના કરવામાં આવ્યો છે, પણ હું ત્યાં જઇ શકુ, તેવા જોરેમંદ જંગીઓ સાથ નીકળ્યો નથી. મને ઘાં પડેલાં મોટાં આરબ લશકરની બીલકુલ ખબર નહીં. મ્હારા પાદશાહને પણ એ જંગી લશકરની ખબર હોય તેમ જણાતું નથી અગર એ અખબારની સેજ પણ ફુક તે નામદાર પાદશાહના કાનને લાગી હતે, તો તે જંગના હીંગામને સારી રવેસે પીછાનનારો પાદશાહ પોતાના સરદારને એક બેસુમાર જોખમ ભરેલા કામમાં છડી સ્વારીથી જીનહાર કુચ કરવા દેતે નહીં. હવે ઓ તખ્તોતાજને જેબ દેનારા નામદાર શાહ, કયાં જહુન ને સીહુન દરમ્યાનનો મુલ્ખ ને કયાં ઇરાનનું અસલી પાયતખ્ત બલ્ખબામી? સેંકડો ફરસંગ રાહ કાપીને હું ઘાં લગી આવેલો મ્હારૂં કામ બજાવ્યા વના મ્હારા પાદશાહ હજુર પાછો ફરૂછું તો મ્હારૂં સર શલામત નથી રેહતું; યા જો આદરબીજાન દરમ્યાનના દસ્તુરાન દસ્તુર દાદની દરબારમાં પોંહોંચવાની દલેરી કરૂં છું તો ઈરાનના હરીફોના હાથમાં સપડાઇ જઇ મ્હારો જાન બરબાદ કરૂંછું ને બીજી જે મોત કરતાં વધારે નામોશી જે મેળવું છું તે એકે મ્હારા જોરેમંદ પાદશાહના ભેદને દુશ્મનોના દી-

લમાં દાખલ કરૂં છું. આ અજાયબ હાલતમાં હું ફસી પડયો છું. હું દજન શીપાહો સાથ આવેલો બજખબામીના મેદાનથી તે લગભગ આદરબીજાનની નજદીકી લગી દુશ્મનના પડેલાં લશકર સાથ કીસ બીસાત કે ખાસ જે નામદાર માટે મ્હારા પાદશાહનો ભેદી પેગામ ઠેરવાયો છે, ત્યાં શલામત પોંહોંચી વળી આબાદ તે નામદારના દસ્તમાં મેળી શકું? એ ખ્યાલમાં હું બજખબામી મેળી આગળ આવતાં ઇરાની લશકરને જોતાં તેઓ દરમ્યાનથી મેં એક નામદારને પોતાનો દોસ્ત કરી લીધો, પણ તે દોસ્ત થાય, તે પેહેલાં તેણે મ્હારા કામની માહીતી મેળવી. પછે તે નેક શીપાહ મર્દે મને તમો નામદારોના નામદાર શાહે કીરમાન હજુર પોંહોંચીને મ્હારો હેવાલ કેહવાની સલાહ આપી. આ સલાહ ઉપર મને ઇતબાર આવ્યો. મેં મ્હારા પાદશાહની પાદશાહી દરબારમાં ઘણા શાલ બેકીમતી પાદશાહી કુનેહ કલાની તદબીરની તાલીમ લીધી છે; તેથી કેઇ સલાહ ખાલેશ, આબાદ ને વખ્તને બેસ્તી તે બાબે અચ્છું મગજ ધરાઉંછું. મેં તે મ્હારા ઇરાની દોસ્તથી તેનેથી મલેલી સલાહ ઉપર છીકર લંબાવી. જયારે મ્હારી પુરી ખાતરી થઇ કે ઇરાનના મોટા દસ્તુર દાદ ને તમો નામદારોના નામદાર શાહનાં દીલ એક છે એટલુંજ નહીં પણ આ જંગ એક છે, ને જંગ એક સાથે એ દરમ્યાન સમાયલી મકશદ પણ એક છે ત્યારે મને મ્હારા પાદશાહના પેગામ માટે સલાહ લેવાને નામદાર શાહે કીરમાનની દરબારની જમીન ઉપર સર મેલવાને યકીન આવ્યું, તેથી હું આાં હાજર થયો છું ને દસ્તુરાન દસ્તુર દાદ ઉપરના પેગામ માટે સલાહ ચાહુછું."

ફરગાનાના પાદશાહ તારખાનનો પેગામ ધરાવનાર સરદારની જુબાનથી આ હેવાલ સાંભલી શાહે કીરમાન ને તેની તમામ ખાંગી દરબાર તાજુબ થઇ રહી. દુશ્મનનું જબરૂં લશ્કર છેક આાંથી તે ત્યાં આદરબીજાનની નજદીકી લગી લંબાયું છે અને તે દરમ્યાનથી દસ્તુરાન દસ્તુર દાદને કોઇ પણ દોસ્ત પાદશાહાતવાલાની હીલચાલ કે મદદની ખબર પડે નહી! એ નવો હેવાલ જાણ્યાથી ત્યાંના હાજર દરેક જંગી ને નામદાર સપેહશાલારોના ચેહરા ઉપર અંદેશાનું વાદલ ફરી વળ્યું. વજીર બેહરામ ખુબ દુર અંદેશીથી ફરગાનાના પાદશાહનો પેગામ દસ્તુરાન દસ્તુર દાદને મલે તે માટે ખ્યાલમાં પડયો. સપેહશાલાર રૂસ્તમ બીન પીરૂજાન દુશ્મનના લશ્કરનો હેવાલ સાંભલી એટલો તો તેના વીચારમાં ગીર્ફતાર થયો કે તેનેથી બેફામીમાં બોલાઇ ગયું કે 'દુશ્મનનું એલચીખાતું આપણુને શબરનો વખ્ત આપીને પોતાની બાજુ મકમ કરતું હોય એવો રાહઘાત જણાય છે'; તેટલામાં

**એક જબરૂં તુફાન છાવણીના દખણ છેડેથી સંભલાયું "માર માર એકેદમ દુશ્મનને ઠાર કર" એવી જબરી બુમ પડી. ત્યાં સપેહશાલાર રૂસ્તમ નાગી શમશેર સાથ દોડયો. ફરગાનાનો એલચી આ ઉઠેલાં તુફાનથી દેહશતમંદ થયો. શાહે કીરમાન ને વજીર બેહરામ શીવાય તમામ દરબાર તે તુફાન તર્ફે ઉલટી પડી.**

---

## બાબ ૩૧ મો.

### [સપડાયલો જાસુસ શાહે કીરમાન જનાબ.]

ઓલખ ત્હારી જાણી એવી કે ના ઓલખે તું પોતાને,
અનુભવી તુજ મોહબતનો ગુપ્ત ગજાઉ ભેદ દાનેદાને.
શું છે ચીજ તું, શું કીંમત, શું જાત, પોલાદ, સંગ કે મોમ?
માનવી કે મલક, નુર કે અંધકાર, સાબુત આ મન જાણે.
તોલ જોઇયે પર પર્ખ, બોલ જોઇયે પવન ભરી મગજ,
ચાહે તેમ ચતૂર બન બખારી હરએક શખુન બહાને બહાને.
ચમનમાં જા પણ ડર રાખ, ચમન કોઇવાર છે ચકુમન,
પમરેછ જે ખુશબો આસ્માન લગી, પતંગ મારેછ પાનેપાને.

પેહેલવાને પોતાના શાહની છાવણી પાસ એક આરબને જોતાંજ શેર મીશાલે કુદીને તેને તોટામાંથી પકડયો, તે દેખાવ ત્યાં પાસે પડેલી ઇરાની ચોકીબાનોની ટુકડીએ જોતાંજ તે તમામ સીપાહો પેલા દીનદુશ્મન-જાશુસ ઉપર શોહોર કરતા તુટી પડયા. પછે પુછવું શું? કયાં શેકાર ને શેકારીઓ, પેલો જાશુસ કોઇ જબરો જંગી, જેણે ઘણી કળાથી પેલા ઇરાની સીપાહોના હલ્લા ઉડાવ્યા. જાશુસની પોતાના બચાવમાં વપડાતી શીફત જોતાં ત્યાં દોડી આવેલા ઇરાની સપેહસાલારો ને દાનાવોની અજાયબીનો પાર રહ્યો નહીં. અને જ્યાં ફકત એક આદમી ત્યાં જંગી ઇરાનીઓ કોઇ કાલ દસ પંદર મલી તેનું મુડદુ પાડવામાં જંગલીપણું વાપડે નહીં. સપેહશાલાર રૂસ્તમ તો સમજ્યો કે દીનદુશ્મનો એકાએક હોમલો લાવ્યાથી આ તુફાન ને માર મારનો શોહોર થયો, પણ તે જંગીએ જ્યારે એક આરબ જાસુસને જોયો ત્યારે પેહેલવાનને ઇસારત કરી ખસેડયો અને તેને પોતાને સ્વાધીન લઇ શાહે કીરમાન હજુર હાજર કરયો. સપેહશાલારે તદબીર વાપડયાથી બીજા તમામ ઇરાની નામદારો ચુપ થઇ ગયા અને એક અરબ જાશુસ ધોલે દીવસે ઇરાની શાહની છાવણી લગી બેદરકારીથી ચાલ્યો

આવવામાં દેહશત સમજે નહીં, એ ઉપર જેવું જેનું મગજ તેવો તેનો અંદેશો ચાલ્યો. શાહે ફીરમાને આ જબરા ને દીલાવર જાસુસને જોતાંજ એટલો જુસ્સાથી પોકાર મારયો કે તે અવાજે તેની તમામ છાવણી ગોયા ગગરાટ મીશાલે ગાજી રહી.

'ઓ આરબ, તને મ્હારી છાવણી લગી આવ્યાનો શો શોખ થઇ આવ્યો કે જ્યાં શેરની તાકત નહીં ત્યાં તેં ત્હારૂં કદમ મેલીને મોત માંગ્યું? સપેહશાલાર રૂસ્તમ આ મુદઇને તેની મરદાનગીના લતીજામાં તેજ સમશેરનો એકાદ જરબ બક્ષ અને એની જીંદગીનો છેડો લાવી ઇરાની ગુસ્સાની શીકલને રોશન કર. એ મહજબ મુદઇનું મોહડું જોતાંજ મ્હારી તમામ શબર ઉઠી ગઇ છે.'

જાશુસ જમીન ઉપર સર મેળીને દુવા વ સલામનો વર્ષાદ વર્ષવા લાગો. આફ્રીન બોલ્યો તેની ગણત્રીજ થાય નહીં અને જીવતદાન બક્ષેશ ચાહવામાં મીનત આજેજી તો એટલી કરવા લાગો કે તે તમામ ઇરાની દરબારીઓના દીલમાં મેહરબાનીનો મોજો આવ્યો. સપેહશાલાર રૂસ્તમ તો તેને એક પળ જીવતો રાખવામાં ઘણીજ ખરાબી સમજવા લાગો. તે નામદારે તો તાજુબ થઈ આ અંદેશોજ અવલ દોડાવ્યો કે જે આરબ જાસુસ લગભગ પચાસ જંગી ઇરાનીઓના હોમલામાં પોતાની મરદાનગીના દાવ પેજે પોતાનો બચાવ કરી શકયો, તે હાલ ત્યાં એટલી ફુજુલી ને મીનત ગુજારી ફક્ત પોતાનો જાન ઉગારવા સારૂ કેમ કરવા પડયો છે? મને એ ભેદ સમજાતો નથી. એવા જંગી જાશુસને જીવતો રાખવામાં આયન્દે બેહદ ખરાબીજ છે, તેથી શીતાબ તે નામદારે પોતાની તેજ સમશેર મ્યાનથી ખેંચી તેનો સપાટો લગાવા, ને તે એકજ સપાટે તે જાસુસને જેહાનમનાં મોકલી દેવા જાયછે, તેની તે જાશુસ તો કસી પણ પરવા કે દેહસત કસ્યા વગર, તે શાહે ફીરમાનને હજારો નેક દુવાથી જાનફેશાની કરવામાંજ મશગુલ રહ્યો. વજીર બેહરામનું તો તે જાશુસની આ નવાઇ જેવી હીંમત ને ચાલ ઉપર ગંભીર મગજ ખેંચાયું તેટલાં તો 'વાઃરે દેલાવરી ને કુવત' એ પોકાર ત્યાં થઇ રહ્યો, સબબ જેવી સપેહશાલારની શમશેર પેલા જાશુસના સરની તોપ ઉપર પડી કે સમશેર ચીની કામની હોય તેમ તેના પુરજા થઇ તે પેલા જાંશુસના તન ઉપરથી વધાઇ પડી! હવે શાહે ફીરમાનના જુસ્સાની તેમ સપેશાલાર રૂસ્તમની નામોશીની હદ તે કયાં હોય? ઇરાની દરબાર આ એક મુદઇ જાશુસ જેવા આરબથી એવી નીચી પડી કે એક ઉપર દસે હોમલો કરવાના જાદા નામોશીવાલાં કદમ ભરવાથી દુર રહી. વજીર

બેહરામે તે જાશુસને પોતાના કબજામાં રાખવાની માગણી કરી અને શાહે કીરમાને તે માગણી કબુલ રાખવા સાથ તેની તકેદારી ખાતર પચીસ જંગી સમશેરબાજોને હવાલે કર્યા. આ રવેસનો મામલો જોઇને જાશુસે ફરીને પોતાનું સર શાહે કીરમાન જનાબ જમીન ઉપર મેલ્યું ને અર્જ કરી:

ઓ નામદાર શાહ, એક ભુલો પડેલો જાશુસ, જેણે તમો નામદારની ઇરાની ખલકમાં ખરાબીની રજ પણ ફુકી નથી, તે ઉપર એટલી આફ્ત ગુજારવામાં આકેબત ઇરાની નામ ઘણી હીનપસતી હાંશલ કરશે. ખુબ દુરબીની દોડાવી મને સાંભળો નામદાર શાહ, તો હું મ્હારો હેવાલ કહી મ્હારી તકશીરની માફી ચાહું. મ્હારી બેધરક હીંમત ભરેલી થતી અર્જ ઉપર તમો નામદાર શાહની દરબારમાના કોઇને પણ ખ્યાલ આવતો નથી કે આ એક આરબ જાશુસ જે નાહક તમારા શીતમનો શીકાર થાયછે, તે તમારો ગુનેહગાર નથી પણ બેગુનાહ છે, તો તેવા બેગુનાહ તનહા શક્ષનું સર ઉડાવ્યામાં તે કેવી નામદારી હોય? ઓ શાહે કીરમાન મ્હારી પાસ મ્હારા સરદારનો એક છુપો પેગામ છે, તે જો તમો નામદાર શાહ, તમામ ઇતબારી દરબાર સાથ વાંચશો તો બેશક તે મ્હારી બજાવેલી બેકીંમતી નોકરીમાં મ્હારી નોક જાલવી લેશો ને મને છુટો કરશોજ.'

આ કેહતાં પેલા આરબ જાશુસે એક મજબુત મોહોર કરેલો રૂકો શાહ સામે મેલ્યો. વજીર બેહરામ આ કરામતી જાશુસની અજાયબ ચાલ જોઇને તે આરબથી બેસુમાર ડરવા લાગો. વજીરે શાહ પાસ જઇ તે રૂકો ખોલીને છેલે જોતાં તે ઉપર દસ્તુરાન દસ્તુર દાદની સહી ને નીશાની જોઇ કે વજીરને આ જાશુસ કોણ, તેની શીતાબ સમજ પડી. આરબ જાશુસ ફક્ત દસ્તુરાન દસ્તુરનો મોટો ઇતબારી મદદગાર દસ્તુર જામાસ્પ હતો. જેણે દીનદુશ્મનોને ભુલાવામાં નાખવા ખાતર એવો તો ખરા અરબનો પોશાગ કરયો હતો ને ચાલ એખત્યાર કરી હતી કે તેને તેના ખાસ હમનશીનો સપેહસાલાર રૂસ્તમ બીન ફીરૂજાન જેવા આદરબીજાનના જંગીઓ વટીક ઓલખવાને બેનશીબ રહ્યા!

---

# બાબ ૩૨ મો.

## [આરબ જાસુસની ખબર આરબ છાવણીમાં ને આરબ લશકરના વડા સરદાર હસનનો એલચી શાહે કીરમાન ઉપર.]

જમાનો હારી ઉઠયો છે આદમ,
નચીંત તો કોઇક હશે જ્યાં દમ.
જુગના જુગ ખેલી લીધા ખુરંમ,
તોય આજ ઉમેદ ચાહેછ જીસમ.

ઇરાની શાહની છાવણીના ગુલબાંગ ને શોહોરથી આરબ જાસુસની વાત સારા આરબ લશકરમાં ફેલાઇ ગઇ અને તે ઇસ્લામના ઉલટમંદ લશકરમાં લડાઇનો જોસ ઉઠી રહ્યો. દરેક આરબ રીપાહ પોતાના તનનું બખતર ને કમરની તલવાર સફા કરવા પડયો. જ્યાં જોય ત્યાં અલ્લા વ અકબરનો પોકાર ઉઠી રહ્યો અને કીનાના કલબલાટનું ગાયન ગવાતું ચાલ્યું. અંતે શીહા રાતનો હીંગામ હોયાથી ઇસ્લામ લશકરમાં જ્યાં ત્યાં મસ મસાલ સલગીને દીન મીશ્નાલની રોશની થઇ રહી છે. તમામ આરબોના મોહડામાં ઇરાની લશકરે પોતાના આરબ જાસુસને બેજાન કસ્યાનીજ વાત ચર્ચાય છે; અંતે એ ખુનની ખબર જ્યાં સરદાર હસન જે પોતાના ખલીફે મોકલેલાં એલચીખાતાના નામદારો સાથ ગુફતેગુમાં મશગુલ ત્યાં તેની ખાસ છાવણી દરમ્યાન પોંહોંચી ગઇ. એ ખબરે હસનને એવો ગભરાવ્યો, કે તે ઘડીભર પેલા બુજોર્ગ પીરમર્દોની જબાનથી શાહે કીરમાનની પાદશાહી રાહ રસમ ને ઇજત અદબના કાણુનની તારીફ સાંભલીને અજાયબીથી પોતાની ચશ્મોમાં અંદેશાનો રંગ ચલકાવતો હતો તેમાંથી કોઈના જબરા ફટકાએ ચોંકી ઉઠયો હોય તેવો તે જોરસાદાર થયો હતો. તે બોલ્યો 'નામદાર એલચીઓ આ કેવી હીલચાલ કે જે શાહ આપણુ પાસ આપણા નામદારોના નામદાર ખલીફના પેગામનામાંનો વીચાર કરી જવાબ આપવા ખાતર પંદર દીનની મેહતલ ચાહે અને મોહબત ને મરૂવતથી આરબ એલચીખાતાંની મુદારા કરે! તે સાથ શાહે પોતાની જંગી દરબારમાં આરબસ્તાની પાદશાહાતના સંગીન થાંભ મીશાલના નામદાર પીરાનપીર દરબારીઓના એક બાલને કસો એલજામ પોંહોંચવા દીધો નહીં પણ જેટલી પણ એક જંગીની ફરજ તેટલી રાસ્ત ફરજ બજાવીને વફાદારીથી પોતાની પાદશાહાતનો ખરાબો કરનારી આલમના આકાબરોને બાઇજત રૂકસદ કસ્યા! તેને બે દીન પણ ગુજસ્યા હોય તો નશીબ અને

આ કમસમજનું કદમ ભર્યું કે કોઇ આરબ જાશુસ તેના લશકરને હાથ લાગો તેનો જાન લેવાને કસો ખ્યાલ કર્યો નહીં? તાજુબી છે કે આ રવેસનું નાદરૂસ્ત કદમ ભરીને તેણે જંગની શીતાબી કરી છે.' એલચીખાતાનો એક બુર્જોગ બોલ્યો અને તે સાથ બીજા તમામ બુર્જોગો એકમત થયા :

"નામદાર સરદાર, અમારા મગજમાં શાહે ફીરમાન જેવો જંગી ને રાસ્ત હાકમ એવું બેફામીનું કામ કરે ને એક અદના જાશુસ, જેને, તેની મીશાલનો હાલમાં મોટી હકુમત ધરાવનારો જંગી ને રાસ્ત ઇરાની પોતાની સરહદમાં મલી આવ્યાથી એકદમ શીતાબી પકડીને બેજાન કરાવે એ બનવા જોગ નથી. એક મોટો શીકારી કયાં એક મુગસની પરવા કરે? કે શાહે ફીરમાન જેવો જંગી એક મુગસ જેવી ગણત્રીમાં આવતા જાશુસને બેજાન કરવાની શીતાબીમાં પડે. એવા જાશુસની તે કસી પરવા કરે તે પણ અમારા મગજમાં ઉતરતું નથી. અમારો તો એ ખ્યાલ છે કે આરબ જાશુસ પકડાયો હશે તો તે શાહ તેને આપણી ઉપર રવાના કરી દેશે કે આપણે તેના હેવાલથી વાકેફ થઇ તેને જરૂરની સજા કર્યે. નામદાર સરદાર એક છડી સ્વાર સાથ એક રૂકો રવાના કર તે શાહે ફીરમાન ઉપર ને એ આરબ જાશુસનો શું ભેદ ને તે કોણ, કયાંથી, તેની શીતાબ ખબર મંગાવ, એટલે જે તે જંગનો રંગ ખીલી નીકલશે.'

આરબ લશકરનો વડો, એલચીખાતાના બુર્જોગોની અક્કલ ઉપર આફ્રીન કરી બોલ્યો 'ખરો રસ્તો તો એજ છે.' શીતાબ એક રૂકો મુનશીને હોકમ કર્યાથી લખ્યો, જે ઉપર સરદાર હસને પોતાની મોહોર કરીને એક જંગી સરદારને ઇરાની દરબાર દરમ્યાન રવાના કર્યો, અને બીજી તર્ફેથી તમામ આરબ લશકરમાં આ હોકમ ફેરવ્યો :

"કોઇ પણ પ્યાદા કે સ્વાર આરબ સીપાહે, આપણા કોઇ જાશુસના ઇરાની દરબારમાં બેજાન કર્યાની ઉઠેલી અફવા ઉપરથી નાહક જાનની ખુવારી કરનારી જંગ દરમ્યાન શીતાબીથી પડવાનો ખ્યાલ મગજથી બીલકુલ દુર કરવો. મેં શાહે ફીરમાન પાસથી આરબ જાશુસનો તુલોતવીલ હેવાલ મંગાવ્યો છે અને જાશુસને પણ માંગ્યો છે; તેનો જવાબ જ્યાંલગી ફરી વલે નહીં ત્યાંલગી કોઇપણ આરબ સીપાહે પોતાની જબાન ઉપર જંગનો એક હર્ફ પણ ખેંચ્યો છે તો તેનું સર સલામત જાણવું નહીં."

આ વખ્તસરના સખ્ત હોકમથી આરબ લશકરનો જુસ્સો નરમ પડ્યો, અને પોતાના સરદારોની તાબેદારીથી સેજપર સર ફેરવ્યામાં કેટલી જોખમદારી સમાયલી છે; તેનો અછો ખ્યાલ આવ્યો. આરબ લશકર આજે

પોતાના સરદારોની વફાદારી ભરેલી ફરમાનબરદારી કરનાર કેલવાયું હતું જે પંદર વર્ષની વાત ઉપર ના સરદાર સમજતું કે ના જંગનો હુન્નર, ત્યારે તો ફક્ત આંખ વીચીને અલ્લા વ અકબરની એક ચીચીઆરી મેલી જે જહતુન ને જુસ્સાથી મુદઇઓ ઉપર યાહુમ ધસ્યું જતું અને કતલ બ કતલ ચલાવતું ને દીન બ દીન મનાવતું હતું કે ખુદા પનાહ. તેવી આંધલી રીતે ચાલતી થતી જંગબાજીમાં જીત તો મલતી ને દીન તો કબુલ થતી, પણ હારનારાના લશકર કરતાં તે જીતનાર લશકરનો બેવડો ત્રેવડો ધાન નીકલી જતો. વખતે સેજ દીનની જહતુની જંગમાં તેઓના જંગી તોલે તોલાં મેદાનમાં મુડદાં થઇ પડતાં હતાં. એવી બેશુમાર ખરાબીથી આખરે આરબ લશકરે પોતાના સરદારોની તાબેદારી ને જંગની હોસ્યારી મેલવી. આજ તે આરબ લશકરમાંનો એકે એક સીપાહ સમજતો હતો કે સરદારની સરદારી દરમ્યાન રહી તેના થતા હોકમ મુઆફેક જંગમાં હથ્યાર ને હાથ ચલાવવામાંજ થોડી ખરાબીએ ઘણી નામદારી ને તારીફ વરસાવતી જીત મેલવાયછે. આરબ લશકર આજ પોતાના સરદારો ને સરદારોના સરદારના હોકમને ઘણી તારીફલાયક ફરમાનબરદારીથી પોતાના સીનામાં ઉતારતું હતું.

---

## બાબ ૩૩ મો.

**[ વડા સરદાર હસનના નામાના જવાબમાં આરબ જાશુસ ( દસ્તુર જામાસ્પ ) ને તેની છાવણીમાં મોકલ્યો. ]**

અલ્લાના હેશાનની વાતો કહેછે, સઉ કોઇ કે ન્યારી છે,
આ જેહાન કુલ ને જ્યાં જે છે, તે તેની મોબત પાયદારી છે.
તેના હેશાનથી અરબસ્થાનનો ખલીફ જેહાનશાહ છે,
કીનામાં ધુંજાવી ઇરાની આલમ એવી કે ઇરાન ફના છે.

રાત અરધી ઉપર ગુજરી ગઇ હતી, જ્યારે મસાલોના સરઘસ સાથ અરબ સરદાર હસનનો એલચી શાહે કીરમાનની હજુર આવવાને ફાવ્યો. ઇરાની દરબારમાં ફક્ત સાત ગણત્રીના દરબારી ને સપેહસાલારો હતા. શાહે કીરમાન સાદા ગાલીચા ઉપર બેઠેલો હતો. જાશુસ પોતાના આરબી પોશાગમાં શાહ પાસ દસ્તુરાન દસ્તુર દાદનો હેવાલ કહેતો હતો. રૂકો ખુલ્લો થયો હતો અને ભેદ સઘલો ત્યાં તે ઇતબારી કાનોમાં દાખલ થઇ વફાદાર સીનામાં બંધબસ થયો હતો. રૂકામાં ફક્ત આ શેરો હતો 'ફરગાનાના પાદ-

શાહનો પેગામ મને મલવો મુશકેલ માટેજ, મ્હારા મોટા મદદનીસ દસ્તુર જામાસ્પને તમો જોવોછો તે હાલતમાં રવાના કરયો છે. મને ખાતરી છે ફરગાનાના શાહનો પેગામ તેનો એલચી લઇ તમારી દરબારમાં ઉભો હશે જ્યારે દસ્તુર જામાસ્પ તમારા ઇરાનીઓના માર ને ધુરકા ધુરકીમાં સપડાઇ મીનતગુજારી કરતો પડયો થશે. પાદશાહ તારખાનનો પેગામ તેના સરદાર પાસથી લઇ દસ્તુરને સ્વાધીન કરજો. જેમ તે તમારી દરબારમાં તદબીર ને સીફતથી આવવાને નશીબવાન નીવડ્યો છે, તેમ તે મને પણ મલવાને ભાયગશાલી થશે. એ મ્હારા મોટા મદદનીશ દસ્તુર માટે શાહે ફીરમાન કે સપેશાલાર રૂસ્તમ કે વજીર બેહરામ વગેરે નામદારોએ કસી ફીકર રાખવી નહીં.'

આ ખુલાશાથી ફરગાનાના પાદશાહના સરદાર પાસથી પેગામ લઇ વજીર બેહરામે હસતે ચેહરે દસ્તુર જામાસ્પને હવાલે કીધો. વજીર બોલ્યો 'નેકનામ દસ્તુરે ઇરાનીઓની જોયલી તુફાની ચાલ ને ભોગવેલી અજાબીમાં નાખનારી હેરાનગતીનો કસો પણ ગુસ્સો લાવવો નહી. સપેહશાલાર રૂસ્તમની ચાલ તે નામદારને તમો નેકનામની મોહબતમાંથી બાતલ કરશે નહી એવી આશા છે, અને તેની બેકીમતી સમશેરના ટુકડા થયા, તેની કીમત ભરી આપવાની કાંઇ જલદી તદબીર રચાય તેમ ઠીક.' વજીર બેહરામને સાંભળીને દસ્તુર જામાસ્પે (આરબ જાશુસે) મીજાજમાં જવાબ દીધો, "દાનાવ વજીર, જ્યાં જાન આપવાની બાજી આપણે તમામ દીનદાર ઇરાનીઓએ પોતાને સર ઉઠાવી છે ત્યાં મ્હારા જેવો નસીબવાન કોણ ઇનશાન હોય કે જે પોતાના જીગર મીશાલના પોતાનાજ દીનદાર ઇરાનીઓના દસ્ત ઉપર પોતાના જાનનો સદકો કરે? શાહે ફીરમાન, મ્હારો વખ્ત, વખ્ત કરતાં પણ જાદા બેકીમતી છે. જે હોકમ હોય તે હું મ્હારે સર ઉઠાવું. દસ્તુરાન દસ્તુર દાદને કાંઇ ફરમાયશ?'

શાહે ફીરમાને મોહબત ને સલામ સાથ કુફા ને બલ્ખ વચેના મેદાનમાંની પોતાની ચાલુ મુશીબત ને ફીકરના બે શખુન કહ્યા નહી કહ્યા કે જાશુસ નીકલવાને ઉઠયો, તે વખતેજ પેલા પેહેલવાને સરદાર હસનના પેગામ લાવનારને રજા લઇ હાજર કરયો હતો. તે વખ્તે ઉપર જણાવ્યા મુઆફક અરધી રાત ગુજરી ગઇ હતી. અને ખાંગી દરબાર બરખાસ્ત થવાનીજ તૈયારી ઉપર હતી.

શાહે ફીરમાને આરબ લશકરના વડા સરદાર હસનનો પેગામ લાવનારને પુરતું ને દીલ મનપસંદ પડતું માન અકરામ નવાજ્યું. હસતા મોહડેની ઇજત ભરેલી જબાનથી તેના સરદારને એલચીખાતાના નામદારોની

બેર આફ્યત પુછી. પછે પાદશાહી રાહ રસમ તરીકાએ અરબ સરદારનો રૂકો ખુલ્લો કરી વજીરે વાંચ્યો, કે શાહે ફીરમાને આરબ જાશુસને કહ્યું; શાહ તે ઉપર કેવોએક કફા હોય એ માફક મુદઇ મીશાલ જબાને બખાસ્યો: "આરબ જાશુસ, તેં પોતાની હેમકાઇથી મ્હારી છાવણી લગી દુશ્મનાઇના ઇરાદે કદમ મેલ્યું અને મ્હારાં લશકર, દરબાર ને હેવાલની છુપી બાતમી મેલવીને તે ખબર જ્યાં તને મકશદ, ત્યાં જઇ કહેવાની ત્હારી તબેહના લોભમાં તું ગરક ગયો ને ત્યાં મ્હારાં લશકરના જંગીઓના દસ્તમાં ફસી પડ્યો. એવી મોતની શીક્ષા મીશાલની તકશીરમાં મેં તો તને એક સેજ ઠપકા શીવાય બીજી કોઇ જાતની સજા કરી નથી, કે નથી ત્હારા બાલને મ્હારી છાવણીમાં ઇજા પોંહોંચી, મગર મ્હારા જેવા એક જંગી શાહને તેં કેવી નામોશી પોંહોંચાડનારી હાલતમાં મેલ્યો છે? કે તમામ આરબ લશકર પોતાના એક જાશુસના ઇરાની લશકરના હાથ ઉપર માર્યા ગયાની અફ્વાએ ફીના દરમ્યાન ઉશકેરાયું છે, તે એટલે લગી કે આરબ લશકરનો વડો સરદાર હસન જેવો જંગી ને નામદાર એ અફ્વાથી જુસ્સામાં આવી ગયલો જણાય છે. આ જે કાંઇ નધારેલું વાદલ મ્હારાં ઇરાની લશકર ઉપર આવ્યું છે તે ત્હારી ગફ્લતી ને હેમકાઇથીજ; તો તેનો લતીજો તને ત્હારો નામદાર સરદાર હસન નવાજ્યા વગર રહેનાર નહીં. ત્યાંથી તો હાલના અમારા અર્સપર્સના કરારથી તું મોતની સજાથી બચ્યો છે પણ ત્યાં ત્હારા વડા સરદારના કોફ્થી તું બચી જાય તે માટે મને મોટો વેહેમ છે.'

શાહે ફીરમાને, એટલો કોફ આરબ જાશુસ ઉપર કાઢ્યા પછે સરદાર હસનના આવેલા પેગામ લાવનારાને સેજ હસ્તા ચેહેરે પણ ઘણીજ મોહબત ભરેલી ઢપે કહ્યું: "નામદાર આરબ, નામદાર સરદાર હસનને મ્હારો સલામ પોંહોંચાડ ને આ આરબ જાશુસને લઇ જઇ હાજર કર. એ જાસુસ પોતાની ઉપર મ્હારાં ઇરાનીઓએ મુસીબત ગુજારી છે કે માફી નવાજી છે, તે હેવાલ પોતાને મોહડેજ કહે તો તમો તેમ તમારા આરબસ્તાની નામદારો ને લશકરી સીપાહોની ખાતરી થાય. હું એ બાબતમાં કલમના વજન કરતાં ખુદ જબાનના વજન ઉપર વધારે ઇતબાર લાઉં."

સરદાર હસનના પેગામ લાવનારને પછે પેલા જાશુસ સાથ ઘટતાં માન મોહબતના આવકારથી શાહે ફીરમાન ને તેના વફાદાર હમશરીકોએ રવાના કર્યો. શાહે ફીરમાનને જો કે પોતાના ઇરાની દસ્તુર જામાસ્પને દુશ્મનોની છાવણીમાં મોકલવાને બેસુમાર આનાકાની ઉપજી, પણ પછે તે દસ્તુરની આરબી જબાન ને તેના આબહુબ આરબ બની જવાના સોંગ લીધા

ઉપર પુરતો ઇતબાર બેઠો હતો. જ્યારે દીન દુશ્મનના પેગામ લાવનાર સરદારને પોતાની છાવણી બાહેર ગયલો જોયો, ત્યારે શાહે ફીરમાનને મનમાં ઘણું લાગું કે મેં નાહક એક મોટા ને જબરા દસ્તુરને મ્હારી મતલબ કાઢી લેવા માટે ઘણા કરડા શખુનો કહી સંભલાવ્યા.

આજની બાકી રાત શાહે ફીરમાને હાલની જંગના તરેહવાર અટકલામાંજ અર્ધ જાગતી ઊંઘતી હાલતમાં ગુજારી: 'જંગ જીતવી એટલી એક વાત નથી પણ મહજબ મુદઇઓની તદન પાયામાલી કરવી અને ઇરાનની પાદશાહાત ફતેહ કરીને નવેસરથી તેને આગલા સાસાન્યાન શાહાનશાહોની રાહરસમ ને દીન આઇનથી તાજી કરવી. ફરીને જ્યાં જ્યાં દીનને જોખમ લાગો હોય ને દુશ્મનોની દીનનો ફેલાવો થયો હોય ત્યાં ત્યાં જરથોસ્તી દીનને ખાલેશ ને તકાવર કરવી ને દુશ્મનની દીનના ફેલાવાનો અટકાવ કરવાને કાબેલ દસ્તુરો ને ફાઝેલ મોબેદો ત્યાં મોકલીને મહજબના મોજેજા ને દીનની દાદથી આબાદ કરવાની કોશેશ જારી કરાવવી; એ તમામ મુરાદ ક્યારે બર આવે ઓ મ્હારા ખુદા?' એ અફશોશ ને ફીકરનો ફાંટો લંબાય તે આગળ તો તે નામદાર શાહના થાકેલાં ભેજાંમાં નીંદનો પણ પરદો તણાયો.

---

## બાબ ૩૪ મો.

### [કોહેસ્તુમના કીલ્લામાં શાહજાદી ગુલશીરીના બેકરાર થઇ છે, ને દસ્તુરાન દસ્તુર દાદ ઉપર ગુસ્સો કરે છે.]

જા યાદદાસ્ત, જા સોધી લાવ જીંદગાનીની ખુશ આગલી બસંત,
વખ્ત જો કે ઝડપથી વહે છે ને દોડતી આવેછ આખરી બસંત.
પેલો મોજો ધરી આવ્યો આંગપર ગોયા ખાખપર ઉડતો હોય પરીજાદ,
આવ યાદદાસ્ત લાવ પેલા ચલકતા હસ્તા દીનની વાંસલી બસંત.
જોબન ખુશબોદાર વહી ગયું ગોયા ચમન રંગીલું કરમાયું મસ્તાન,
ઉઠ યાદદાસ્ત ખેંચી લાવ જીંદગીની દીનજાન વાહલી બસંત.

"પ્યાસો ખાલેશ ને નીરાંત ત્યાંછે, જે જીગરોએ દરકાર જાણી નથી. મોહબત ને મતલબ બન્ને જ્યાં એક બીજામાં ભેલસેલ, તે પછે ગમે એવી સરસ મકસદ ને મસ્તીથી જોડાઇ હોય તો પણ ત્યાં મુરાદ ફલવી મુશકેલ. ફરી જેઓને આપણે જીંદગીમાં મળ્યે તો મોટાં નશીબ, તે આશા કેવી મીઠી ને પ્યારી કે તે શીતાબ મેળવવાને આપણો ગમે એવો બેફીમતી

ગંજ નવાજવાની દરકાર કરયે નહીં, તે ક્યાં મળે જેની જીગરમાં રાતો દીન ઉમેદ કુદતી ને આતશ રોશન રહે? ખાસ દીલની ઉમેદ તો એવી શીરીની ધરાવતી કે તમામ દુન્યાના ગંજ આપતાં પણ તે મળે નહીં તેવી મોંઘી, તે ક્યમ મેળવવાનો નશીબો પામ્યે?" આ ખ્યાલથી ભરેલા દીલે ગુલશીરીના પાદશાહી દીવાનખાના દરમ્યાન એક ગાદી ઉપર બેઠી છે. તે પાસ તેની પોતાના જાન કરતાં વધારે સંભાળ લેનારી નાજનીન બાનુંઓ હાજર છે. ત્યાં જેહાનની તમામ ન્યામત હાજર છે. ત્યાં તેની તકેદારી ખાતર રચેલાં દસ્તુરાન દસ્તુર દાદના આથોરનાન લશકરના ચુનનદાઓ તે મેહેલ આસપાસ ફરતા છે. ત્યાં તે શાહજાદીની પુરતી ચોકસી ખાતર દસ્તુરાન દસ્તુર દાદના પોતાના ખાસ લશકરના જંગી મોબેદો છુપા પોશાગે રોકાયલા છે કે કોઇ પણ દીનદુશ્મનોથી તેના બાલને પણ ઇલજામ પોંહોંચે નહીં. દરરોજ તે શાહજાદીને જંગના મેદાનની તમામ ખબર પોંહોંચાડી વાકેફ કરવાને દસ્તુરાન દસ્તુર દાદ ચુકતો નથી કે બેફામીનાના વાંકમાં આવતો નથી. શાહજાદી જો કે એક બંધબસ કીલ્લાનાં મેહેલમાં કે જ્યાં ગમે એવા અબલીસી જોર ને કરામતવાલાને પણ દમ મારવાને તાકાત મળે નહીં, તેવી હાલતમાં રહ્યા છતાં મોટા દસ્તુરની કળા ને મેહરબાનીથી તે તમામ ઇરાનની હાલતથી વાકેફગાર રહેછે એટલુંજ નહી પણ દીનદુશ્મનો ક્યાં ક્યાં કુચ કરે છે, કેવાં લશકરો જમામ કરે છે, કેવી મકસદ ધરાવેછે, તેઓનો મેદાનમાં કેવો રંગ છે, તેથી જેટલા સામીલગારો વાકેફ નથી તેટલી તે ઇરાની શાહજાદી વાકેફ રહે છે. તોપણ તે દસ્તુરાન દસ્તુર ઉપર ઘણોજ ગુસ્સો કરે છે 'જો એ દસ્તુર જુવાનીના હીંગામ ને તેની ઉમેદના નવબા-હારની તાર જેટલી પણ યાદગારી ધરાવતો હતે તો હાલ માફકની ઇરાની જંગમાં જુફતો ને સુસ્ત હતે નહીં. હમણા લગી જે પણ દીનદુશ્મનોના મેદાનમાં જીત ને નામદારી મેલવાઇ છે તે તમામ બાહોશી ફકત શાહે કીરમાનના કીસમતે ને કલાકુનેહથી મેલવાઇ છે. આ જે દીનદુશ્મનો દેહશતના માર્યા કોઇપણ ઇરાનીનું નામ દેવાને હીંમત કરતા નથી તે કાબુ ફકત શાહે કીરમાનની સમશેરનો પ્રતાપ.' આ અંદેશો બહુ જબરો લંબાયો હતે પણ તેટલાં તો ત્યાં 'શાહજાદો ફીરોજ બીન શેહરયાર સર નમાવે છે' એ શબ્દો સંભલાવતો એક નવજવાન, જેના ચેહરા ઉપર માહતાબની ખુબશુરતી ને તનબદનમાં શેરની જવાંમરદી ખીલી રહેલી, તેવા એક બખતરબંધ ઇરાનીને પોતાની સનમુખ હાજર થયલો જોઇ તે શાહજાદી પોતાના વીચારથી ખલાશી પામી. જંગી ફીરોજને જોતાંજ શાહજાદીએ ઘણી મેહેરબાન જુબાનથી તેને ત્યાં બેસવાને કહ્યું. આ વખ્તે

એક નામદાર ઇરાની પાદશાહી તુખ્મના સીપાહને પોતાની શાહજાદી હજુર હાજર થયલો જોઇ તે નામદારની બાનું દરબાર ગભરાઇ. ત્યાં તેની બે પુરાની બુજોર્ગ દેખરેખ રાખનારી રખવાલ રાણીઓ હાજર થઇ. આ વખ્તે શાહજાદી ને જંગી વચ્ચે ભેદના કેટલીક વાત થઇ.

જંગી ફીરોજ ઘણીજ તાબેદાર જબાનથી શાહજાદીને સમજાવવા લાગો. 'ઇરાનની શાહાનશાહાતનો માલક થવાનો હક મ્હારી પેશાની ઉપર નવાજેશ થયો છે. એ સાબેત કરવાને જ્યારે પણ દસ્તુર દાદ મને પોતાની દરબારમાં બોલાવશે ત્યારે તેને હું સમજાવશ. પણ હાલમાં તે હક શાહાનશાહોની સાખાથી ઉતરી આવેલાં તમો શાહજાદીને નામે જેહાનમાં ખટપટ વધારે છે. ત્યારે હું તે માટે આ રાસ્ત રાહ એખત્યાર કરવાનો ઇરાદો રચુ છું કે તમો દાનાવ શાહજાદીની શાદી અગર મ્હારી સાથ નકી થાય તો મને નાહક ઇરાન ને ઇરાનીઓ દરમ્યાન આફ્ત મુકવાને સબબ રહે નહીં. મ્હારી ઓલાદની શાહાનશાહાતની પાયામાલી રચાઇ, તેનો ફ્કત દસ્તુર તીર ને દસ્તુર જામાસ્પ ને દસ્તુર ધવલ જેવા મોટા જુલ્મગાર ને શેતમગીરોથીજ પાયો નખાયો છે. જંગી ને દાનાવ બેહદીન અમીર ઉમરાવોના મેહેલ ને જાગીર ને કબીલાઓમાં દીનઆઇનના તકલીદી ફ્તવા આધારે કમકમાત ઉપજાવે એવા હેરેમનદી કારસ્તાન કર્યાં છે, જેની દાદ કયાં લાગે જ્યાં તમામ પાદશાહાતનો કાબુ મહજબના મોબેદો ને દસ્તુરોને અસ્તક હોય? લગભગ એવો સંસારી મામલો, જેનું બયાન કરવાને મ્હારા જેવા અવલ પાદશાહી ઇરાની ઓલાદના ઇન્શાનને તન મન લરજો પેદા થાય છે, તે આપણા ન્યાગાનોની શાહાનશાહાતમાં શાહાનશાહ ખુશરો પરવેઝના મોત પછેથી જારી થયો તે છેક શાહાનશાહ યજદેજર્દની પાદશાહાતને દીનદુશ્મનોએ જીતી ને એ ફીતુરી ટોલાની સતા ને આતશનો નાશ કર્યો ત્યાં લગી જારી રહ્યો. જો એ દસ્તુરો ને મોબેદો અગર આસ્માન લગી જાવોજલાલીને પોંહોંચેલી ઇરાનની પાદશાહાતના જોરેમંદ અમીર ઉમરાવ ને સપેહશાલારોના કબીલામાં સેતાનયતના ભરેલા થઇને મહજબના નામે તેઓની પાકજાદ બાનુંઓ ને બેટીઓની નેકી ને પાકી ને નીતીનો નાશ કરનારી બુરી નજર લઇ ગયા હતે નહીં તો તે નામદારો પોતાની મદદ ને સમશેરથી ઇરાનના મુદઇઓને એવા ગીર્દાપેજ કરી નાખતે, કે ઇરાનની ખાકની એક કરચ પણ ઇસ્લામના દસ્તમાં જતે નહી. મગર એ શાહાનશાહાતને ઉંધી વાલનારા સેતાન દસ્તુર મોબેદોએ ઇરાનનો સંગીન પાયો ધસાવ્યો, તેનો ફેજ તે આજની આપણી ખુવાર હાલત.

દસ્તુર દાદ માટે હું કબુલ કરૂં છું. કે એક ફીરસ્તા જેવો શાહાનશાહી તુખ્મ ધરાવનાર બુજોર્ગ છે, અને તે નામદાર કોઇપણ શીહા દાગથી ખરડાયો નથી, તોપણ તેને કોઇ સંગીન શક્તીનો જંગી ઇરાની મદદ કરવા નીકલે એ તો એક ખાબ જાણવો. હા. તમો ખુરશેદની પેશાની ધરાવનાર શાંહજાદીની હીમાતમાં સપેહશાલાર રૂસ્તમ બીન ફરૂખાન, ફક્ત એક મોટો જંગી સામેલ છે, તે પણ ફક્ત પોતાના જંગી પેદરનો કાલો દાગ ધોઇ નાખવા ખાતર યુદઇના મેદાનમાં મરદાનગી બજાવવાના હેતુથીજ, નહીં કે ઇરાન જીતીને તેની પાદશાહાત ઉપર શાહજાદીને તખ્તનશીન કરવા ખાતર શામેલ થયો છે. નામદાર શાહજાદી, બીજો આ ભેદ ભરેલો ખુલાસો સાંભલ, અગર મ્હારા હક ને ઓલાદની મજાક થઇ અને શાહે ફીરમાનને મ્હારા કરતાં મોટું ને ખોટું વજન અપાઇ મ્હારા નશીબ ઉપર તરાપ મરાઇ અને મ્હારે ખાતર પેદા થયલી શાહજાદીનો દસ્ત તેના દસ્તમાં આપવાની ગત રમાઇ, તો હું મહજબ યુદઇના લશકર સાથ મલી જઇ ઇરાનની સમુલી પાયામાલી ને જરથોસ્તી દીનની બીલકુલ બુનએખ ઉખેડી નાખશ. મને દીન આઇનના નામે આપણી શાહાનશાહાતનું સત્યાનાશ વાલનારા આથોરનાન ટોલા ઉપર એવું વેર છે, કે જેવું કોઇ પણ બીજી દીનદુશ્મન કોમ ઉપર નથી, તેથી રાસ્ત ને હકવાજબી રસ્તો જે છે, તે શીતાબીથી મ્હારી ને તમો નામદાર શાહજાદીની ગુપચુપ શાદી કરવામાં શોભા છે. પછે ઇરાનની શાહાનશાહાત મેલવવી ને આપણા ન્યાગાનોના તખ્ત ઉપર તખ્તનશીન થવું એ તો જ્યારે આપણી શાદી થઇ ત્યારે તો બેશક તે નવાજીશ આપણા નશીએજ લખાઇ જાણવી."

---

# બાબ ૩૫ મો.

[શાહજાદી ગુલશીરીના ફીરોજના ભરાવેલા દમ ઉપર લયાનત નાખે છે. દસ્તુરાન દસ્તુર દાદ ત્યાં પ્રગટ થાય છે. ફીરોજ બંદીવાન બને છે.]

જમીનની માટીમાં ડફનાયા કંઇ શાહ,
જેહાન જેઓથી ધ્રુંજીને માંગતી પનાહ.
જેહાન જેઓની ચશ્મ જોઇ કરતી અદા,
નામ સાંભલતાંજ દેતી સલામી સદા.
ના રહ્યા તેવા નેકનામો નામદાર,
તો મ્હારી બીસાત શું, રહીશ પાયદાર?
જીંદગી જ્યાં છે ખાક ખેલ ખ્યાલ,
ત્યાં દીનદુબાઉ દીલ કુલ થજો પાયમાલ.

શાહજાદા ફીરોજની દીનદુશ્મનાઇ સમજાવનારી જીકર સાંભલતાંજ શાહજાદી ગુલશીરીનાની ચશ્મોમાં દીનનું દર્દ ઉલટયું. ગોયા આદર ગોસેસ્પજ બની હોય તેમ તે શાહજાદી આતશના રંગમાં ઝલકી લાલ લાલ થઇ રહી. ફીરોજ તર્ફ તેના નેણ એવાં તો ફરી ગયાં કે સાધારણ હીંમતનો મરદ તો તેવી કરડી શીકલનો તાબ જોતાંજ ત્યાં બેસુદ્ધી પાંમી પડે પણ જ્યારે તે શાહજાદીની ઇરાની શાહાનશાહોના રૂવાનોને ફીરદુશ દરમ્યાન મગરૂર થનાર જબાન ચાલી ત્યારે તો ફીરોજ પોતાની સઘલી મરદાનગી ને મુરાદથી બાતલ થયો.

“ઓ ઇરાનનાં ઇસ્લામી કરતાં જાદા જાલમ પંકટીએ મેલાયલા દીનદુશ્મન, ત્હારી જબાન ત્હારા મોહમાં રેહવી સજાવર નથી. જે શખુનો તેં જરથોસ્તી દીનની સામે કાઢયા છે, તેવા શખુનો મને આજે આ પેહેલી વખ્તે ઇરાનની શાહાનશાહી ઓલાદનું લોહી ધરાવનાર એક શાહજાદાએ સંભલાવ્યા ત્યારે મને ઉપજેલી તાજુબીની હદ રહી નથી. તું મ્હારા સાસાન્યાન તુખ્મનું એક બુંદ લોહી ધરાવતો નથી. તું આતશ્યા ને દીનદાર ઇરાનીઓના શાહાનશાહની ઓલાદનો નથી. તું ઇરાની દીનદાર આતશ નથી પણ ઇસ્લામી દીનદુશ્મન કોયલો છે. તું શાહજાદો નથી પણ અજદાહ છે. મને ત્હારી મદદથી મ્હારૂં ઇરાન મલતું હોય તોપણ તે મદદ ઉપર હું બીલકુલ લયાનત નાખું છું. ત્હારી જબાન સાંભલ્યા પછે હું મ્હારી ઇરાની દીનદાર કોમથી તને બાહેર કાઢું છું. હું મારી તમામ

નાશીપાયશી ને હારમાં નચીંત રહીશ પણુ ત્હારા જેવા કાલા ને અહેર-મની ખ્યાલ ને ખવાસના આદમીનું મોહ પણુ જોવાનું દરૂસ્ત જોતી નથી. તેં જે દીલાવરીના ડોલમાં હીચકારાનું દીલ પખાંવ્યું છે, તેથી હું ચાહુંછું કે ત્હારા જેવા બેદીન થયલા ઇરાનીનું નામ પણુ મ્હારી કોમની તવારીખનાં પાનાં ઉપર કદી ના નોધાજો. મ્હારી પોતાની ઉપર જોઇએ તેવાં સંકટો ને સખ્તી ગુજરો પણુ ત્હારા જેવા દીનદુસ્મનોના મોહ હસતાં કરનારો બેદીન શક્ષ ઇરાનની સરજમીન ઉપરથી નાબુદ થાઓ."

ગુલશીરીનાથી આ વરસતો લયાનતી વરસાત હજી પણુ ધણો સખ્ત રૂપે ચાલુ રહેતે, પણુ તેટલાં ત્યાં દોડાદોડ થઇ રહી. એક પવન, ગોયા વીજલી ઝલક્યા મુઆફીક આવ્યો, તે ઉપર તમામ જુવાન નાજનીનોની મીજલસ સાથ ગુલશીરીનાની પણુ નેગાહ ત્યાં ખેંચાઇ, તો તમામ અજાયબ થઇ રહ્યાં, કેમકે ત્યાં દસ્તુરાન દસ્તુર દાદ ગોયા ગેબથી અજમતી ફીરેસ્તો નીકળી આવ્યો હોય તેમ શાહજાદી ને શાહજાદા વચ્ચે આવી ઉભો થયો. તેના તમામ દીલમાં એક સાદાં ઉજલાં ચાંમડાનું બખતર તમામ જંગના હથ્યાર સાથ પેહેલું હતું. સર ઉપર સમશેરનો જરબ વટાવમાં જાય તેવું પોલાદનું તોપ હતું. તેના દસ્તમાં શાહાનશાહ નોશીરવાનની કમાન હતી. તે પોતાના આવ્યાની જાણુ આપવા ખાતર ત્યાં દીવાનખાનામાં પગ અફાલી ફીરોજ તર્ફે જોઇ રહ્યો. શાહજાદો ફીરોજ આ એકાએક એજગેબી નીકલી આવેલા દસ્તુરાન દસ્તુર દાદને જોઇને એવો તો ખસ્યાણો પડી ગયો ને તનબદનથી ધ્રુંજવા લાગો કે તે પોતાની જીંદગીથી હાથ ઉઠાવી ચુકો. તેના મગજમાં ત્યાં ઓચીંતા નીકલી આવેલા દસ્તુર દાદ જેવા અટકલાઓને આબાદ વીચારનાર અકલમંદથી પોતાનો છુટકો મેલવવાના તરેહવાર અડસતા ચાલ્યાછે, તેટલાંજ દસ્તુરાન દસ્તુર દાદે એક પોકાર માર્યો, કે કીલ્લાની રખવાલ ફોજના સપેહશાલાર દસ્તુર બેહરામે ત્યાં કુનસ બજાવી. દસ્તુર બેહરામને જોતાંજ દસ્તુરાન દસ્તુર દાદે હોકમ કર્યો :

"ઓ નામદાર બેહરામ, આપણા શાહજાદા ફીરોજને શીતાબ સ્વાધીન લઇને જ્યાંલગી મ્હારો ફરીને હોકમ મલે નહી ત્યાંલગી તેને નજરકેદ રાખી શાહજાદા લાયકની ખીદમત બજાવતાં રેહવું. એ ઉપર પચાસ વફાદાર જંગીઓની ચોકી મેલવી."

પછે દસ્તુરાન દસ્તુર દાદે શાહજાદા ફીરોજ તર્ફે નેગાહ કરીને કહ્યું "ઓ બેદીન થયલા શાહજાદા જ્યાંલગી તમો પોતાની કોમને વફાદારી ને દીનદારીથી મદદ આપવા લાયક હાલતના થશો નહીં, ત્યાંલગી તમે

અગર અમારી મેહમાનદારીનો ખુશે લાભ લેશો નહીં તો હમેશાં તમને છાજતી મેહમાનદારી મલતી રેહશે. જે શખુનો તમોએ અમારી નામદાર શાહજાદી ગુલશીરીનાને કહ્યા તે અગર ખુદ મ્હારી પાસ હાજર થઇને કહ્યા હતે તો હું તમો સાથ એવી સખ્ત ચાલ ચલાવતે નહીં, પણ જે નામદારના નામનો હર્ફ કાઢવાને બીલકુલ નાલાયક, તેવા શક્ષને તેની હુલ્લડાઇની સજા ના થાય તો પછે દીનદુશ્મનોને આ જેવા એકાદ બે બેખબર કીલ્લા ને તે દરમ્યાનની છુપી રાહના ભેદ જાહેર પડીને અમારી છેલી ને બાકી ઉમેદની પાયમાલી થઇ જાય. તમોએ ઇરાની પાદશાહોના મેહેલોની છુપી રાહ જાણ્યાનો લાભ લેવાનો હાલના જેવો નીચ દમ ભરાવ્યો, તેથી તમો જેવા દીનદુશ્મનથી પણ જાદા અમારા ભેદના જાણીતા મરદુમઆજારીનું કામ કરવાનો ખ્યાલ ધરાવનારને એક પલ પણ આ ફાની જેહાનનો એક દમ ખેંચવા પણ હઇઆત રાખવો જોઇએ નહીં, મગર હાલ તો તમો જીવતા રહો. ને અમારી તાબેદારીમાં સર નમાવો. તમો શીતાબ એકે એક હથ્યાર ઉતારો ને સાદા આદમીના જેવો નરમ રૂનો પોશાગ પેઢીને એક ખુણે પડીને તમારી જીંદગીના બાકી દીન ગુજારો."

આ બોલતાંજ દસ્તુર બેહરામને એક ઇશારો થયો કે તેણે શીતાબ ફીરોજનો કમરબંદ જે સાથ સમશેર લટકતી હતી તે ઉતારી લીધો. ત્યાંથી શાહજાદો ફીરોજ દસ જબરદસ્ત સીપાહ મોબેદોના ચોકી પહેરામાં નજરકેદ ચાલ્યો.

શાહજાદો ફીરોજ ત્યાંથી ગયો, તોપણ શાહજાદી ગુલશીરીનાની ચશ્મમાંથી ગુસ્સાનો સલગેલો આતશ લગારે નરમ પડયો નહીં. દસ્તુરાન દસ્તુર દાદને જોતાંજ શાહજાદીના મગજમાં હદથી જાદા ઠુંડી આવી હતી પણ શાહજાદા ફીરોજ જેવા ઇરાનથી થયલા બેવફા ઇરાની હજુર પોતાનો ગુસ્સો જાહેર કરવાને ઇન્શાન્યત જોઇ નહીં. તે શાહજાદો જ્યારે ત્યાંથી ખસ્યો ત્યારે શાહજાદીના જુસ્સાની હદ રહી નહીં.

---

# બાબ ૩૬ મો.

**[શાહજાદી ગુલશીરીના દસ્તુરાન દસ્તુર દાદને શીતાબીથી જંગમાં ઉતરવાનો હોકમ કરે છે. દસ્તુર શાહજાદીને સમજાવી લે છે. બઝખઆમીની ફતેહના સમાચાર.]**

ભર એક જામ ઓ શાકી શરાબ,
નોશ કરતાં પોકારૂં ઉમેદ આબાદ.

ઉમેદ ઉપર ઇન્શાન છે જીવ શાદ,
છે ઉમેદ ઉપરજ ઇન્શાન બરબાદ.

ગુલ શીરીના પોકારી: "ઓ દસ્તુરાન દસ્તુર દાદ, જઇફને જવાનના દીલની પીછાણ રેહતી નથી. જઇફ થયો તે મતલબનો મજબુત હીમાયતી થયો, તેને જવાનની ઉદાર લાગણી ને ખેરખાઇની કદરશનાસી ક્યાંથી હોય? જ્યાં જે આપણી તમામ હીલચાલ ને જીકરમાં ફેર રહે છે, તે એક જઇફ ને એક જુવાન હોયાથી મત ને મમતમાં મોટી જુમબેસ મચી રહી છે. એક જઇફીના સબબે જમાનાની ગણત્રીનો હીસાબ ખેંચીને મુરાદની બાજીનો દાવ સાંધે છે. એક જવાનીના સબબે જમાનાથી બેતંબા થઇને યાહુમ નશીબો અજમાવી મુરાદ હાથ લાવવા ચાહે છે. ત્યાં પછે એવા ઉલટા ખવાશના બન્ને વચ્ચે મેલો બને કેમ ને કામ સરસરાત ચાલે કેમ? દસ્તુરાન દસ્તુર, મને અક્કલ ને તદબીરની ધીરી ને ગણત્રીની બાજી જોઇતી નથી પણ યાહુમ તકદીરની જલદ બાજી જોઇએ છે. દસ્તુરાન દસ્તુર, યાહુમ દમબદમ જંગ ચાલુ કરીને દીનદુશ્મનોના મેદાનમાં આપણા નશીબાની બાજી ખેલવી જોઇએ છે. જ્યારે આપણા જંગી ઇરાનીઓમાં જીવતો જોસ ને મસ્તાન મરદાનગી મચી છે, જ્યારે આપણા જંગી ઇરાનીઓમાં દીનનું જહનુન ને વતનની વફાદારી ઉછળી છે; ત્યારે આપણે આપણા લશકર દીનદુશ્મનોના દોર ને જીતનો ખરાબો કરવા ખાતર જંગમાં ખેંચ્યે નહીં તો ક્યારે? જ્યારે લશકરમાં જોડાયલો દરેક ઇરાની પોતાની સમશેર ને કમાન સાથ પોતાની હઇઆતીની છેલ્લી ઘડી તલગ દુશ્મનના મેદાનમાં લડવાને જીવ ઉપર આવ્યો છે ત્યારેજ આપણે કાંઇપણ સંગીન જીત મેલવવા જેવી જંગ મારી શકયે. ઓ મ્હારા નામદાર દસ્તુર, મારે ખાતર નહીં તો આપણા વતન ઇરાનને ખાતર જંગી ઇરાની લશકરનાં દીલમાં દીનનો આતશ ને વતનનો પ્યાર રોશન થયો છે ત્યાં લગીમાં ઇસ્લામના ખલીફની તમામ ધારણા બરબાદ જવા જેવી જંગ મચાવો અને મ્હારા નશી-

બાની બાજીનો પાસો ફેંકો. જ્યાં લગી શાહે ફીરમાન પોતાના પાક વચને વફાદાર બંધાયલો છે અને તે નામદારનું મોટું લશકર પોતાના શાહની મુરાદ મુઆફેક જંગમાં ઉતરવાની ઉલટમાં છે, ત્યાં લગીમાં દીનદુશ્મનો સાથ એક જંગ એવી લડવી જોઇયે કે જ્યાંલગી જેહાનનો છેલો દીન બાકી હોય ત્યાં લગી ઇરાનીઓની જંગની જવાંમરદીનો અમર નકશ ખેંચાય. ઓ નામદાર દસ્તુરાન દસ્તુર, આજલગી શબર એખત્યાર કરવામાં કાંઇ કમી વખ્તનો ભોગ આપ્યો છે? છેલ્લી લડાઇ પછે લગભગ પંદર વર્ષનો એક આસ્માની હીંગામ ગુજરી ગયો. અને આજ કમનશીબ શાહાનશાહ યજદેજર્દના વખ્તની આબો હવાનો એક સપાતો રહ્યો નથી કે નથી રહ્યો ખુશબખ્તીનો ખ્યાલ. હવે જાદા સબર ધરીને વખ્ત ગુમાવવો, નથી અકલને પસંદ કે નથી એકબાલને પસંદ. આજ તો આંખ વીંચીને આપણો શીતારો રોશન કરવાની આપણામાં ઝડપને તેજ કરવી જોઇએ. જે જે આપણા ખેરખાહ પાદશાહો, હાકમો ને શાહજાદા આપણી મદદે આવ્યા છે, તે તમામ નામદારીના કરનારા જંગીઓ ને લશકરો સાથ મહજબ મુદઇના લશકરો ઉપર ચોતર્ફથી એકેદમ હુમલો લઇ જઇ એક એવી નામદારી ભરેલી જંગ મચાવવી જોઇએ ને જીત મેલવવી જોઇએ, કે આપણા બરહક પેગમબર સ્પેન્તમાન જરથોસ્તની મજદીયસ્ની દીન નવેસરથી રોશન થાય અને તેના બીસ્માર થયલા આતશકદેહ ને આતશબેહરામોમાં યજદી નૂર તલુ થાય."

શાહજાદી ગુલશીરીના ઘણી ઉતાવળી હતી, તેના આ જોસ્સાને સાંભલીને દસ્તુરાન દસ્તુર દાદે પોતાના જીગરમાં એક છુપો અફશોશનો સાસ ખેંચ્યો. શબર ને દુરઅંદેશીથી જેહાન જીતાય પણ નાશબરી ને કમઅંદેશીથી જેહાન હારી જવાય, પણ કરે શું? તે નામદારે હાલની અધીરી પડેલી શાહજાદીના દીલને દસ્ચાફ કે દાનેશ સંભલાવીને બેતાબ કરવામાં કસો સાર જોયો નહીં. તેથી તે નામદારે શીતાબ શાહજાદીના દીલને દીલાશો દેરનાર જવાબ દીધોઃ

"મ્હારા ન્યાગાનોના ને મ્હારી ઇરાની કોમના ન્યાગાનોના અશો ફરોહરોની મદદના પ્રતાપે, ઇનશાલા 'એક દમ હજાર ઉમેદ' ઓ મ્હારી નામદાર શાહાનશાહજાદી હું શીતાબીથી આપણા રોશન શીતારાની બરખતે દીન દુશ્મનોના મેદાનમાં જંગ મચાવશ. એક મોટી જંગ તો મચશેજ પણ તેથી કાંઇ આપણા વતન કે વતનીઓની ઉમેદનો જે તે છેડો આવે તેમ નથી. જંગ, એકની જગોએ દસ મોટી જંગ મચશે. દીનદુશ્મનોની લખો-

બંધ સંખ્યા બેજાન થઇ પડશે; મગર આપણી જીતમાં આયન્દે ફેજ શું છે, તે યજદાનને ખબર. મ્હારી નામદાર શાહાનશાહજાદીના હોકમને હું તો ફક્ત તાબેદારી સાથ ઉઠાવનાર છું. હાલલગીમાં મેં આપણા ખેરખાહ હાકમોને લખેલાં નામાના મને ઘણા મનમાનતા જવાબનામા મલ્યાં છે. આ મલનારી મદદને જોરે દીનદુશ્મનોના મેદાનમાં આપણે આપણાં મોટાં પુરાની લશકર ઉપરાંત બીજું એક મદદગારોનું જબરૂ લશકર ઉતારવાને શકતીવાન થયા છિયે. હાલ આ વખ્તેજ ખુદાની કરમબક્ષેશથી એક એવું આપણું કદમ ભરાયું છે કે આપણે બજખબામીની જીતના સમાચાર સાંભલવાને નશીબવાન ખપીશું. નામદાર શાહાનશાહજાદી, આપણું કામ ફક્ત વતન ને દીનને દીનદુશ્મનોના હાથમાંથી છોડવી આપએખત્યાર કરવાનુંજ છે, તો પછે તે દરમ્યાન જેટલી પણ શીતાબીથી આપણી બાજી મેલવવા જેવો સમય સફળ જણાય, તેટલી શીતાબીથી જંગના મેદાનમાં આપણાં જંગી લશકરની શમશેર નીકળશે તે દુશ્મનોના લશકરની સખનતર કતલ ચલાવશે. મ્હારી તો દીન રાત એજ મુરાદ માટે તે બારેહકતાલા જનાબ સ્વાજત ચાલુ છે, કે હું તમો નામદાર શાહાનશાહજાદીની તમામ મુરાદ પાર પાડીને આપણા ન્યાગાનોનું તાજ પેઢાની મદાયુનને નવેસરથી આબાદ કરીને તેના મોટા મ્હેહેલમાં તખ્તનશીન કરૂં. અગર આદમીનું ચાહતું છે મગર યજદાનનું નવાજવું છે."

આ રીતે દસ્તુરાન દસ્તુર દાદ પોતાની નામદાર શાહજાદી ગુલશીરીનાને ઉલટ ભરેલો જવાબ વાલે છે; તેટલાં કીલ્લાના રખેવાલ લશકરનો સપેહશાલાર દસ્તુર બેહરામ હાંફતો ત્યાં દીવાનખાનામાં દાખલ થયો, તેણે એક રૂકો દસ્તુરાન દસ્તુરના દસ્તમાં મેલ્યો ને કાનમાં કાંઇ કહ્યું, તેથી દસ્તુરાન દસ્તુરનું મોહ બીલકુલ ઉતરી જઇ દીલગીર બની ગયું. તે નામદારે દસ્તુર બેહરામ ઉપર ઘણી સખ્ત નેગાહ કરી, મગર રૂકાનો ભેદ જાણવાની કાલજીથી તે ખોલી વાંચવામાં રોકાયો. રૂકામાં ફક્ત બે હર્ફ. 'બજખબામી ફતેહ.' 'દીનદુશ્મનોની તદન ખુવારી.' આ ખુશ સમાચાર દસ્તુરાન દસ્તુર દાદે પોતાનો ચેહેરો હસ્તો કરીને શાહજાદીને જણાવ્યા. શાહાજાદીએ ફતેહની ખુશાલીમાં દસ્તુરાનદસ્તુરને બેસુમાર તારીફ કરતાં પોતાને અસ્તકના ખજાનામાંથી એક ઉમદા શરોપાવ નવાજ્યો. પાદશાહી રાહ રસમ જાલવવા ખાતર આ સરોપાવ કબુલ રાખ્યો પણ તેવો સરોપાવ કબુલ રાખવાની તે બુજોર્ગ દસ્તુરની કાંઇ ખાયશ હોય? છેલી જંગમાં તેની પોતાની જાવોજલાલી ને ગંજની હરાજી થઇ તે એટલી

બેકીંમતી ને કબીલામાં કદીમથી ઉતરી આવેલી હતી કે તે નામદારે તે ખોલ્દાની યાદગારીમાં પોતાની બાકી જીંદગાની એક અદના મીશાલે ગુજારવાની નેમ લીધી હતી.

---

## બાબ ૩૭ મો.

### [બલખબામીની ફતેહ દસ્તુરાન દસ્તુર દાદે કેવી શીફતે મેલવવાની બાજી રચી હતી, ત્યાંની નવી પાદશાહાત.]

અરે આ હસ્તી પર છે હોનારત જલાદ,
હોનારતનો આદમ શીકાર એક બાદ.
જ્યાં છે કરામત હોનારતની આબાદ,
ત્યાં છે ઇન્શાન ભરઉમેદ બરબાદ.
ના મગજમાં ખ્યાલ તે ખ્યાલ અવલ,
ત્યાં તો આદમ, યજદાનનો મવકુલ.

દસ્તુરાન દસ્તુર દાદને બલખબામી ફતેહ કસ્યા વગર ઇરાનીઓની જંગનો પાયો નખાય નહીં એ ખ્યાલ એટલો મગજમાં મજબુત લડત ચલાવતો રહ્યો હતો કે તે પાયો નાખવાનો રૂકો નામદાર શાહે ફીરમાનને રવાનો કસ્યો, પણ તે નામદાર, પોતાની દરબાર ને આદરબીજાનના સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન સાથ એકમત નહી થયાથી તે તદબીર પાર પાડવામાં નાખતી થઇ; પણ તે ધીલ કે નાખતી ઇરાનના માહાન દસ્તુરને પસંદ પડી નહીં, એટલુંજ નહીં પણ તેના શખુન ઉપર એ બેદરકારી વપડાયાથી તે નામદારે ઓરપણુ બેઇજતી થયા જેવો પોતાનો હેવાલ જોગો. શાહે ફીરમાને તેનો બોલ, તે કેવો કીંમતી ને વતનની ફતેહનો મુખ્ય આધાર રચનારો છે, તે દુરઅંદેશી વાપડી સમજી શકયો નહીં, તેથી તે ફતેહનો નશીબો પોતેજ પોતાના લશકરના એક ભાગથી મેલવવો, એ પક્કો મનસુબો કસ્યો. આ મનસુબો રચ્યામાં તે નામદારે પોતાના તમામ મોબેદાન મોબદ, જેઓએ દીન ખાતર તનબદન ઉપર લડાઇના હથ્યાર લટકાવ્યાં હતાં, તેઓની દરબાર ભરીને બલખબામીની ફતેહની બેસુમાર જરૂરને સંગીન દાખલા દલીલથી પુરવાર કરી. પછી જોઇ લેવી મહજબ ખાતરની જંગ જુમબેશ. આ જંગની મસ્તીમાં આવેલા મોબેદ લશકરમાંથી પાંચ હજાર નવજવાનો પોતાના કસાયલા ને ખાનદાને બહમનજાદુ ને ફીરૂઝ જેવા જંગી ઇરાની ન્યાગાનોના ઊંચા તોખ્મથી ઉતરેલા

જવાન સરદારો સાથ છુપા જમીન બાતેનના માર્ગે બલ્ખબામી ઉપર કુચ કરી જાય, ને તે શીહા શબને વખ્ત દુશ્મનોના નચીંત પડેલાં લશ્કરને કાપી નાખે ને કયાનીઓના પાયતખ્ત શેહેરનો કબજો લે. આ મસલહત માફક દસ્તુરાન દસ્તુર દાદ પોતે લશ્કરને છુપી જમીન બાતેનની રાહે છેક બલ્ખબામીના કીલ્લામાં ઉતરવાના નાર્કા લગી લઇ ગયો. જ્યારે કીલ્લાની છુપી રાહનો સખ્ત સંગ દરવાજો ખુલ્યો, ત્યારે વખ્ત મધરાત ગુજર્યાનો થયો હતો. રાત પણ એવી કાલી કીલ્યાન કે તે સીહાઇ ગોયા દીવાલ હોય એ રીતે રોશન ચશ્મને જોવાથી ગફલત બનાવતી હતી, તેવી શીહા રાતે તે કીલ્લામાં નચીંત પડેલું આરબ લશકર, ઇરાનીઓની તેજ સમશેરથી ગોયા હલ્યારીમાં ખેજાનનો હીંગામ આવ્યો હોય તે મુઆફેક બોલબોલતાં કપાઇ સાફ થઇ ગયું. એક પણ આરબ સ્વાર બચીને પોતાના ખલીફ કે વડા સરદાર હસનને પોતાની ઉપર ગુજરેલી આફતનું બ્યાન સંભલાવનાર રહ્યો નહી. એવી શીફતથી એ કીલ્લા દરમ્યાનની જંગ ચલાવ્યામાં આવી હતી કે તે તમામ લોહના ડુંગરોનાડુંગર તે ઇરાનની કદીમ રાજધાણીમાં કોઇ રોગ ફાટી નીકલે નહીં તે માટે તેની ઉતર બાજુનાં જંગલમાં ખાડા ખોડાવી ને તે માહે હોમાવી દીધા હતા. આ જે તારીફ લાયક કદમ ભરાયું હતું તે એવાં તો સવખ્તે કે ફતેહમંદીથી બલ્ખબામીનો ઇરાની લશકરે કબજો લીધા પછે ફરગાનાનો પાદશાહ તારખાન પોતે પચાસ હજાર જબરા જંગી લશકર સાથ ઇરાનની મદદે આવ્યો. તે નામદારને ત્યાંજ દસ્તુરાન દસ્તુર દાદ તર્ફથી છાવણી નાખી રહેવા ને આગળ એકપણ કદમ નહી ખસવાની ખાયશ જણાવતો રૂકો મલ્યો. બલ્ખબામીમાં તે નામદાર પાદશાહે પોતાના તમામ લશકર સાથ ઉતારો લીધો. એ રીતે ઇરાનના મોટા દસ્તુરે બલ્ખબામીનું કયાની પાયતખ્ત શેહેર પોતાની મકશદ મુઆફેક પોનાના ખાશ કબજામાં લીધું. આ મોટી ફતેહ થઇ. તેણે દરેક જીવતા ઇરાનીના દીલને ખુશાલ બનાવ્યું. પણ આ બનાવ જાણવાથી હાલ તુર્ત તો શાહે કીરમાન પણ બેનશીબ છે, તો પછે આરબ લશકરનો વડો સરદાર એ ખબરની માહીતી તે કયાંથી પામે? અને જ્યારે એ ખબર બલ્ખબામી પાસ મોટાં જંગી આરબ લશકર સાથ પડેલો વડો સરદાર ને તેની મેહમાનગીરી ચાખતા ઇશ્લામીઓના ખલીફાનાં એલચીખાતાના પીરાનપીરો ના જાણે, ત્યારે ખલીફને તે કયાંથી એ આફતના સમાચારનો રૂકો મલે? એ રીતે બલ્ખબામીમાં જો કે મોટો ફેરફાર થઇ ગયો. આજ તમામ ત્યાંનું આરબ લશકર કપાઇ જઇને દસ્તુર દાદના ખાસ મોબેદ લશકરમાનું પાંચ હજાર જંગી સીપાહોનું લશકર ને પાદશાહ

તારખાનનું પચાસ હજાર સીપાહોનું લશ્કર ઉતારો લઇ પડયું છે, જેઓની ત્યાં થયલી ગીરદીથી તે ફૂલવંત લત્તા ગોયા બાગેબેહસ્ત મીશાલે રામશની ભરેલો થયો છે. આજે ત્યાં જંગીઓ રાતોદીન જંગના શરોદ ગાઇને પોતાની દીલાવરીનો દોર તાજો રાખે છે. આજે બજ્ખબામીનો આગશોજ દમામ ને દબદબો મારે છે. ત્યાંના બીરમાર આતશખાનામાં ફરીને જંદ કલામો ને પદોનાં બંત્ર મંત્ર ચાલ્યાં છે. ત્યાં ફરીને પાક મજદીયશ્નીનો પ્રતાપ ખીલવનારી યજસ્નેની ખુદાઇ બંદગી મંડાઇ છે. ત્યાં મજદીયસ્નીઓ સુદરેકુસ્તીના નરો પખોરી અહરેમન સેતાન ઉપર લ્યાનત વર્ષાવે છે. જ્યાં ત્યાં જરથોસ્તી રાહ રસમ ને મહીમા તાજો થયો છે. ત્યાં એવી તો હોસ્યારી રખાઇ છે કે ત્યાંથી જતા આવતા આરબ જાશુસો વટીક આ મોટા ફેરફારનો સેજ પણ ઇસારો પામવાને બેનશીબ રહ્યા છે. વલી જે કીલ્લા બાહેર સેજ સાજ ચોકી રહી છે, તે આરબ જબાનના જાણનાર ને આરબ રાહ રસમના માહીતગાર ને આરબ બરાબર આરબ પોશાગમાં રહેનારાઓની છે, એથી જે પણ બાહેર છે તે અસલની રીતનું નહીં પણ નવી ઇસ્લામ રાહ રસમનું છે. ને લશ્કર પણ આરબ પડયું હોય, ને શેહેરની જાલવણી ઉપર પણ આરબ લશ્કર ને અમલદારો હોય એવો દેખાવ છે. એ પ્રમાણે દસ્તુરાન દસ્તુર દાદની મુરાદ મુઆફેક જમાનો હાલ તો વફાદારીથી સરસરાત સીધો ચાલ્યો જાય છે.

---

# બાબ ૩૮ મો.

**[દસ્તુરાન દસ્તુર દાદ શાહજાદી ગુલશીરીનાની દરબારથી રૂખસત લે છે, તે દરમ્યાન દસ્તુર જામાસ્પ આરબ પોશાગમાં આવે છે. તેને જોતાં શાહજાદીને ઉપજેલી દેહસત.]**

ખુવાબમાં જીવવું, ખ્યાલમાં ખીલવું આજ મ્હારી જીંદગાની,
એ કેઇ કીસમની સરસ રંગીની છે મુશાફરી જંગ મેહમાની.
હાઃ હાઃ ઉમેદમાં અટવૈ અટવૈ ગર્મ થઇ પડી જવું થંડું,
ઇશ્ક એ હોય હૈયાતીનો તો એ ઇશ્ક પર થજો કુરબાની.
અરે આશ્નાઇ ચમનમાં પડ્યો તો ઝેરની જામ કરીછે નોશ,
હાઃ હાઃ ઝેર પચાવી પચાવી પાળ્યો પીંડ ના થૈ તોય શાદમાની.
પોલાદ સાથ મોમ ક્યાં મલશે, સમજમાં ઉલટે અકલ ખાસ,
હાઃ હાઃ અકલ થૈ ના રવાર અમલપે જ્યાં ઉલટી આસ્માની.
અરે અફ્રશોશ હતો ભલો આતશમાં જલવા સંબંધી આશાન,
હાઃ હાઃ અફ્રશોશે જબરો અટવાયો મુરાદ મેદાન રૂસ્તમ ઇરાની.

બળખઆમી ઉપર લસ્કર મોકલ્યા પછે જ્યારે દસ્તુરાન દસ્તુરને શાહજાદી ગુલશીરીનાની જનાબ શાહજાદા ફીરોજને આવ્યાની ને ત્યાં તે નામદાર શાહજાદી જનાબ બેઅદબ ગુફ્તેગુ કર્યાની ખબર પડી, ત્યારેજ દસ્તુર શીતાબ પોતાની છાવણી માહેના છુપા માર્ગથી શાહજાદીના મહેલમાં નીકલી આવ્યો હતો અને તે બેઅદબ શાહજાદાને મોટી શીફતે પોતાનો બંદવો બનાવી લીધો હતો, તેથી જે બળખની ફતેહના ખુશ સમાચાર તેને પોતાની છાવણીમાં મલવા જોઇએ તે, શાહજાદીના દીવાનખાનામાં મળ્યા હતા. તે પોતેજ પોતાની નામદાર શાહજાદીને સંભલાવવાનો નેક નશીબો પામ્યો હતો. પણ આ રૂકા આગલ જે દસ્તુર બેહરામ ઉપર કફા થયો હતો અને તેનો ચેહરો ઉતરી ગયો હતો, તે ખબરથી પોતાની શાહજાદીને વાકેફ કરીને આ ખુશ હીંગામમાં નાખુશ કરવાને દરૂસ્ત જોયું નહીં. તે તેના મોટા અજમાયશી દીલને દીલગીર કરનાર સમાચાર, તે પેલો જંગી ફીરોજ, દસ્તુર બેહરામ ને તેની સાથના જોરેમંદોના પંઝેથી છટકી ગયા સંબંધી હતા. શાહજાદો ફીરોજ એક એવો દેલાવર ઇરાની સમશેરનો મારનાર હતો કે તેનો જોડયો આજ ફક્ત દસ્તુરાન દસ્તુર દાદ થાય તો થાય. બાકી સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન પણ તે પાસ વટાવમાં જતો. આ રવેસના જંગી ખવાસનો જવાંમરદ છતાં, તે તમામ ઇરાનના ખુણે ખુણા

ને છુપા માર્ગો જાણતો હતો. તે કામેલ પણ એવો હતો કે તેની સલાહ ને મસલહત લીધા વગર કોઇપણ ઇરાનનો બાહોશ દસ્તુર રેહતો નહીં. એ શાહજાદાને આજ પંદરથી વીસ વર્ષોની ઇરાનની હાર ને બરબાદીની અજમાયશ મલી હતી. એ ઘણી ન્હાની ઉમરથી ઇરાની જંગી ઉમરાવો ને સરદારોની તાલીમ હેઠલ જંગમાં ઉતરયો હતો. એણે ઘણીખરી તમામ છેલ્લી જંગ દરમ્યાન પોતાની સમશેરથી ફતેહમંદ બાજી મેલવી હતી. જંગે કાદસીયામાં એ શાહજાદાએ એવી સમશેર બજાવી, કે તે માટે સાઆદ વક્કાસને મોહથી પણ વાઃ વાઃ નીકલી પડી હતી. એક ઇરાનીની તારીફ સાંભલતાં સાઆદ સાથના બીજા જંગી આરબો દરમ્યાન બરબર ચાલી હતી; એવો ફીરોજ ઇરાની જંગીઓ દરમ્યાન એક્કો નર હતો પણ જ્યાં મોબત ને મતલબ આવી ત્યાં કયાં બાધુરી ને મોટાઇ ફાવે? આ એક શાહજાદો એવી છુપી જગ્યોએ નહાસી જઇ પોતાનો જાન બચાવીને ઇરાનની પાયમાલી લાવનાર ને શાહાનશાહાતની તારાજી કરનાર નેહાવંદની જંગ પછે રહ્યો, કે તેની હૈયાતીની કોઇને ખબર રહી હતી નહીં. ત્યારેજ ઇરાનની શાહજાદી ગુલશીરીનાએ શાહે ફીરમાનને પોતાનો દસ્ત બક્ષવાનો કોલ આપ્યો. હવે જ્યારે શાહે ફીરમાને પાદશાહાત, એશ આરામ ને ખુશ ખુશાલીનો ભોગ આપીને ઇરાનને છોડવવાનું બીડું ઝડફ્યું, ત્યારે બીજા જાન બચાવી ભરાઇ બેઠેલા ઇરાની શાહજાદા, સરદારો, સીપાહો, દસ્તુરો, અમીર ઉમરાવો ને દાનાવો આજ પોતાના વતનને મદદ કરવા ને પોતાના મહજબ ઉપર જાનફેશાની નવાજવા જાહેરમાં આવ્યા, ત્યારેજ જણાયું કે હજીપણ હજારો પાદશાહી ખેશકબીલાના, જંગી ખેશકબીલાના, દસ્તુર ખેશકબીલાના, સરદાર ખેશકબીલાના વગેરે ઉંચા નામીચાં ખાનદાનના વફાદાર ઇરાનીઓ હૈયાત છે. એ રીતે આ શાહજાદા ફીરોજની પણ હૈયાતી જણાઇ આવી; પણ હવે એના હક ઇલાકા ને ખેશની વાત ઉપર કાંઇ વીચાર કરાય! એવો વખત હતો નહી. હવે તો જે વખ્ત હતો, તે ફક્ત એકદીલ ને એકમતે જંગ કરીને પોતાના વતનને દીનદુશ્મનોના દસ્તથી જીતી લઇ તેના લશકરને એવી શીકસ્ત આપવી જોઇએ કે ફરીને મુદઇઓ પોતાનું સર ઉઠાવવાને લાઇલાજ રહે. આ હેતુ અમલમાં લાવવાનોજ વખ્ત, ત્યાં અગર શાહજાદો ફીરોજ એક સર નહીં પણ પાંચ સર લાવે ને બે દસ્ત નહીં પણ બાર દસ્ત લાવીને દમ મારે, તોય તે ઉપર અમલ કેમ થાય? જ્યારે એક જંગી શાહે ઇરાનની કદીમ મોટી શાહનશાહતની એક તનહા શાહજાદી ઉપર મેહેરબાન થઇને ખરા ખાલેશ ઇરાનીનું દીલ ને જુસ્સો દેખાડયો અને દીનદુશ્મનો સામે થવાને પોતાના મોટા ખજાના ને

મોટાં લશકરને મોગમાં મેલ્યું, ત્યારે શાહજાદા ફીરોજની જબાનને વજન શું મલે? તેની ચાલ પસંદ કોણુને પડે? પણ શાહજાદાને પોતાનો હક મેલવવા ને તે સાબુત કરવાની હીંમત મોબતે બક્ષી હતી. શાહજાદી ગુલશીરીનાની ખુબસુરતીની તારીફ સાંભલીને તેણે શાહે ફીરમાનનો નશીબો લુટી લેવાની બાજી રચી. તેણે જેવી બાજી રચી, તેવી બાજી રચવા જેવી તે હેમકાઇ કરે એવો તો શાહે ફીરમાનને ખાબ પણ હોય નહીં, તોય જેવો હક તે સાબેત કરવાને તૈયાર, તેવો હક જો સાબેત થાય તો શાહ પોતેજ એક ઇરાનીના મોટા દીલથી બક્ષવાને તૈયાર થાય તેવા ખાલેશ ખવાસનો ખરો શાહજાદો ફીરોજ અગર અવલ શાહે ફીરમાનને મલ્યો હતે ને પોતાના હલકા કે ઉમદા ખવાસથી પોતાના ઇરાનની પાદશાહી ઉપર પોંહોચતા હક માટે જીકર ચલાવી હતે તો તે પોતાના હકમાં કાંઇ જુદોજ કરાર થયલો સાંભળતે; પણ તેનું મન શબર એખત્યાર કરી શક્યું નહીં. તે બેશબર થયો. એક નવજવાન શાહજાદો, જેનો રાતોદીન ખ્યાલ ફક્ત ઇરાનની શાહાનશાહત મેલવવી, દીનદુશ્મનોની ખુવારી કરવી; જરતોસ્તી દીન આઇનને નવેસરથી તાજી કરવી; ફરીથી પાક આતશખાનામાં મજદીયશ્નીદીનના મંત્ર મંત્ર ને ગાથાનો મહીમાં ગજાવવો; ફરી નવેસરથી માથ્રવાનીનો યજદી ઝલકાટ ઝલકાવવો; ફરી નવેસરથી પોતાના આતશ બહેરામોના પાક મકાનોમાં મજદાનું રોશન નુર બરપા કરવું. તેવા અજાયબ દીનદારીના ખ્યાલે મસ્ત ને વતન પ્યારે ચકચુર શાહજાદો જનાબ હાજર થઇને દીનદુશ્મનોની દીન અખત્યાર કરીને ઇરાનની સખતતર ખુવારી કરવાનો દમ ભરાવવો! એ ઇરાનીના નામને નામોશી લગાડનારી જબાનદરાજીથી તે કેવો મુશાબતમાં ગીરફતાર થાય ને કેવા મીસકીન હાલતમાં પોતાની જીંદગીનો છેડો જોય, તે બાબેનો તે શાહજાદાને કસો ખ્યાલ રહ્યો નહીં. દસ્તુરાન દસતુર દાદ જેવાની દુરઅંદેશમંદ જીકરી કે 'અવલ શાદી પાછલ જંગ' તે સામે જે શાહજાદીએ પોતાના દીલની નાપસંદી જણાવી. જ્યારે શાહે ફીરમાન ઇરાનની શાહાનશાહાત જીતીને દીનદુશ્મનોને ઇરાનની તમામ સરજમીન ઉપરથી નાબુદ કરે અને પોતાના ન્યાગાનોની શાહાનશાહાતનું તાજ પેઢાવી તખ્તનશીન કરે ત્યાર પછેજ શાદી મુબારકની કીસ્મા ને રંગ રામશની થાય! એ કરાર કરે, તે શાહજાદીનો વર્ષોલગી છુપાઇ રહેલા શાહજાદા ફીરોજે કાંઇપણ અકલમંદ અટકલો કરેલો નહીં, નહીં તો તેની જવાંમરદી ને દુરઅંદેશીનો બેશક એક અવલ આબનો ઇરાની, પોતાની હદ ઓલંગી દીન મેલી દઇ પોતાની મકશદ મેલવવા સારૂ બેદીન થવાનો કાલો દાગ પોતાની પેશાની ઉપર ખેંચતે નહીં. આ શાહજાદો

ફીરોજ પોતાની હેમકાઇએ ફરયો અને દસ્તુરાન દસ્તુર દાદનો બંદવો થયો પણુ તે ઇરાનથી જબરો માહીતી, તેથી જેવો તે કોહેસ્તુમના દસ્તુરાન દસ્તુર દાદના મેદાનમાં આવ્યો કે ત્યાંના છુપા માર્ગ ઉપર કદમ પડતાં, તે પોતાના ચોકી પોહોરા વચે લગાર વાંકો વળ્યો. એક પલ વધુ ને ત્યાંનો તે પથર ઊંચકાયો. એકજ અવાજ ને ધપકારો અને શાહજાદો ફીરોજ જમીનમાં ગરક! પેલા દજન જબરા જંગી મોબેદોએ ઘણી પણુ રીતે ખોલ્યો. ચારે દીસા તર્ફ જોસ્તેજુ કરી પણુ શાહજાદો ફીરોજ ક્યાં પણુ હોય? જાણે જમીન ફાટી તે ગરક ગયો, તેવોજ ખ્યાલ લઇ તેના ચોકીદારો પોતાના સરદાર પાસ ગયા. સરદારે તે વાત જાણી, જે પછે તે ખબર દસ્તુરાન દસ્તુર દાદના કાનમાં પડી. આ ખબરે દસ્તુરાન દસ્તુર દાદના દીલની એકે એક રગમાં લખલખુ ચઢયું. તે નામદારે પોતાના દુરઅંદેશાથી શાહજાદા ફીરોજના છુટી જવા ઉપરથી શાહજાદી ગુલશીરીનાની રોશન બાજીને ખલલ થયલી જોઇ, પણુ હવે તેના દસ્તમાં જે બાજી છે ને મગજમાં જે અંદેશો આવ્યો, તે ફક્ત જંગ ને તેની રચના છે. હવે દસ્તુરાન દસ્તુરને શાહજાદી ગુલશીરીનાની બેશબરી એખત્યાર કરીને એક જેહાન ઉઠલ પાઠલ કરનારી જંગ મચાવ્યામાં જે તે સાર જણાયોછે. દસ્તુરાન દસ્તુર દાદ ઉપલા સંગીન બોજાથી ઘણો ગભરાયલો શાહજાદીની રજા માંગી પોતાની છાવણી તર્ફ જવાને ઉઠયો; તેટલાં ત્યાં કોહના રખવાલ સાથ એક આરબે આવી તે નામદારને કુનસ બજાવી. આ આરબ કોઇ નહીં પણુ ઇરાન સરજમીનનો પેલો જંગી દસ્તુર જામાસ્પ હતો. તે ફરગાનાના પાદશાહ તારખાનના બીજા પેગામ સાથ હાજર થયો. શાહજાદી ગુલશીરીના તેને ખરો આરબ સમજીને ચોંકીને ઉઠી. તે નામદારે તો એમજ જાણ્યું કે દીનદુશ્મનનોને તેના છુપાં મથકની ખબર પડી અને તેઓનું લશકર આવી લાગુંજ. જાસુસનો તમામ તાજીમ તવાજો ને ઢપછપ એક ખરા આરબ રવેસ હોયાથી તે શાહજાદીની દેહસતનો પાર રહ્યો નહીં પણુ તેટલાં દસ્તુરાન દસ્તુરે, તે નામદાર શાહજાદીને એક ભેદી નીશાન કરી. ત્યારેજ તે ઇરાનના તખ્તની ઉમેદવારના દીલને શબર મલી. દસ્તુરાન દસ્તુરે આ વખ્તે ત્યાંની ઓરત મીજલસ બરખાસ્ત કરી.

---

# બાબ ૩૯ મો.

## [ શાહજાદી ગુલશીરીના, દસ્તુરાન દસ્તુર દાદ ને દસ્તુર જામાસ્પ ત્રણે નામદાર એકાંત મશલહતગાહમાં ]

"તમામ ભેદ પામ્યો છું યાર ગર એકબાલ મુશ્કેલાત બાકી છે,
કીનારા લગી આવ્યો શલામત ગર મુરાદ મુલાકત બાકી છે.
જીંદગી ફીદા રાખી થયો શરીક ગુલામી એખત્યાર કરતાં વતનનો,
જ્યાંલગી એક બુંદ લોહી ધરાવતી આ ઇરાની હૈયાત બાકી છે."

શાહજાદી ગુલશીરીનાને એકાંત જોતાં દસ્તુર જામાસ્પે કદમબોશી કરી. તે જંગીએ બેસુમાર ઓજરખાહીથી પોતાની બેઅદબીના માફી ચાહી. પછે બોલ્યો: "ઓ નામદારોના નામદારની યાદગાર શાખા અમારી યજદી ઝલકાટ ધરાવનારી શાહજાદી! મ્હારી બેઅદબીની દરગુજર કરજો. આપણી મકશદને ખાતર મને મ્હારા ખરા ઇરાની પોશાગથી જુદા પોશાગમાં મેલવો પડયો છે. એ ભારી તકશીરમાં ગીર્ફતાર થઇને મેં મ્હારા મરહુમ ન્યાગાનોના રૂવાનોને નાખુશ કરયાં છે, અને હું પણ ચાહુ છું કે મુદઇની શીકલ એખત્યાર કરવા ખાતર કોઇ દીનદાર ઇરાની મ્હારી ગરદન ઉપર પોતાની સમશેર લગાવે ને મને મ્હારી તકશીરની સજામાં બેજાન કરે. એ દીનદુશ્મનના પોશાગમાં મ્હારી બેહોરમતી તો બેશક બરહક થાય છે કે જ્યાં ત્યાં મને ઇરાનીઓના પંઝાનો જબરો સવાદ ચાખવો પડે છે. નામદાર શાહજાદીને આ જંગની દેહશત રોશન હશે, કે આપણા આ કોહેસ્તુમ ને આદરબીજાનની તમામ સરજમીન દીનદુશ્મનોના એક જબરાં લશકરે ઘેરી લીધી છે. આ ભેદ મને મલ્યો છે, તેનો સબબ, હું પોતે એક આરબ જાશુસ છું. આ લશકર આજની નહીં પણ કાલની શીહા રાતે યાને પોતાના ચાંદના નવા દીવસે શબેખુન મારવાને નકી વીચાર કરી રહ્યું છે. પાદશાહ તારખાનનો પેહેલો પેગામ મેં દસ્તુરાન દસ્તુરને પોંહોંચાડ્યા સાથ જે બલખબામીની ફતેહ ને કબજો થયલો જણાવ્યો, તે આજ ને કાલ આપણા રોશન એકબાલ જાણવા. આ મોટાં શેહેર ને કીલ્લામાં અગર આપણે તમામ જન ત્યાંથી છુપી રાહે નીકલી જઇ ત્યાં પોતાનું મથક બનાવ્યે તો દીન દુશ્મનોને ત્યાંના ત્યાં ગુંઠાયલા, ગુંચવાયલા ને શીકસ્ત હાલ મીશાલના સરધરદાન રોકી શકયે. વળી જો એ આરબ લશકરને એ ખ્યાલ માંજ રાખવાની તજવીજ કરયે કે જે શાહજાદીના નામે ને હકે આ ઇરાની લશકર જંગમાં ઉતરયું છે, તે નામદાર શાહજાદી ત્યાંજ પોતાનું

છુપું મકાન રાખે છે, તો તેથી આરબોના ખલીફની આ મકશદ કાયમ રેહશે કે "જેમ બને તેમ હકદાર શાહજાદીને પકડી યા તો જીતી લેવાની તજવીજ કરવી કે પછે આ સઘલું ઉઠેલું તુફાન બીલકુલ નરમ પડશે."

દસ્તુરાન દસ્તુર દાદેં પોતાનો ઇરાદો જણાવ્યા પહેલાં પાદશાહ તારખાનનો પેગામ વાંચ્યો. તેમાં તે નામદાર શાહે પોતાની બુજોર્ગ ઉમરને લીધે પોતાના વડા શાહજાદાને સઘલાં લશકરની સરદારી આપીને પોતે પોતાના પાયતખ્ત શેહેર તર્ફ રવાના થયો, તે માટે દરગુજર ચાહી હતી. બીજું તે નામદાર શાહે પોતાની અજમાયસના આધારે હાલની જંગનો હીંગામ અગર ઇરાનના બાબમાં કમનશીબ ઠરયો ને ઇસ્લામી સમશેર ને જંગ દરમ્યાન નામદારી ઝાંખી પડી, તો ઇરાન હમેશાંનું ઇરાનીઓના દસ્તથી ગુમ થયું અને જરથોસ્તી મહજબ ને મોબેદોની બરબાદી થઇજ, એવો ચોકસ વીચાર જણાવ્યો હતો. પાદશાહનો આ તર્ક તો દસ્તુરાન દસ્તુર પોતાના મનમાં આજ લગભગ ત્રણ દીન ને રાત થયા આગલથી બાંધી રહ્યો હતો. તે તર્ક દસ્તુર જામાસ્પ ને શાહજાદી ગુલશીરીનાએ ખુબ ગોર કરયો. શાહજાદી ઘણી મકમપણે આ શખુનો બોલી:

"આજ પંદર વર્ષો થયાં લગભગ તમામ ઇરાનમાં પગભર થયલા દીન દુશ્મનોનો દોર નાબુદ કરવાને ખુદ ખુદાવંદ શીવાય કોઇમાં તાકત નથી; લગભગ ઇરાનના સઘલા શેહેરોમાં ઇસ્લામી સમશેરે પોતાના ત્રાસે પોતાની ઇસ્લામી દીન આશકારા કરી છે, અને હજારો હજાર આતશકદેહ ને આતશખાના જમીનદોસ્ત કરી નાખ્યાં છે. મોટાં શેહેરોની ખલકોની ખલકોને કતલ કરી નાખી છે, જેઓએ દીન કબુલ કરી નથી ત્યાં પોતાની સમશેર એવી તો નાતરસ ચલાવી છે કે આજ તે તમામ સર જમીન વેરાન થઇ છે. જ્યાં જોરેમંદ ને જંગી કોમ વસતી હતી ત્યાં આજ જંગલી અહેવાનોએ મકાન કરયાં છે. આ જે ગજબ ગુજરયો છે, અને તે દરમ્યાન કોઇ જાતનો અટકાવ મળ્યો નથી તેથી એ દીનદુશ્મનોની કોમ પોતાના જોર ઉપર મુસ્તાક રહી છે. તેનો પુરતો લાભ લેવામાં આપણે ખુબ તદબીર રચવી જોઇએ. જ્યારે આપણને છુપી ખબર મલી છે કે ઇરાનીના લોહીના તરસ્યા આરબો આપણા કયાની કીલ્લા આસપાસ ફરી વળ્યા છે અને આપણી હાલ આ જબાન ચાલે છે, તેને ચોવીસ કલાક ગુજરીને પુરા થાય યા ના થાય તે આગલ શબેખુન મારીને આપણી સઘુલી પાયમાલી કરવાને ઠેડાવ કરી ચુકા છે; ત્યારે મ્હારૂં મત ફકત અવલ આ આફતમાંથી મ્હારી પુરાની કોમને બચાવી આ કીલ્લા ને

આદરબીજાનથી શીતાબીની તાજુબીની હદ ના રહે એ ઝડફે ત્યાંથી તેને કુચ કરાવી બીજા બચાવવાલા કીલ્લામાં લઇ જવી જોઇએ. ઓ નામદાર કરામત ભરેલા દસ્તુર દાદ, અવલ વગર પલ ખોહવે આપણા તમામ ઇરાનીઓને બચાવ, બચી જાય તેવી તદબીર ને અંદેશો રચ. જો તેમ ના થતું હોય અને કોઇ તદબીરથી દીનદુસ્મનોની ધારણાની સેતરંજ ના ઉલટાતી હોય તો શીતાબીથી આપણાં સમશેરના મારનાર આથોરનાન લશકરને મેદાનમાં ખેંચ અને છેક નજદીકીમાં આવીને આરબ લશકર આપણા ક્યાનીઓના જુનામાં જુના કીલ્લાની તારાજી કરે તે આગમચ તેની રાહ બંધ કરાવ. પછે નામદાર શાહે ફીરમાનને શીતાબીથી આપણી તર્ફે પોતાના મોટા લશકરમાંથી આપણો હાલ નીભાવ થાય તેટલો એક જંગી ભાગ આપણી મદદે મોકલી આપે તેવો પેગામ પોંહોંચાડ. હું તો વગર વેહેમે આ ખ્યાલ કરૂં છું કે આપણા દીનદુસ્મનોએ ખબર જ્યાંલગી આપણા કોઇ બેદીન થયલા ઇરાનીને મોટી લાલચ આપી ફોડયો હોય નહી ત્યાંલગી તો જીનહાર કીલ્લાની છુપી રાહ કે ગુપ્ત ભેદ પામી શકે નહીં. હું તો હમેશાં આ મ્હારો મકમ ઠેરાવ જણાવી ચુકી છું કે ખલીફ ઓમર જેવો, આદમીના ભેદને ફકત તેના કરોબાર ને ખટપટ સાંભળીને પામી જનાર દીન દુસ્મન, ઇરાનીઓ ઉપર એક એલચીખાતું રવાના કરીને દાનાઇના પેગામનામાથી ઉઠેલી જંગને સમાધાન કરવાની આશાન રાહ એખત્યાર કરે એવો વીચાર રાખવામાં ગોયા આપણે પોતાને હાથે તારાજ થઇ જવા જેવો દાવ ચલાવ્યે છીયે. આજ જ્યારે દસ્તુર જામાસ્પ આરબ પોશાગમાં આરબ સરદારો ને લશકરનો ભેદ પામ્યો, જે સાંભલી હું તાજુબ થઇ નથી, પણ આરબસ્તાનના ખંધા ખલીફે જે ચોકસ ગણત્રીએ આજલગીની બાજીથી તમામ જંગનો રંગ ઉપજાવ્યો છે, તે આધારે હાલ પણ તેની બાજી ચાલે છે એટલું સમજુ છું. મ્હારી મરજી તો દીનદુસ્મનો આપણા કીલ્લામાં દાખલ થઇ આપણુને હેરત કરયા સાથ કતલ ચલાવવાને ફાવે તે આગલ આપણા જંગી લશકરથી એવી કોઇ કરામત બને કે તે કુચ કરતું જુસાદાર મુદઇ લશકર કોઇ બીકટમાં બીકટ રાહમાં ઘેરાઇ શીકસ્ત પામે અને અને પોતાના શીહા શીતારાને જોરે ખાકમાં ગરક થાય, એવી બાજી ઉલટાવવી જોઈએ."

શાહજાદી ગુલશીરીનાને સાંભલતાંજ દસ્તુર જામાસ્પના તનમાં બહારની મોહશમ મીશાલ નવજવાની ખીલી આવી. ગોયા તે દસ્તુરમાં નવેસરથી નરેશેરનું જોર જમાવ થયું હોય એવો તે પોતાના ચેહરા ને દેખાવમાં તેહમતન બની ગયો. તે નામદારે પોતાની શાહજાદીના શખુ-

નોને 'આમીન, આમીન, આમીન!' એમ ત્રણ મરતબે મુબારકબાદી આપ્યા પછે ગંભીરાઇથી આ ભેદ જણાવ્યો:

"કુલ જેહાનની કીંમતની નામદાર શાહજાદીની મુરાદ તે જેહાનને બરપા કરનાર મજદા બક્ષો. આરબોના હાલના લશ્કરમાં આગલા કસાયલા હદીકે કે નુહાઇમ જેવા સરદારો દીસ્તા નથી પણ વડો સરદાર હસન એક જબરો જંગી ને લડાઇની તદબીર કરનારો છે. એ સરદારનો હું હરીફ થઇ તેની ખાસ ટુકડી સામે ઉભો રહું તો તે આરબ સરદારને બીજાં ઇરાની લશકરને હેરાન કરવાનો ખાબ થઇ જાય. હું જ્યારે શાહે ફીરમાનની હજુરમાં ઇરાનીઓના માર ને ગુસ્સામાં ગીર્ફતાર થયા પછે જ્યારે મ્હારી મકશદ તે નામદારને સમજાવ્યામાં ફાવ્યો ત્યારે જેટલો હું ખુશીમાં આવ્યો હતો, તેટલોજ નાખુશ જ્યારે હું સરદાર હસનનું પેગામનામું લાવનારને સ્વાધીન થઇ ચાલ્યો ત્યારે થયો હતો; પણ નરસમાંથી સરસ બની જઇને એક ઘણીજ અસરકારક દલીલ આશકારા આવી હોય તો આ આરબ પેગામચીને મોહથી મલેલી મને અનેક ખબરમાં આરબો કેવા છુપા આ જંગ દરમ્યાન પોતાનાં મોટાં લશકરથી ઉલટવા માંગે છે, તેનો અજાયબ હેવાલ મલ્યો. આ હેવાલની રાસ્તી જોવાની મને એટલીતો અધીરાઇ આવી ગઇ; અને જો તે માફક મુદઇઓનાં લશકરની છુપી હીલચાલ ચાલુ હોય તો આપણા આ દીનદુશ્મનોથી બેખબર કીલ્લાનો કેમ બચાવ કરવો અને કેવી શીતાબીથી એ તરફ કુચ કરી આવવું, એ ખ્યાલે મને દીવાનોજ બનાવ્યો. મેં સરદાર હસનના પેગામચીને શું એક મ્હારી જાશુસી બાતેન બુલંદ મતલબ સમાયલી હોય તેવાં ડોલ ને દમસમથી તોરમાંજ કહ્યું 'મને શીતાબીથી મદીના તર્ફે કુચ કરી જવું જોઇએ. સરદાર હસન કરતાં ખલીફ સામે મ્હારૂં સર જમીન ઉપર મેલીને ત્યાંની તમામ ખબર જણાવવી જોઈયે, નહી તો એક મોટી આફ્ત આરબસ્તાનને સર ધીકવાને જે વખ્ત જાય છે, તે અરસામાં પાયો નાખશે.' અને પછે મેં આરબની તાજીમ તવાજે ને સલામ બજાવી મ્હારાં અસ્પને એવો તો યાહુમ મેલી દીધો કે તુફાન પણ તેની તેજ ચાલના ધુમવા પાસ કુછ બીસાત ગણાયું નહીં. મેં આ જે ઝડફનો જોસ્સો દેખાડ્યો તેથી તે પેગામચી તો ચુપ થઈ પોતાના સરદારની છાવણીની રાહ ધરી ચાલ્યો અને હું આપણા કીલ્લા ને મુલકની સરહદમાં ઉતર્યો. ત્યાં મ્હારો અસ્પ ધુમાવતો જોવું છું તો મુદઇઓની ન્હાની ન્હાની ફોજો કુચ કરતી છે. કોઇ છાવણી નાખ છે, કોઇ છાવણી ઉઠાવે છે. કોઇ ઉત્તરની રાહે ઉતરે છે, કોઇ દખણની રાહે ફરે છે. કોઇ ઉગમન તો કોઈ આઠ-

મનના મેદાનનાં સરસ નાકાં જોતી ને તપાસતી છે. આ રવેસની દગલબાજ મુદઇઓની જંગ તૈયારી ને જંગી લશકરની કુચ જોતાં મેં એક પલ પણ આં આવ્યાની ધીલ રાખ્યામાં દરૂસ્ત જોયું નહીં. હવે નામદાર શાંહજાદીએ ને દસ્તુરાન દસ્તુરે ખુબ મગજ રાખી સાંભલવું કે આ લશકરને આપણા કીલ્લાની ખબર નહીં હોયાથી તે રાહ ચુકીને મદાયુન તર્ફ ચાલ્યું જાય છે. ત્યાં લાંબી મંજલ કરી જઇ પોંહોંચી જે મેલવશે તે માત્ર તે તારાજ પાયતખ્તની વેરાન થયલી સરજમીન ઉપર ભુખમરો ને મરકી; મગર આ વખ્ત એવો નથી કે એવી ફેરવાઇ જતી બાજી ઉપર બેશીકર રહેવું. મ્હારો તો એવો ઇરાદો છે કે એ દીનદુશ્મનોના લશકરને સાસાન્યાન શાહાનશાહોના જાવોજલાલ પાયતખ્ત શેહેરમાં લઇ જઇને એવા તો ઘેરવાં અને ત્યાં આપણા કતલ થઇ પડેલા નામદાર ઇરાનીઓના કીનામાં તે ભુખાં ને તરસાં મુદઇ લશકર ઉપર એવી તો કતલ ચલાવવી કે જમાનો પણ આપણા કીનાના મેદાનમાં પનાહ માંગે."

દસ્તુર જામાસ્પના સખુન સાંભલી દસ્તુરાંન દસ્તુર દાદે જબાબ દીધો:

"ત્યારે શું આપણે કીનો ને કતલ ચલાવી આપણી બાકી કોમ સાથ દીનદુશ્મનોના મેદાનમાં ખપી જવું? આજ આપણા મહજબના જાનફેશાનો જેટલા છે તે તમામ નેક નર તન ઉપર બખતર ને હથ્યાર બીડીને જંગમાં ઉતર્યા છે; તે તમામ સંખ્યા હાલમાં વધી વધીને લાખ તો માનમાન થાય; તે જંગી ફોજ ખપી ગયા પછે ઇરાનનું શું થાય? આપણી નામદાર શાહજાદીનું શું થાય? આપણી મજદીયરનીનું શું થાય? અરે ઓ એકબાલ ત્હારાં ભેદની કીતાબ કેઇ સ્યાજત વંચાવી માહીતગાર કરે; કે નીપજનાર અંજામની બાજી ખેલી લઇએ. ઓ નામદાર શાહજાદી ને નેક જામાસ્પ, મ્હારી તો આ નેમ ચોકસ અમલમાં મેલુછું કે એ કુચ કરતાં મુદઇ લશ્કરો સામે ફરગાનાનાં લશકર સાથ આપણા આતશ જેવા રોશન તનના પાંચ હજાર અથોરનાન લશકરની સરદારી લઇ તમો કુચ કરી જાવો; અને મુદઇ ફોજ મદાયુનમાં દાખલ થાય તે આગલ તમો જો બને તો તેનો કબજો લઇને ત્યાં તે દીનદુશ્મનોની ફોજ ઉપર આતશનો મારો ચલાવો. આરબ લશ્કર સામે હાલની જંગમાં આપણે આપણા પાક આતશની મદદ લેવી જોઇએ, અને એનો વરસાદ વરસાવીને આપણા કીનાના આતશને રોશન કરવો જોઇએ. રોશન કરીને ખુશાલ કરવો જોઇએ એટલુંજ નહીં પણ આપણા નામદાર ન્યાગોનોના રૂવાનોને પીરદુશ દરમ્યાન શોરખરૂ કરવાં જોઇએ. નામદાર જામાસ્પ, તું શીતાબ આ શીતમગર આર-

બસ્તાની પોશાગ કે જબાનને આગ લગાડ અને ફરી ન્હાન નાહીને એક એવો આતસ્યા ઇરાની બની જા. પછે ઇરાનની ઉમેદનો શીતારો રોશન થાય તેવી જસ મેલવનારી જીત મેલવ.” એ હોકમ દસ્તુરાન દસ્તુરે કરયો. તે સાંભલતાંજ દસ્તુર જામાસ્પ શાહજાદી ગુલશીરીનાને કુનસ બજાવી તથા દસ્તુરાન દસ્તુર દાદને સર નમાવી પોતાને થયલા હોકમ ઉપર અમલ કરવા ચાલ્યો. તે નામદારને જતો જોઇ શીતાબ શાહજાદીએ એક રૂકો તેના દસ્તમાં મુકયો, કે અગરજો તે દુશ્મનની રાહ ઘેરતાં કોઇ એવી તક આવે કે તે પેગામ શાહે ફીરમાનને પોંહોંચી શકે તો તેમ કરવાની ઘણી ઇન્તેજાર નેગાહથી અર્જ ગુજારી. શાહજાદીની અર્જ ને ઇન્તેજારી ઉપર દસ્તુરાન દસ્તુરે ખુશ મીજાજથી અર્જ ગુજારી “નામદાર શાહાન-શાહજાદી, દસ્તુર જામાસ્પની રાહથી શાહે ફીરમાનની છાવણીની રાહ તદન ઉલટી દસાએ હોયાથી દસ્તુરથી એ રૂકો પોંહોંચાડવાને બનનાર નહીં પણ મ્હારો જાશુસ મ્હારા પેગામ લઇ ત્યાં જનાર છે, તેની રાહ હોયાથી તે પોંહોંચાડવામાં ફાવશે.” એ કહીને શાહજાદીનો રૂકો પોતે સ્વાધીન લીધો.

---

## બાબ ૪૦ મો.

**[દસ્તુરાન દસ્તુર દાદનો પેગામ બજખબામીના સરદાર ઉપર. કોહેસતુમથી શાહજાદી ગુલશીરીના પોતાની ઇરાની ખલક સાથ છુપી રાહે બજખબામી કુચ કરી જાયછે.]**

“મગદુર શું કે ઇરાનીની હરીફે થાય ઇસ્લામીસે,
તાકત શું કે ધરયો આવે ઇસ્લામી એફામીસે.
વાદલ મીસ્લ ઇરાની જંગી વર્ષાવસે લોહી જંગસે,
દલેરીના દીલ ડરાવતાં પેહેલવાનગીરી ખેલસે અંગસે.
આતશ મારાથી દુશ્મન જાનપે ઇરાની બાજી ખેલસે;
વતન મોહબતમાં ગર્ક હૈને રજમગાહ રાજી રેલસે.
યકીન છે ઇરાની રાસ્ત, યકીન યકીન યકીન યજદાન.
મહજબ મુદઇના મસ્તક વ્હાડસે જંગી માજદીયસ્નાન”

છુપી રાહે શાહજાદી પાસ દસ્તુરાન દસ્તુર દાદે શીતાબીથી પોતાની છાવણીમાં જવાને રૂકસત ચાહી. જેમ કીલ્લા દરમ્યાન આવ્યો તેમ તે ત્યાંથી પોતાની છાવણીમાં દાખલ થયો. તે નામદારની હાજરીથી તેના તમામ અથોરનાન સરદારોના ચેહરા ઉપર ખુશાલીનો ઝલકાટ રોશન

થયો. શીતાબ ત્યાં એક દરબાર ભરાઇ, પેગામનામા લખવાનું કામ ચાલ્યું. દસ્તુરાન દસ્તુરે બજખબામીનો અખત્યાર ધરાવનાર સરદારને પેગામ લખ્યોઃ—

"શીતાબીથી શાહાનશાહી મહેલ તમામ પાદશાહી ઢપે રોનકદાર કરવો. આપણી નામદાર શાહજાદી પોતે ત્યાં મકાન કરવા આવે છે. પાદ-શાહ તારખાનના લશકરના વડા સરદારને પોતાનું નીમોનીમ લશકર તૈયાર રાખવાને મ્હારો ફરમાન કહેજો. જમીન બાતેનની રાહ દરમ્યાન રોશન ચેરાગોની હાર લગાડજો. દીન દુશ્મનોથી ખુબ હોશ્યારીમાં રેહજો. શાહે ફીરમાનનો પેગામ મલે, તે મને શીતાબીથી રવાના કરવાને ચુકવું નહીં."

આ પેગામ સાથ શાહજાદીનો પેગામ પણ એક ઇરાની સીપાહને હવાલે કરી છુપી રાહે રવાના કર્યો. એક બીજો જુદો રૂકો શાહાજાદા સાપુર ઉપર લખ્યોઃ—

"ઓ નામદાર શાહજાદા, તમો તમારા શાહાનશાહના આપેલાં મ-દદગાર લશકર સાથ સરદાર હસનની દખણ બાજુએ કુચ કરી જવું. ત્યાં જો તમને કસો અટકાવ કે દુશ્મનનો મારો મલ્યો નહીં તો વગર ધીલે શીતાબ મ્હારાં આદરબીજાનના મેદાનમાં કુચ કરી આવવું. મ્હારા-મેદાનની તમો નામદારને નીશાની જણાવી છે, તે મીશાલે અમલ કરજો!"

બીજો પેગામનો રૂકો શાહે ફીરમાનને દીનદુશ્મનોના થનારા છુપા ધુજારા ને ધસારાનો તુલોતવીલ હેવાલ લખી શાહ તથા શાહજાદાં બન્ને ઉપરના પોતાના રૂકા રવાના કરનારો બીજો ઇરાની સીપાહ ઠેરવ્યો.

ખોરમનો શાહજાદો જે પાંચ હજાર સીપાહ લઈ ઇરાનીઓની મદદ સાથ જંગમાં ભાગ લેવા આવ્યો હતો તે નામદારને તો બાહરોબાર કોહેસતુમના કીલ્લાના મેદાનમાં બોલાવ્યો કે દીનદુશ્મનોના ધસારાનો પુરો જવાબ આ-પવાને દરમ્યાન એક જવાંમરદી ભરેલી જંગ મચાવવાને આશાન પડી જાય.

આ પછે દસ્તુરાનદસ્તુર દાદે કોહેસ્તુમના રખવાલ સરદાર દસ્તુરે બેહરામને જાહેરનામું રવાના કર્યું કે 'કીલ્લા દરમ્યાન તમામ ઇરાની મરદો, બાનુ ને બચાં જેઓ જંગમાં કસો ભાગ લઇ શકનાર નહીં, જેઓની પોતાના કીંમતી અસબાબ સાથ જો બજખબામી દરમ્યાન જઇ મકાન કર-વાની મરજી હોય તો આપણી નામદાર શાહજાદી સાથ ત્યાંથી કુચ કરી જવા સારૂ તૈયારી કરવી. ત્યાં મામલો ઘણો ખુનખાર ને જબરી કત-લનો મચશે. આ તમામ ઇરાની કોમ તૈયાર થાય તેને આપણા જંગી આર્થેરનાન લશકર સાથ બજખબામી રવાના કરવાની તમામ સગવડ કરી

આપવી અને આપણી નામદાર શાહજાદીને મ્હારા રૂકામાં જણાવેલી અર્જ કરવી, કે:—

"દસ્તુરાનદસ્તુર દાદ તર્ફથી નામદાર શાહાનશાજાદીને મીનતગુજારી સાથની આ અર્જ છે કે પોતાના તમામ રીસાલા ને સંગ સાથ, તમામ પોતાના ખજાના ને બેકીંમતી ચીજ સાથ, બબ્ખબામીના કીલ્લામાં કુચ કરવાની શીતાબીથી તૈયારી કરવી. ખુરશીદ ગોરબ થતાં પહેલાં કોહેસ્તુમને છેલ્લી સલામ કરવી જોઇશે."

પછે દસ્તુરાનદસ્તુર દાદે પોતાના બે ઘણા વફાદાર મદદગાર દસ્તુર ધવલ ને દસ્તુર શરોસને કીલ્લાના મોટા બુરજો દરમ્યાનના આતશના મારા ફુકનારા પોલાદના હાથીઓ તે ઉપર ત્રાંબાના સ્વાર સાથના, તમામ સાફ કરી તથા તેના સાંચાકામને ખુબ રોગન લગાડી કીલ્લા ઉપર ગોઠવ્વાને હોકમ કર્યો. આ ત્રાંબાના જબરા સ્વારો સાથ પોલાદના હાથીઓમાં એવી કરાંમત હતી કે જેવો દુશ્મનનો તીર સ્વારના સરને લાગ્યો કે સર ખુલી જઇ તે દરમ્યાનથી આતશનો વરસાદ વરસી રહેતો. આતશનો વરસાદ વરસાવનારાં સાંચાકામની એવી કરાંમત હતી, કે તે આતશનો મારો એક ઘડી ચાલુ રહ્યા પછે પેલું ખુલી ગયલું સર ફરીને તેના ડોકાં ઉપર બેસ્તુ થઇ જતું. ફરી જેવો તીર લાગો કે સ્વારનુ સર ફરી ઉઘડી જઇને મુદઇના મેદાનમાં આતશ વર્ષતો હતો. આ પીલસ્વારો એવા તો તલેસમ મીશલના આગલા કયાનીઓના વખ્તથી બનેલા હતા કે તે સો હાથીઓને ચાલુ રાખવાને અર્ધ દજન જંગીઓ પુરતા હતા. આતશનો મારો ચાલુ રાખવા સારૂં ફક્ત તેનાં ઠેડવેલા વખ્તે તે દરમ્યાન આતશ ફુકનારી ચીજો ભરવાની મેહનત લેવાતી. બીજી તમામ ગોઠવણુ તો તેની બનાવતનીજ ખુબી હતી. આ પીલસ્વારોને કીલ્લા ઉપર જ્યાં જ્યાં ગોઠવવાની જગા હતી ત્યાં ત્યાં ગોઠવવાનો હોકમ અમલ થવા લાગો. આ પીલસ્વારો એવા તો આબાદ આતશનો મારો ચાલુ કરીને દુશ્મનોનો ઘાન કાઢી નાખનારા હતા, કે આગલા સાસાન્યાન શાહાનશાહો એ પીલસ્વારોને દુશ્મનો ઉપર હલ્લો લઇ જવાની હરોલમાં ચલાવતા અને અજાયબી ઉપજાવતા હતા. એ પીલસ્વારોની કલા ને જબરી અસરથી દસ્તુરાન દસ્તુર દાદને પુરતી વાકેફી હતી, તેથીજ તે નામદારે એક જમાનો થયા નકામા જેવા પડેલા તે કરામતી સાંચા કામના પીલસ્વારોને સફા કરીને હાલની આફ્તકારક દીન દુશ્મનોની જંગમાં કામે લગાડી પુર લાભ લેવાની બાજી રચી.

બીજી, કયાંનીઓના જમાનાની ઇરાની અજાયબી, તે અસ્પ સ્વારોની

ફોજ હતી, અસ્પો સુદ્ધ ચાંદીના ને સ્વ.રો પોલાદના, જે દરમ્યાન બાતેન એવું કરામતી સાંચાકામ મેલાયલું કે અશ્પ જંગના મેદાનમાં ઉછલે, ખંખારે ને દુશ્મનોને કરડી નાખવા ધસે. ઉપર બેઠેલો સ્વાર, પોતાના ખુંખાર જાનવરના ધસારા સાથ સમશેર ઉચકે, ફટકો લગાવે ને એવા તો ઝડફના હાથ કરે કે હરીફના દીલનો હોશ ખતમ થઇ જાય! આ અસ્પસ્વારોની ફોજની સંખ્યા એક હજાર હતી. તે ઇરાની શાહાનશાહો દુશ્મન પાદશાહોના પોતાના પાયતખ્ત ઉપર થતા હોમલા વખ્તે કીલ્લા બાહેર ખોડેલી ખાહીને મુખરે રાખતા હતા. જ્યારે દુશ્મનોનું જોર વધી પડીને પાયતખ્તની અડોઅડ આવી લાગતા ત્યારે આ સાંચાના અસ્પસ્વારોની કરામતે જીત મેલવવા લગી ધસી આવેલા દુશ્મનોની મોટી ખુવારી થઇ જઇ હતી. તે અસ્પસ્વારોને કોહેસ્તુમના કીલ્લાની ખાહીના મથાલે ગોઠવવાની ધમાલ ચાલી. દસ્તુરાનદસ્તુર દાદની પોતાનીજ હાજરી હાલ કીલ્લામાં હતી. આથોરનાન લશ્કર જબરી જંગની તૈયારીમાં રોકાઇ ગયું. ઇરાની ખલકને તે જેમ જેમ તૈયાર થતી ચાલી તેમ તેમ કોહેસ્તુમના બાતેન માર્ગે બજખબામી તર્ફે રવાના કરવાનું કામ ધમધુકાર ચાલુ થયું. ખુરશીદ ગોરબ થતી વખ્તે તો શાહજાદી પોતાના તમામ પાદશાહી રસાલા સાથ બાતેન રાહ દરમ્યાન ઉતરી. એક જેહાન ધ્રુંજાવનારો પોકાર પડયો. દસ હજાર વતનના જાન ફેશાન આથોરનાનોએ પોતાની શાહજાદીની રવાનગી વખ્તે છેલ્લો અફશોશ ખેંચ્યો. દીનદુશ્મનોની પાયામાલી ને દીન દોસ્તોની સલામતી ચાહનારી બંદગી ગુજારી તે એવા તો બુલંદ અવાજે કે, અશ્માન ઉપર શ્પેન્તમાન જરથોસ્તનું નુર ઝલક્યું.

આ વખ્તે શાહજાદી ગુલશીરીનાનાં દીલમાં એટલો તો કોફ ઉપજ્યો હતો કે તે નામદારે જતી વખ્તે એક હર્ફ પણ કોઇને સંભલાવ્યો નહીં. તે તો એક આસ્માની યજદ કે અમસાસ્પંદ હોય એવી બેશીકર ને તદન બેધ્યાન જેમ તેના રસાલાનો રખવાલ ચાલ્યો તે પાછલ ચાલી. શાહજાદીનું આ વખ્તે હોસ્ન એવું તો ખીલ્યું કે રાહમાં જ્યાં તેનું કદમ પડતું ત્યાં ઝલકાટ ઝલકી રહેતો હતો. આજે તેને પોતાનું લગભગ પંદર વર્ષનું મકાન મેલી દેવાની ફરજ પડી, તેથી તેના દીલમાં એની તો સુસ્તી ને શીકસ્તગી પેઠી હતી કે તેના ઇરાની જુસ્સા ને નવોજલાલીના દીન ગણાઇ ચુકા હોય તેવી તે નાઉમેદ દેખાવા લાગી. તે નાશીપાસ હાલતે તેની ચશ્મમાં કાંઇ એવી જાતની ઝલક રોશન કરી કે ચશ્મ ગોયા રોશન થયલા આતશ્યા શીતારા હોય! અરે તે શાહજાદીને કોહેસ્તુમ મેલીને જવાનો હોકમ કબુલ

નહીં રાખવાને જોર જબરાઇ કરનાર તો કોઇ હતો નહીં પણ દસ્તુરાન દસ્તુર દાદની દુરઅંદેશી સામે અટકાવ નાખવાને તે નામદાર શાહજાદીએ દરૂસ્ત જોયું નહીં. શાહજાદી ગુલશીરીનાનો રસાલો જૈફ ને જવાન પાદશાહી ને ઉમરાવ તુખ્મની બાનુઓ મલી જુમલે દોઢ હજારનો હતો. તે તમામ રીસાલો પણ કોહેસ્તુમથી જતાં ગોયા આફતના મોહમાં જતો હોય એવો ગમખાર ને સુસ્ત થઇ ગયો હતો. આથોરનાન લશકર પોતાની શાહજાદીની ફતેહના તરેહવાર જંગના જુસ્સાદાર શરોદો ખેંચતા ને જંગ વાજા વજાડતાં હતાં પણ જે જુસ્સાના તોરમાં કોહેસ્તુમ દરમ્યાન તે ઇરાનની અવલ બાનુંનો રેસાલો જેટલો ઉલતમંદ હતો તેમાંની પા પણ ઉલટ કે હોશ્ન હાલ હોય ? અફશોશ, આજેજ થયલો આજે સાંજે પોતાનું વતન છોડીને જતો હોય અને ફરી તે બાગોબહાર ચમન મીશાલના વતનમાં કદમ મેલનાર નહીં હોય એવો તે તમામ બાનું રીસાલોનો હેવાલ જણાતો હતો. જેહાન ઉપર શીહા શબનો પડદો ખેંચાયો ને શેતારાઓના લશકરની સરદારી લઇને નાઇદનો રોશન શીતારો આશ્માન ઉપર ઝલકી ઉભો, તેટલાં તો શાહજાદી ગુલશીરીના પોતાના રેસાલા ને ઇરાની કોમ સાથ કોહેસ્તુમના છુપા પાતાળ માર્ગેથી બજખબામી તર્ફ કુચ કરી ચાલી, ને એક પણ જંગમાં કામ નહીં આવે તેવો ઇરાની મરદ કે ઓરત કે બચાંની નીશાન પણ ત્યાં રહી નહીં. જેમ કોઇ સરદાર પોતાનો જમીનદોસ્ત થતો પુરાનો મેહેલ ખાલી કરીને બીજી જગો જઇ મકાન કરે અને ત્યાંથી દરેક સરસામાન ઉઠાવી જઇ તે બીસ્માર મહેલને કડીઆ, સુથાર અસ્તક સોંપી દે; તેમ કોહેસ્તુમનો દેખાવ હતો. ત્યાં દીનદુશ્મનોની ધાર આવનાર જાણીને દરેક વસનારાઓ પોતાના સરસામાન સાથ રૂખસત લઇ ચાલી ગયાં. લગભગ આદરખીજાનનું પણ તમામ શેહેર ખાલી થઇ ગયું. હવે ત્યાં રહ્યા તે ફક્ત જંગના કામમાં આવનારા જંગી ને કરામતી ને તલેસમાતી યુક્તી ભરેલા પીલસ્વાર ને અસ્પસ્વારો ને જંગ ચલાવનારા સપેહશાલારો ને સરદારો.

---

# બાબ ૪૧ મો.

[આરબ સરદાર ઓમરૂએ કોહેસ્તુમ ઉપર કરેલો હોમલો. તેના લશ્કરની અરધી ખુવારી શાહજાદા સાપુરના લશ્કરે કરી. ઓમરૂનું મોત ને બાકી લશ્કરની બાહીના મથાલેના અશ્વસ્વારોથી થયલી ખુવારી.]

"છે જાન દીલમાં ને ખુન નસમાં તલગ લડશું જંગી,
પાસથી ફેંકશું કમંદ કયાની, દુરથી ફેંકશું તીર ખદંગી.
મુદઇની છાવણી ખુનથી ધોશું, મુદઇને કરશુંજ જમીનદોસ્ત,
દીલોજાંફેશાની સમશેર ખેંચશું, પોકારી હક પનાહપોસ્ત.
થશું એવા અમે ખુનખાર, હરીફ પામશે શીકસ્ત એ જંગ,
જમાનો પોકારશે ત્રાય ત્રાય, મુદઇ પુકારશે તોબા બતંગ.
આસ્માનપે થશે થમ ખુરશેદ, જમીનપે ઉતરશે ફતેહ શરૂસ,
ઇરાની મેલવશે વતન ઇરાન, ફીરૂજગર બદનમાં દીલખુશ."

દસ્તુર જામાસ્પની ખબર કરતાં પણ બીજી રવેસની બાજી મંડાઇ હોય અને ઇસ્લામીઓના શીતારાની ચાલ સીધી રાહે વધી હોય તેવો નવો નક્ષ જાહેર આવ્યો. આરબસ્તાનના મોટા ખલીફે ઇરાની રાજદરબારીઓની અકકલની મજાક કરવા સારૂ બે ચાર લશકરો તૈયાર કર્યાં હતાં. એક લશ્કર પાસ એવો દાવ ચલાવ્યો કે તે રાહ ચુકીને કયાંનું કયાં નીકલી જાય છે. બીજાં લશ્કર પાસ જે દાવ ખાસ રીતે લેવાનો નકકી ઠરાવ તે બાજી રચાવી. અને તે લશકરની સરદારી, આગલી ઇરાની જંગો દરમ્યાન નામદારી ભરેલી જીત મેલવનાર મોટા સરદાર ઓમરૂને આપીને પવન મીશાલની શીતાબ કુચ કરી જવાનો હોકમ થયો. આ સરદારના જાશુસો ચોધરદમ ફરી વળેલા હતા. તેઓથી સરદાર ઓમરૂને દસ્તુર જામાસ્પને જંગી લશકર સાથ મદાયનની રાહ તર્ફ ચાલેલા લશ્કર પાછલ પડયાની ખબર મલી. પણ લશકરની સંખ્યા કમ હોયાથી તે આરબ સરદાર તે ઇરાની લશ્કરથી બેફામ રહ્યો. સરદાર ઓમરૂને ખલીફ ઓમરની મકુમ મકશદનો આ એકજ હોકમ, કે "આપણો ભેદુ જે રાહ દેખાડે તે રાહે આદરબીજાન ને તે પાસના કોહેસ્તુમના કીલ્લા ને તેના છુપાં જંગના મેદાન ઉપર એક પલનો પણ વીસામો લીધા વગર ને દુશ્મનોને એક પલની ફુરસદ આપ્યા વગર શીતાબ જંગ મચાવવી. યા તો શબેખુન મારવું યા તો તીરંનદાજીથી બીલકુલ પાયમાલ કરી નાખવાં. અગર જો જે શાહજાદીના નામે પૈશા પીર બબર [illegible] આ તલસ્માત ઉપજાવ્યો છે,

તે જંગમાં કતલ થઇ ગઇ તો મુજાકો નહીં પણ જીવતી હાથ આવે તો તેને અચ્છી પેરે આરબ ચોકી પહેરા માહે મદીના રવાના કરવી. દાદ તો આ જંગમાં પોતાનો જાન ગુમાવી પોતાના વતન ને દીન ઉપર સદકો થશે." આ ખાસ મકસદનો હોકમ, તે મુઆફિક સરદાર ઓમરૂએ પોતાના ખલીફના નશીબાનો શીતારો રોશન કરવાનો પાસો ફેંક્યો. આદરબીજાનમાં દાખલ થયો. અને ત્યાં સઘલું શેહેર ફરી વલ્યો પણ વેરાન બ્યાબાનમાં જવલે શીકાર જડે, તેમ તેનો હાલ થયો. તેની તાજુબીની હદ રહી નહી. તે પોતાની જીંદગીમાં આજે પેહેલી વખ્તે નેતરના ઝાડ મીશાલે ધ્રુંજયો. હવે તે સરદારને સાંભળેલી જંગી દાદની અજાયબી પમાડનારી દાનાઇ ને આબાદ અટકળાનો ઇસારો સમજાયો. તે સરદારને આગાઇજ થઇ કે 'આ જંગથી હું જીવતો રહું તો મ્હારો નશીબો બેસુમાર બુલંદ જાણવો.' આવતી હોનારતનો છાપ આગલથી આપણા મગજ ઉપર પોતાનો ઓલો ફેંકે છે કે શું? કે તે જેવો ઝડફ ને ઉલટમાં હતો તેવો સુસ્ત ને થંડો થયો; પણ તેના લશ્કરે આદરબીજાનથી આગલ વધીને કોહેસ્તુમનો કીલ્લો જોયો, તો તે તમામ લશ્કરની પણ તાજુબી છક થઇ. સરદાર ઓમરૂનું લશ્કર તે કીલ્લાની ખાહી પસાર કરતું પેલા અશ્વવારો પાસ આવ્યું ને સમશેરબાજી કરવા લાગું કે પછે જોઇ લેવી તે કરાંમતી અશ્વસ્વારોની જવાંમરદી. અરે એક સમશેરનો સપાટો અશ્વસ્વાર ખાય કે દસ જીવતા જંગી આરબ સીપાહના સર નારંગીની દડી મીશાલ ઉડ્યાં જાય. ખાહીને મથાલેના હજાર અશ્વસ્વારોએ શીહારાતના સાત કલાકને અમલથી જે જંગબાજી ખેલી તે મધરાત પડતામાં લગભગ દસ હજાર જંગી આરબોની ફોજનો ધાન કાઢી નાંખ્યો, પણ આ પાંચ કલાકની ચાલુ જંગમાં અશ્વસ્વારોનું કરામતી સંચાકામ ફેરેવનારા જંગીઓ જંગમાં પડયા કે પછે જંગમાં અશ્વસ્વારોનું કતલકામ બંધ પડયું. તે ફરી ચાલુ કરનારા કોઇ રહ્યા હતા નહી, તેથી ઓમરૂં પોતાના બાકી અર્ધા લશ્કર સાથ કીલ્લા ઉપર ચઢવાની તરતીબ કરેછે, તેટલાંજ શાહજાદો સાપુર પોતાના ચીનાઇ લશ્કર સાથ ત્યાં કુચ કરતો આવી પોંહોંચ્યો. તે જંગીએ શીતાબ જંગ મચાવવામાંજ ઇરાનીઓનો ભરમ જલવાયા જેવો રંગ જોયો. સરદાર ઓમરૂ પણ આ નવાં લશ્કરથી પોતાની બાજી ખોવાની આગાઇ પામ્યો અને પોતાનું મોત પણ પાસે આવ્યું હોય તેમ આ એક અજાણ જંગ, અજાણુ જગો ને અજાણુ લશ્કર, એ દરમ્યાન પોતાની અજલ આવેલી જાણીને તે પોતાના દીલથી ઘણો ગમગીન થયો.

હવે તે જંગી આરબ સરદારે 'અલ્લા વ અકબર' એ પોતાની મુરાદ બક્ષનારો પોકાર મારયો અને શાહજાદા સાપુર સામે જંગમાં ઉતરયો. આ જંગમાં આરબ ને ચીનાઓ ભેલાઇ ગયાથી ફક્ત ત્રણ કલાક લગી એક સુલતાની કતલ ચાલુ રહી, પણ આરબોનું લશકર ખપી ગયાથી શાહજાદા સાપુરે સરદાર ઓમરૂ જે તે મેદાનથી જાન બચાવી છટકી જતો હતો, તે તર્ફ જઇ તેની રાહ ઘેરી પોકાર મારયો "ઓમરૂ, તું તો મોટો જંગી કેહવાયો છે ને જીત મેલવવી એ તો ત્હારો નશીબો બોલાયો છે; તે મોટો સરદાર ઓમરૂ પોતાના તમામ લશ્કરને કતલ કરાવ્યા પછે જીવ બચાવી સલામત મેદાનમાંથી નાહસી જાય? ના, એક આ મ્હારી સમશેરનો જરબ તું ઝીલ; પછે જો એક લોંખડી મીશાલે તું કોલ્યો થઇ તારી અજલના દાચામાં ના ઉતરી પડે તો મને ઇરાની તો કેહતોજ ના. સમાલ! મ્હારી સમશેરનો જરબ મ્હારા ને મ્હારી આલ ઓલાદના હાડવેરી." એ કહેતાં શાહજાદા સાપુરે શામ શેહેરની સમશેહેર ઓમરૂના ઢાલે ઢંકાઈ વળેલાં સર ઉપર લગાવી કે તે આરબ સરદાર દીલાવરોનાં દીલ ધ્રુંજાવનારી ચીચારી મેલતાં એક તનનો બે તનમાં વેંહેંચાઇ જમીન ઉપર લોઠ થઇ પડયો.

શાહજાદા સાપુરની સમશેરે સરદાર ઓમરૂનું મુડદું પાડયું; ત્યારે બામદાદ થઇ હતી. પણ ખુરશીદ પોતાની પાદશાહીનો ડંકો વજાડતો ને શીહા રાતના હબસીના લશ્કરને જીરોજબર કરતો આસ્માન ઉપર તખ્તનશીન થયો, ત્યારે શાહજાદો સાપુર પોતાના ચીનાઇ લશકરની જબરી ખુવારી થયલી જોઇને બેહદ અફ્શોશમાં પડયો. આરબ લશકર સઘનતર કપાઇ ગયું હતું પણ તેના ચીનાઇ લશકરમાંથી માનમાન હજાર ચંગા સીપાહો બાકી રહ્યા. જખમાયલાઓની સંખ્યા બહુ જુજ. જ્યાં આરબ જહનુન ને જોસ ને આંધલો હોમલો ત્યાં કતલની હદ રહે નહીં તેમાં નવાઇ જાણુવી નહીં. શાહજાદા સાપુરે જે જંગીઓને સાત કલાક આગલ પુર તનદ્રોસ્તી ને તેજમાં કુચ કરતાં જોયલા, તે સઘલાંઓના મુડદાં જોઇ એવી તો માહેતમમાં પડયો કે તે ચીનાઇ બાકી રહેલાં લશ્કરે પોતાના ઇરાની સરદારની જવાંમરદી માટે ઘણું હલકું મત બાંધ્યું, મગર ચીનાઇ લશ્કરને શાહજાદા સાપુરની અફ્શોશમાં શું ભેદ સમાયો છે; અને તે દીલાવર ઇરાની પોતાના કતલ થયલા ચીનાઇ લશકર ઉપર શા સબબ એટલી લાગણી દેખાડે છે, તેનો જો ખરો ભેદ સમજાય તો પોતાના સરદારની આ અફ્શોશ ને ગમગીનીમાં પુરતો ભાગ લેવાને ચુકે નહીં. ચીનાઇ લશ્કરના મુડદાંઓ તેઓની રાહરસમની રૂએ બાલી ઠેકાણે પાડવાનો બચેલાં ચીનાઇ લશકરને હોકમ કરયા પછે જેવો શાહજાદો સાપુર કીલ્લાના દરવાજા પાસ

ચાલી જાય છે, તેટલાં તે સામે જંગી પોશાગમાં એક પીરમર્દ જેના ચેહરા ઉપર પાદશાહી તેજ ને રોબ ધીકતો હતો અને જેની ચશ્મોમાંથી દુશ્મનોના કતલ થયલાં લશ્કર ઉપર આતશનો શોહોલો આફત ફેંકતો હતો, તે આવી જીતની મુબારકબાદી નવાજવા લાગો. શાહજાદો સાપુર આ જંગી પીરમર્દ જે કોઇ નહીં પણ ઇરાનનો દસ્તુરાન દસ્તુર દાદ હતો તેને પીછાણી શકયો નહીં. દસ્તુરને છેલો શાહજાદાએ જોયો તેને આજ લગભગ વીસ વર્ષનો એક જમાનો ગુજર્યો હતો; અને દસ્તુરને જ્યારે જોયલો ત્યારે તે નવ-જવાનીથી તુર્તનો ઉતરેલો હોવો જોઇએ, તે આજ તો ૯૦ વર્ષની ઉમરે પુગ્યા જેવી જૈફીના દેખાવમાં આવી ગયલો હતો; તેથી શાહજાદો બીલકુલ પીછાણી શકયો નહીં. દસ્તુરાન દસ્તુર દાદ પણ શાહજાદાને પીછાણવામાં એટલો શીતાબીથી ફાવતે નહીં પણ તે નામદારને તો આ જંગમાં કોઇ પણ મદદમાં પેહેલો પોતાના લશકર સાથ આવી લાગે તો એક શાહજાદો સાપુરજ હોય, તો પછે તે નામદાર બેધરક શાહજાદાનું નામ દઇ તેને આ જીતની મુબારકબાદી નવાજે તો તેમાં દસ્તુર દાદની નેમ ચોકસ ઉતર્યા વગર રહે નહીં. દસ્તુરાન દસ્તુર દાદે શાહજાદા સાપુરને તેને લાયક મોહબત ને ઇજતથી આવકાર દીધો ને પછે હસ્તા ચેહેરે બોલ્યો 'શું શાહજાદો સાપુર પોતાના એક આગેવાન દસ્તુર દાદને પીછાણવાને ગફલતી કરે એવું બને?'

---

## બાબ ૪૨ મો.

**[શાહજાદો શાપુર દસ્તુરાનદસ્તુર દાદને બેસુમાર મોહબતથી ઓજરખવાઇ કરે છે. શાહજાદા ફીરોજ સંબંધી ગુફતેગુ.]**

"રહે તો ના રહે, ના રહે તો રહે, સીનામાં સમશેર છુપૈ છે,
કહે તો ના કહે, ના કહે તો કહે, કમરમાં કટાર સમૈ છે.
એક હતી અનેક થૈ, અનેક હતી એક થૈ, જીતમાં હાર રમૈ છે,
સહે તો ના સહે, ના સહે તો રહે, ચશ્મ ખુનખાર ભમૈ છે."

દસ્તુરાનદસ્તુર દાદને શાહજાદો સાપુર સાંભલતાંજ આરખી રાતની ખેંચેલી જેહમતની થાક ને જંગના મેદાનમાં કપાઇ ગયલાં લશકરની અફશોશ ભુલી જઇ ફરીને ઇરાની દલેરી ને જવાનીમાં આવ્યો હોય તે મીશાલે પોતાના અશ્વ ઉપરથી કુદી પડ્યો. તે નામદારે એક દીલોજાની ભરેલી બગલગીરી દસ્તુરાનદસ્તુર દાદને કરી. પછે ઘણીજ મીમ્નતગુજારીથી બોલ્યો:

"નામદારોના દીલ ફીદા થાય એવી નામદારીના બજાવનાર દસ્તુરાનદસ્તુર દાદને જોતાં આજ હું નવેસરથી મ્હારી સાસાન્યાન શાહાનશાહાતમાં અમનો ચમનથી એશ આરામ ને જાવોજલાલીમાં મસ્ત હોઉં એવો મને ખુશબખ્તીનો જુસ્સો ઉપજ્યો છે. એ નામદાર, હું ચાહું છું હાલની જંગ દરમ્યાન આપણા તમામ સામતાં જોર ને જોસથી સામેલ થવું ને લડવું ને દીનદુશ્મનોના સર ઉડારવાની સરફરાજી મેલવવી જોઇએ. હું ચાહું છું કે જીવતા રહી વતનને આપએખત્યાર કરવું ને મેલવવું, નહીં તો મેદાનમાં લડી મરી તે ગુમાવવું, એ આપણી બાજી રચાવી જોઇએ. આપણી નામદાર શાહજાદીને કોઇ ન્યારાજ મુલક ને હાકમની પાસબાનીમાં રવાના કરવી, કે જ્યાં આપણા દીનદુશ્મનોનો દોર આપણી હેયાતી બાદ તુફાન પુકીને આપણી કયાંની ઓલાદની આખેરી લાવવાને ફાવે નહીં. તેવા કોઇ દુરદરાજ મુલકમાં મોકલવી યા તો તેવાં કોઇ જેહાનના વેરાન ભાગને હાથ કરી લઇ ત્યાં નવી પાદશાહાત આરાસ્તા કરવી અને આપણા બાકી ઇરાની ટોલાંને ત્યાં આશાયસે પોતાના મહજબ, વફાદારી ને આપએખત્યારીમાં તેજ રાખવા. આજની આ જંગના અંજામથી મને એવો હીસાબ નજર આવે છે કે આપણી જીત એજ આપણી આખરી આવવાનો પાયો છે. આ મ્હારૂં ચીનાઇ લશ્કર દસ હજાર જંગી ને શીપાહાઓનું બનેલું જીત પામ્યા છતાં કયા ફેજમાં બેજાન પડયું છે, તે નેગાહ કર એ નામદાર દસ્તુર. ગઇ કાલે આ વખ્તે તો એ મ્હારા જંગી લશ્કર સાથ હું ઉગતરાહે ને ખાંગી જમીન ઉપર શીતાબ ચાલથી કુચ કરતો જ્યાંલગી પવન મીશાલે આવી લાગો અને દુશ્મનના મેદાનમાં મ્હારો જુન્દો ઉડયાને ફક્ત ચાર કે પાંચ કલાક હજી પુરા થયા નહીં તેટલાં તે તમામ પીલતનો કયાં છે? અને આ જંગલના ભટકનારા આરબો આપણી ઇરાની અસકયામતના માલક થઇ એટલા છકી ગયા છે કે તેવોજ લુમકો પામવા જંગના મેદાનમાં ગોયા ગોસપંદો મીસાલે રેહસાવામાંજ મરદાનગી ને દીનની ઉકમાઇ સમજે છે, તેવા જંગલી હજારો હજાર હેવાન મીશાલની સમજ ને શક્તીના જ્યારે જંગમાં દીન આસ્કારા કરવાના જહનુને ઉલટી પડશે, ત્યારે આપણી તારાજ કોમની શું તાકત કે એ અબલીસ સાનીના દીનદુશ્મનોના મેદાનમાં ઉભા રહે? એ નામદારોના નામદાર, મ્હારી સમશેર, મ્હારા દસ્તની છેલ્લી હીલતી ને ચાલતી નસના ધપકારા લગી દીન દુશ્મનોના મેદાનમાં પોતાનું આબ અંકાવી ઇરાની નામ પંકાવશે પણ એથી કાંઇ તારાજ થયલું, ગાવયાની જુન્દો ગુમાવી રહેલું, શાહાનશાહાત ખોહી બેઠેલું, સમશેરના મારનારા લખો લખ જંગી ફોજની ધુલધાની કરી ચુકેલું ને જંગી કલાના પુર

હોશ્યાર ને હોશમંદ સપેહશાલારોના ખુન પી નામોશી પામેલું આપણું વતન ઇરાન મલતું નથી. મલે તોય તેની આગલી પાક સરજમીન નાપાકી ને બેવફાઇથી ને બદીથી ચીકાર થયલી ફરીને સાફ ને પાક થઇ શકતી નથી. નથી ફરીને અપવીત્ર થયલાં આતશખાનાઓને આગલી પવીત્રાઇ મલતી કે નથી ત્યાંનો રેજરેજ થઇ ગુમ થયલો આતશ ફરીને એજગબી રોશન થતો. આપણે આપણા શીહા શીતારાની ચાલે વંટોલ્યાના તુફાન મીસાલના ઉલટી આવેલા જંગલી દીનદુશ્મનોના ટોલેટોલાંથી એવા શીકસ્ત હાલ ને પાયમાલ થયા છીયે કે હવે એ હાલતમાં જંગ લડવી તે ગોયા આપણા જીવતા બદનને દીવાના બનાવી દઇને દીનદુશ્મનોની દયા ઉપર સોંફ્યાં બરાબર છે. જેઓનો આ એક અમલ 'દીન નહીં તો સમશેર' બેમાંથી એકને તાબે થાઓ. દસ્તુરાનદસ્તુર દાદ, મ્હારી એટલી અર્જ સાંભલીને આપણે તો જંગ કરી જે તે ઇરાનનો હીસાબ નકી કરશું. ઇરાનનો હીસાબ તો આપણા છેલા બદબખ્ત શાહાનશાહ યજદેજર્દના નેહસ એકબાલે નકી કરી નાખ્યો છે, પણ બીજો એક વધુ પાસો ફેંકીને આપણી ઉમેદના આશ્માનતાઇ ઉઠેલા મરદાંનગી ભર્યા જુસ્સામાં ઉછલવું ને જીતવું યા મરવું; મગર શાહજાદી ગુલશીરીનાને તો બચાવી લઇ લેવી જોઇએ. એ નામદાર શાહાનશાહી દરખતની શાખ અગર કોઇ બેદેહશત સરજમીન ઉપર છુપી કાયમ રહે ને એ નામદારની ઓલાદથી આપણી ઇરાની બુન્યાદનો પીગલીને ગલી જતો સીકકો હૈયાત રહે તો કોઇ જમાને નવો ફીરેદુન કે નવો અરદેશર પોતાના રોશન એકબાલે એ જુલમગાર આરબસ્તાનીઓના દસ્તથી ઇરાનને છોડવી આપણી દીન નવેસરથી તાજી કરે તેમાં કાંઇ નવાઇ જાણવી નહીં. હું તો ચાહુંછું કે હાલની ઇરાનીઓની ઉમેદ તાજી કરનાર ને દીનદુશ્મનોને દસ્તથી વતનને છોડવનાર પેહેલા મોટા આગેવાન દસ્તુરાનદસ્તુર દાદે મ્હારા શખુનો ઉપર બરાબર મગજ કસવું જોઇએ."

દસ્તુર દાદે શાહજાદા સાપુરની આ તમામ જીકર ચાલુ રહી તે ઘણા ધ્યાણથી સાંભલી હતી. શાહજાદા સાપુરની દુરઅંદેશી ઉપરથી તે નામદાર દસ્તુરે બીજો એક નવો સાર ખેંચ્યો. આ સાર, જંગની બીન ચોકેસ હાલતમાં શાહજાદી જંગ મેદાનોની નજદીકીમાં રેહવી જોઇએ નહી. શાહજાદાની તમામ જીકરી ને ખ્યાલમાંથી આ નવો વીચાર ચોકસ નકી થયો કે હાલની જંગ તો જબરી ચાલુ થઇ છે. દીનદુશ્મનો બે પાંચ જબરી હારથી કાંઇ ઇરાનનો પીછો છોડે તેવા નથીજ. જંગના મેદાનમાં જાન આપવાની તો કાંઇપણ બીસાત એ જંગલી નવા નીકલી આવેલા જહનુની આરબસ્તાનીઓમ ગણાતી નથી. તેવા જહનુની ને જંગલી, જેઓ પોતાની દીન ખાતર ગમે

એવી આફતમાં પણ હોમાવાને ડરનારા નહી તેઓ દસની જગોએ સો વખ્ત શીકસ્ત પામે તો પણ તાજાંને તાજાં ટોલે ટોલાં નીકલી આવી જંગના મેદાનને પલ પણ નરમ પડવા દેનારા નથી. આ વીચારમાં દસ્તુરાન દસ્તુર દાદ કલાકના કલાક કોઇ ચોકસ ગણત્રી હાથ લાગ્યા તલગ ગરક ગયો હતે: પણ શાહજાદો સાપુર હાજર હોયાથી તે સાથ ગુફતેગુ કરવી જોઇએ અને તે નામદારે જે ઘણીજ આજુજીથી પોતાની મસલહત ને ફીકર સંભલાવીને તે ઉપર અમલ થવાની ઉમેદ જણાવી, તેનો જવાબ તો આપવો જોઇએ. દસ્તુરાન દસ્તુર દાદે પોતાના મનમાં શાહજાદી ગુલશીરીના ખાતર ઉપજેલો ખ્યાલ એક બાજુ રાખી શાહાજાદાને કહ્યું:—

"ઓ શાહજાદા સાપુર, તમામ તમારી ફીકર મગજમાં લેવાજોગ છે; પણ જેટલી દેહસતમાં તમો નામદાર હાલ ગરક ગયાછો ને આપણો નામદાર શાહજાદીની સલામતીના ઇલાજ લેવાને શીતાબી ભરેલા થયાછો, તેમાનો હું સોમો હીસ્સો પણ દીનદુશ્મનોની દેહસત જોઇ શકતો નથી. શાહજાદી ગુલશીરીના એવી ઇરાની ઓલાદની સાખા નથી કે તે આપણા જેવા તેના જાનના સમાલનારાઓની મસલહત માફક કદમ ભરે. તે નામદાર શાહજાદી પોતે હાલલગી તો નરમ મીજાજ ને આરામ ભરેલા ખ્યાલમાં હતી પણ જે વખ્તથી શાહજાદા ફીરોજે, તે જંગીઓનું લોહી ધરાવનાર સાસાન્યાન શાહાજાદીના દીલમાં દીન ને પાદશાહાત પાયામાલ કરીને પણ પોતાનો ખ્યાલ અમલમાં લાવવાનો દમ ભરાવ્યો તે વખ્તથી તે નામદારનાં નાજુખ દીલમાં દીલાવરીનો જુસ્સો દાખલ થયો છે. તે પોતે લગભગ ત્રણ હજાર નવજવાન કુમારી નાજનીનોનું લશકર ધરાવેછે. તે તમામ ઇરાનના અમીર ઉમરાવ ને પાદશાહી તુખ્મની ધરાવનાર બાનુંઓ તીરનદાજી હુન્નરમાં એવી હોસ્યાર ને ચાલાક છે કે તે તમામ જંગી નાંજનીનો પોતાના તીરે ઉડતાં હોકાબોને વીંધી નાખી જમીનદોસ્ત કરે છે. તેવા જંગી નાંજનીન લશ્કર સાથ શાહજાદી પોતે દીનદુશ્મનોના જંગી મેદાનમાં છેલ્લી ઉતરીને એક મરદાનગીનો એવા સપાટો ખેલવાનો ઇરાદો પણ ધરાવે છે કે જેહાન ઉપરથી તારાજ થઇ ભુસાઇ જતી ઇરાનની શાહાનશાહાજાદી છેલ્લી પલ પોતાને તારાજ કરનાર દીનદુશ્મનોના દીલ ને દલેરી દરમ્યાન એવી ખુનખાર મચે કે બેવફા થયલો જમાનો પણ શરમનો મારયો શીહા શીકલનો થઇ જાય. શાહજાદા ફીરોજે, તે બાનુંઓની બાનું શાહાજાદી ગુલશીરીનાની હજુર પોતાની ફીશ્યારી ને દલેરીનું એવું તો નાસજાવર ખ્યાન કરયું અને દીનદારોના મોત પછે તેઓના રૂવાનાને એવી બદ જબાન ચલાવી કે જો તે મ્હારા ન્યાગાનોનું લોહી પોતાના તનમાં ધરાવતો હતે નહીં, તો

હું મારી સમશેરના એકજ સપાટાથી તેની ગરદન ઉપરના ઠરેલા સરને જમીન ઉપર ગગરતું કરતે. મેં આપણાં નામદાર ન્યાગાનોના રૂવાનોને શેરખરૂ રાખ્યાં અને તેને લાયક ઇજ્જત આબરૂથી દસ્તુર બેહરામને મદારત કરવા કહીને નજરકેદ મોકલ્યો; પણ તે ઇરાની તોખ્મ દરમ્યાન વખણાયલા પાદશાહી તોખ્મની નામદાર સાખાના શરીરમાં સેતાનનો વાસો થયો હતો, અને તેના મગજમાંથી યજદાંનો ડર નીકલી ગયો હતો. તેણે પોતાની દીનદારીને દુબાડી હતી. તેની ઇરાનની મોહબતનો સોહલો હોલવાઇ ગયો હતો. તેની જબાન ઉપરનો જવાંમરદી ને રાસ્તીના શખુનોનો જમાનો નાબુદ થયો હતો. તેણે ઇરાનની હીમાયત કરવામાં પોતાનો નીચ હવસ હરોલમાં મેલ્યો હતો. તે હવસ ઉપર તેણે પોતાની તમામ મદારત બાંધી હતી. શાહજાદી ગુલશીરીનાના કદમની ખાક મેલવવાને પણ તે નાલાયક, એવા હારેમન બનેલા ઇરાનીએ ભોલા દસ્તુર બેહરામની નરમ દોરીની સત્તાનો લાભ લઇ મ્હારી છાવણીના છુપી રાહના સંગ ઉપર કદમ પડતાં તે માહે ઉતરી ગયો, તે જ્યાં છે ત્યાં આરબો સાથ મલી ગયો છેજ. તે બેદીન થયલા શખ્સે આ બીકટ રાહ દરમ્યાનનો કીલ્લો ને આદરબીજાનના શેહેરનો પુરાનો ભાગ, જ્યાં આપણા જેહાન જીતનારા શાહાનશાહોના મેહેલો ને ચમનો ને આતશખાના તેથી વાકેફ કર્યા હોય એવો મ્હારો મજબુત શક છે. શક કહેવામાં હું મ્હારી દાનેશની મજાક કરતો હોઉં એવું લાગે છે. બેશક તે ઇરાની દીન મેલી ઇસ્લામી દીન એખત્યાર કરનાર બેવફા ઇરાનીથીજ હાલની આપણી જંજાલનો વધારો થયો છે. તે જો પોતાની બેમરૂવતાઇમાં હદ બાહેર ગયો તો પછે બબખબામીમાં બાતેન રાહ દરમ્યાનથી આરબ લશકરને કુચ કરાવી તે ક્યાની પાયતખ્તની પાયમાલી કરાવે એ બનવા જોગ શાબુત બનાવ જણાય છે. શાહજાદા સાપુર, મ્હારા હોકમને તમો કબુલ રાખો તો રીતાબ હું દેખાડું તે રાહે ઇરાનની સરહદ ઉપર નીકલી જાવો અને તે બેદીન શાહજાદાને તમારી આગલી મોહબત ને ખેશીથી પોતાના વતનની પાયમાલી કરવાની શીહાઇમાં ગરક થઇ આખરે મરગરજેહાન દોજખમાં પડીને ક્યામત લગીનો અજાબ ભોગવવામાંથી બચાવો. તમામ બીજી તદબીર ને જીકર પહેલાં આ કદમ પેંચવાની શીતાબી થવી જોઇએ. તમારા બાકી ચીનાઇ લશ્કરને સહીસલામત તેને વતન રવાના કરો. મેં ચીનના શાહાનશાહને તેની મોકલેલી મદદનું હેશાન માનનારો રૂકો લખ્યો છે, તે એ લશકર સાથ રવાના કરવાથી આપણી ફરજ અદા થઇ જાણવી. તમો પોતે પણ આ જંગ ને તેના તમામ બયાનનું એક નામું લખી હેશાન માની લેવો. શાહજાદા સાપુર, તમારી સાથનું ચીનાઇ લશકર

લ્યાં આવ્યું તેવો લડાઇ બંધ પાડવાનો વાવટો ઉડારી છાવણી નાખી પડયુ હતે તો જે દીનદુશ્મનોનું લશ્કર જંગના મેદાનમાં પોતાની બેફામીથી અને કાચા રાહબરો ને જાસુસોથી પાયામાલ થયું, તેનો થોડોક ભાગ સલામત રહ્યાથી ખુરશેદ તલુ થયા પછે પોતે ક્યા સાધણે શીકસ્ત પામ્યા, તે જાણીને એવા શરમીન્દા થતે કે તે શરમ તે આરબોને પોતાની તમામ જીંદગાની તલગ ઘણો અચ્છો સબક શીખવતે. પણ તે નામદારી આસ્કારા થવાનો હીંગામ રહ્યો નહી. તમો નામદારે આવતાંજ ચાલુ જંગમાં લશકરને હોમાવ્યું તો ખેર, પણ જંગ ચાલુ કર્યા આગળ થાકેલાં લશ્કરને આશાયસની જરૂર વીચારી હતે તો તેથી પણુ જુદોજ ફેજ નીપજી આવતે. હવે બની તેનો અફશોશ કેવો? બનનારને અટકાવવાના ઉપાય લેવાને ધીલ થાય તેનો અફશોશ ઘટતો છે. નામદાર શાહજાદા, કેમ ફીરોજ સંબંધી મ્હારા હોકમને અમલમાં મેળવાની ઉલટ પકડશો?"

શાહજાદા સાપુરે દસ્તુરાનદસ્તુર દાદના ચલાવેલા ખ્યાલના બયાન ઉપર ખુબ ગોર કરયો. તે નામદાર જેમજેમ પુખ્ત વીચાર કરતો ચાલ્યો તેમ તેમ શાહજાદો ફીરોજ ખુદ પોતાની ચલાવેલી જબાન માફક કામ લે તેવો તેને સમજી શકયો નહીં. તે બોલ્યો:—

"દસ્તુરાનદસ્તુર દાદ, તમો નામદાર તે શાહજાદા ફીરોજ માટે મોટી છકર ખાવા જેવા ખ્યાલમાં ગરક ગયા છો. જેના તનબદનમાં ખરા ઇરાની પાદશાહી લોહીના વેહવા સાથ પોતાની ખાલેશ રાહ ખાતર તે છેલ્લી જંગો દરમ્યાન પોતાના જાનની પરવા વગર એવો તો દેલાવરીથી લડયો છે, અને એવી તો દીનદુશ્મનોના મેદાનમાં દીવસોના દીવસો દેહસત પાંહરી શકયો છે કે તેની સમશેરના ગાહ ખાઇ જખમી થયલા ફરી સાજા થયા છે, પણ જે નાતવાનીમાં એકવાર તે જંગી તનબદનો લહરી પડ્યાં તે પાછાં જોરાવર તો થતાં રહ્યાં પણ એક પીછ વટીક પકડીને જંગમાં ધસવાને બેનશીબ રહ્યા છે. શાહે ફીરમાનના નશીબા ઉપર અદેખાઇ પકડી તેણે પોતાના ખ્યાલનો કાબુ મેળી દીધો હોય અને પોતાના ખરા હક ઉપર બીજાને ઓસ્તવાર જોઇને તેના દીલમાં ઇરાનીની રાસ્તી ને જોસ ઉપર લડાયક ખ્યાલ ઉપજયો હોય, તેને વધારે તેજ કરવા ને દેહસતની શીકલમાં મેળી દેવા સારૂ તે નામદાર શાહજાદી ગુલશીરીનાની ખુબસુરતી ને કુમક મેળવવામાં દીવાનો બની ગયો હોય, ત્યારે પોતાના મગજની મસ્તાનીના દેવને જગાડ્યા જેવા જફાકાર સખુનો બોલી દીધા હોય એ બનવા જોગ છે. પણ તે જેમ બોલ્યો છે તેમ અમલ કરવાને શું ખાબમાં પણ ખ્યાલ કરશે? ઓ નામદારીના મેળવનારા દસ્તુરાનદસ્તુર, એ વીચાર સાથ હું કોઇ કાલે

પણ એક મળતો થનાર નથી અને ઇરાનીના ખાલેશ ખમીરને ખુવાર મેળવ્યા જેટલી બેહોરમતીમાં મેળવાની તો જીનહાર હીંમત કરનાર નથી. હા. હું તમો નામદારના હોકમને અમલમાં લાવું પણ તે જુદીજ રવેસથી. હું તેને મલુ, તેના મનને વાંચુ ને પછે તેની ભુલનો એકરાર કરાવી સાબેત કદમ ઉપર ચલાઊં. શાહજાદો ફીરોજ જેવો જંગી તેવો હાતમ દીલનો સાસાન્યાન શાહજાદો છે. હા; તેને ઇરાનના સંગીન પાયાની દીનને નામે ને કામે ખુવારી કરનાર ઠગારા અથોરનાનો ઉપર બેસુમાર કોફ છે; પણ તેથી તે પોતાની જરથોસ્તી દીન ઉપર ઓસ્તવાર રેહનાર નથી, એ ખ્યાલ લાવનારો તેના ગુનાહનો બોજો પોતાને સર લેવા જેવું નાલાયક કામ બજાવે છે, પણ હું હાલ તો તમો નામદારના હોકમમાંનો ઉમદા ભાગ બજાવવાનું દરૂસ્ત જોઊં છું."

દસ્તુર દાદ શાહજાદા સાપુરને સાંભલતાં ને તેના મગજની દાનેશમંદી તપાસતાં તે નામદારની દુરઅંદેશીમાં ઘણી મુસ્તકીમી પામ્યો. શાહજાદો ફીરોજ, ગમે એવી જબુન જબાન દરમ્યાન ફરયો હોય પણ તેટલો બેદીન ને બેયકીન થઇને દીનદુસ્મનોના દસ્તમાં પોતાની કોમની ખુવારી કરવા જેટલો આગલ વધી જાય, તે માટે વેહેમ પડ્યો. દસ્તુરાન દસ્તુરના વીચાર ફેરફાર કરવામાં શાહજાદો સાપુર ફાવ્યો, પણ ત્યારે જુના આદરબીજાનની રાહ ક્યા દીનથી બાતલ થયલા ને યકીનથી નેહેસ થયલા ઇરાનીએ દેખાડી હશે? જે મોટી મોટી જંગો લડીને આરબોના લસ્કર ને સરદારો તમામ ઇરાનની પાયમાલીનો પાયો નાખી શકયા, તે તમામ વખ્ત, ઇરાનનો જે ભાગ નીરાલો રહ્યો અને જે તેની રાહનો પત્તો મેલવી શકયા નહીં, તે આજ ક્યા કીનાખોર ને વતનવેરીની રાહબરીએ પામ્યા? એ ખ્યાલમાં કઇ જમાના ગુજારનારા દસ્તુરાન દસ્તુરનું મગજ ફરવા લાગ્યું. કોહેસ્તુમના પુરાના કીલ્લા ઉપર હાલ આરબસ્તાની ફોજને કયો જાસુસ લાવવાની બાતમી મેલવી શકયો, એ ખ્યાલની સેતરંજ ઉપર દસ્તુરાન દસ્તુર દાદ જેવાની દાનેશની શીફતે કોઇ આબાદ નેમસરનું પ્યાદુ પેજી શકાયું નહી. તે આ મગજને શીકસ્ત દેનારા સવાલમાં બીલકુલ ગુંચવઇ ગયો. જ્યારે તે નામદારે શાહજાદા સાપુરને જોયો નહી અને મુડદાંઓની સલગેલી મસાનથી આસ્માન ઉપરના પુર તેજ થયલા ખુરશીદની રોશની ઉપર શીહા ગુછાદાર ધુંઆની આફત પુકાવાથી તે ખાહી આસપાસનું ખુનખાર મેદાન માહેતમ પોકારવા લાગ્યું, ત્યારે દસ્તુરાન દસ્તુરદાદ ત્યાંથી કીલ્લાના બોરજ ઉપર ચઢીને પોતાની છાવણી દરમ્યાનની ગુપ્ત રાહમાં ગસ્યો.

---

# બાબ ૪૩ મો.

**[દસ્તુરાન દસ્તુરદાદની દરબારમાં જખમી થયલો ખોરમનો શાહજાદો. દસ્તુર જામાસ્પે મદાયુનમાં આરબ લશકરને ઘેરી શીકસ્ત આપ્યાનો પેગામ. સરદાર જબીરનું મોત.]**

ગુલશીરીના નામે ઢુંડીછ જંગ, ધરી ઉમેદ કુલ ભારી;
ઇરાન તર્ફ પુર રાસ્તી છે, કરશે જરથુસ્ત મદદગારી;
ઇરાનમાં જંગ જીતી સુતેલા તુરની ગાજશે નામદારી;
કમજોર ઇરાન તનમાં ચમકશે જંગની આતશી ચીંગારી;
ઇરાની મેદાનમાં ઘુમશે, મસ વંટોલ્યો તુફાનદારી;
દીલાવરીમાં દમ ઉછાલશે, ઇરાનની સપેહશાલારી.

દસ્તુરાન દસ્તુર દાદ કોહેસ્તુમના કીલ્લાથી જેવો પોતાની છાવણીના દીવાનખાનામાં આવી લાગો કે તે ત્યાં મલેલી દાનાવ દસ્તુરોની ઠઠને જોઇ પોતાની બેઠક ઉપર બેઠો. ત્યાં જંગનું તમામ બયાન કર્યું. ચીનાઇ લશકરની ખુવારી સાંભળી ત્યાં મલેલાં તમામ દાનાવોના દીલ ગમગીન થઇ ગયાં. દસ્તુરાન દસ્તુર દાદે ગંભીરાઇથી જબાન ચલાવી :

'મને અગર એવીજ ખબર હતે કે ચીનાઇ લશકરની મદદ ફકત ત્રણ ચાર સાઅતમાં તે મદદગાર ફોજનાં મેદાન માંહે મુડદાં પાડતે; તો હું ગમે એવા જોખમે પણ તે અબલીસોની ફોજ સામે નહીં થવાનો હોકમ મોકલતે. શાહજાદો સાપુર આ ઐણુ વખ્ત આવી લાગશે, તેટલી પણ મેં વકી રાખી હતી નહીં. મ્હારી વકી તો ખોરમના લશકર ને તેના સરદાર શાહજાદાની હતી. તે નામદારને મ્હારો હોકમ તો મલવો જોઇએજ અને મલેલા હોકમ ઉપર અમલ કરતો શીતાબીથી કુચ કરી આવવો જોઇએ; મગર તેની રાહમાં કાંઇ ખલલ પડી છે. જ્યાં છે ત્યાં તે અને મદાયુન જતાં આરબ લશ્કર વચે જંગ મચી હોય એમ પણ ખ્યાલ આબાદ આવે છે, કે તે આરબ લશકરની કુચ આપણે ભલતી ધારી હોય પણ તેઓના કોઇ છુપા જાસુસથી ખોરમના શાહજાદાના લશકરની કુચ ને તેની રાહનો ભેદ મલ્યાથીજ કેમ ના નેમસર થઇ હોય? મેં દસ્તુર જામાસ્પને મોકલ્યાથી ખોરમનો શાહજાદો પુરી શીકસ્ત પામવાની નામોશીમાંથી બચ્યો છે, અને ઓર પણ દીન દુશ્મનોના લશકરને ઘેરી યા તો જીવપર લાવીને જંગમાં ગીર્ફતાર કર્યું હોય તો તે બને તેમ છે. ખોરમનો શાહજાદો, જંગની કુનેહમાં ઘણો બાહોશ છે; અને તેનું લશકર જો કે ન્હાનું ને

નામની સંખ્યાનું છે પણ તે એટલાંજ લશકરથી તે કરતાં ચાર ઘણી જાદા સંખ્યાના લશકરને તો લડાઇગાહમાં રગડીજ નાખે, અને એવી તો તારીફ લાયક ફતેહ મેલવે કે તે નામદારને સાબાસી મલ્યા વના રહે નહીં. મ્હારા નામદાર મદદગારો, મને એવો આ હીંગામ નજર આવેછે કે જે વખત જાયછે તે અરસામાં આપણને ખોરમના શાહજાદા કે દસ્તુર જામાસ્પ તર્ફના સમાચાર મલવા જોઇએ.'

આ અગમચેતી થયાને હજી એક પલ પુરી ગુજરી નથી, તેટલાંજ દરબારમાં એક ઇરાની જાસુસે દાખલ થતાં સર જમીન ઉપર મેલ્યું અને રૂકો ધર્યો. પછે દુવાના રાબેતોના શખ્સનો બોલતાં આ મુખ પેગામ કહ્યો: "નામદારોના નામદાર જનાબ દસ્તુર જામાસ્પે મદાયુનની જંગના અહેવાલનો રૂકો રવાના કરયો છે; અને ખોરમનો શાહજાદો જખમી થયલો પોતાના જંગી લશકર સાથ કુચ કરતો આ મેદાનમાં દાખલ થયોછે. તે નામદાર ૭ ઘોડાની પાદશાહી ગાડીમાં સુતો છે અને તેના સરદારો તે ચલાવે છે. તે નામદારને મદાયુનના મેદાનમાં જબીરના લશકર સાથ જંગ થઇ છે. જીત તો તારીફ લાયક મેળવીછે, પણ જબીરની સમશેરના જરએ તેની ઢાલના ટુકડા કરીને ખભાં ઉપર જખ્મ થયો છે. એ કારી જખ્મથી તે ઘણો બેચેન છે પણ તમો નામદારના હોકમનો અમલ કરવા ખાતર તે શાહજાદો આ જખ્મી હાલતમાં પોતાના લશ્કર સાથ શીતાબ કુચ કરતો આવ્યો છે."

દસ્તુરાનદસ્તુર દાદે પોતાના ચાલાક ઇરાની જાશુસથી મુખપેગામ સાંભળતાંજ સીતાબ પોતાની મીજલસના તમામ દાનાવ દસ્તુર દીલાવરો તે શાહજાદાને ઇસતકબાલ લેવા મોકલ્યા. જ્યારે શાહજાદાની જંગી ગાડી છાવણીના મુખ આગળ આવી લાગી ત્યારે તેને લાયક આવકાર દેવામાં કસી કસુર રાખી નહી. જ્યારે શાહજાદાને દીવાનખાનામાં લઇ જઇ એક મખમલની ચીનાઇ લેટવા લાયક મસનદ ઉપર બેસાડયો, ત્યારે શીતાબ દસ્તુરાનદસ્તુરના હોકમથી કીરમાની હકીમે તેના જખ્મ ઉપર મલમપટો કરયો અને તેને આરામ થનાર દવાની જામ નોશ કરાવી. લશ્કરને કોહેસ્તુમના કીલ્લામાં જઇ મેદાનમાં છાવણી નાખી પડવાનો હોકમ થયો.

શાહજાદાના દીલને આરામ ને જખ્મને રૂજ આવી ત્યાંલગી તે મોટાં મેદાનની મોટી છાવણીના એક આરાસ્તા દીવાનખાનામાં રાખ્યામાં આવ્યો. ત્યાં તેને તનદોરસ્ત થયાં લગી રહેવાનો હોકમ હતો.

પછે પેલો દસ્તુર જામાસ્પનો પેગામ ખોલ્યો. તે ભર દરબારમાં વંચાયો. તે પેગામમાં આ હેવાલ લખ્યો હતો:

'નામદારોના નામદાર દાદના હોકમ મુઆફેક હું મ્હારાં જંગી આ-થોરનાન લશ્કર સાથ મદાયુન તર્ફે કુચ કરી જતાં આરબ ફોજ પાછળ પડયો. ત્યારે મ્હારા મનમાં આ પક્કો મનસુબો હતો કે હું દુશ્મનોની નજર ચુકાવી મદાયુનમાં દાખલ થઇને તે તમામ ફોજને શેહેર બાહેર અટકાવી રાખશ. મગર મ્હારા ઇરાદા ઉપર યજદાનને હરખત ફેંકવામાં કાંઇ ભેદ હશે, તેથી જેવો હું આરબ લશ્કરની નેગાહથી છટકવાનો દાવ રચુ છું તેટલાં મને ખોરમનો પાદશાહી જુન્દો આસ્માનતાઇ પોતાનું સર લગાડતો જણાયો. તે જુન્દાની નીશાને મ્હારા દીલમાં શીતાબ દીનદુશ્મનોની બાજીનો આબાદ ખ્યાલ ઉપજાવ્યો. આગળ જે માફક દીનદુશ્મનોની ફોજને ભલ-તીજ મદાયુન તર્ફે કુચ કરવાની મ્હારી નેમ ખેંચાઇ, તે કરતાં હાલ જુ-દીજ બાજીનો હીસાબ જણાયો. પેલા પક્કા ખલીફ ઓમરને તો પોતાના કોઇ જબરા ભેદુ જાશુસથી ખોરમના શાહજાદાની કુચની ખબર પડેલી, તે ત્યાંલગી મકમ પાયા ઉપર પડવી જોઇએ, કે ખુરમનો શાહજાદો કોહે-સ્તુમના કીલ્લા દરમ્યાનના ઇરાની લશ્કરની મદદે જાય છે, જે મદદથી ત્યાં કુચ કરી ગયલું આરબ લશ્કર પોતાની મકશદ મેળવવામાં ફાવવું મુશ્કેલ. એ દુરઅંદેશીથી ઓમરે મદાયુન ઉપર લશ્કર મોકલ્યું કે ખોરમના લશ્કરની રાહ બાંધે અને તેને ત્યાં અટકાવી રાખે. અગર જંગ કરે તો તે સામે પોતાની સમશેર ખેંચે. જેમ દુરઅંદેશીથી બાજી રચાઇ હતી, તેમજ લગોલગ બાજી ઉતરી. આરબ લશકર મદાયુનની સરહદમાં આવી પોંહોંચ્યું ને ખોરમના શાહજાદાનું જંગી લશકર પણ કુચ કરતું આવી લાગું. બન્ને એક બીજાને દેખતાંજ જંગની તૈયારીમાં પડયું. એક પલનો વીશામો લીધા વગર ખોરમના શાહજાદાએ તો પોતાના તીરનદાજ લશ્કરની ટુકડીને તીરનો વર્ષાદ વર્ષાવ-વાને હોકમ કર્યો, તેનો સબબ હોવો જોઇએ. શાહજાદો સરદારી ચલાવ વામાં આપણા જમાનાનો એકો જંગી લડાયક છે, તે નામદારના હોકમ પ્રમાણે તીરનદાજ લશ્કરે તીરનો મારો ચલાવ્યાની હદજ કરી. જબરા આરબ સ્વારો તે તીરના મારાથી એવા પોતાની બાજુથી જખ્મી ને લાઇલાજ થઇ જમીનદોસ્ત થતા કે તેઓનાજ તેજી ઘોડા તેઓના તન ઉપર ઉલટાઇ પડી કચડી નાખી મુડદાં કરતા હતા. આ જંગનો શીતમ તે આરબ લશકરના જંગી સરદાર જબીરથી દેખી શકાયો નહી. તે સમશેર સાથ પોતાના તેજી અસ્પ ઉપર યાહુમ ખોરમના પાદશાહી લશકરમાં ધસ્યો. તે વખ્તની તે સરદારની મરદાનગી ને જંગી શમશેરની સીફત જોઇને હું તો હેરતજ થયો. તે સરદારે પલકારા વચે ખોરમના જંગી સ્વારોની એક આખી ટુકડીને કતલ કરી નાખી. અને જ્યાં શાહજાદો લડાઇ ચલાવ્યાના હોકમ

કરતો હતો ત્યાં તે સામે જઇ એક એવો બુલંદ પોકાર માર્યો, કે તે જંગી નરશેરની મીશાલના શાહજાદાની નેગાહમાં જેહાન શીહા થયા જેવો રંગ દીસવા લાગો. એ નામદારોના નામદાર, તે આરબને એવા જહનુનથી શીતાબી કરતી સમશેર સાથ જોતાં શાહજાદો ચોંકયો. તે પોતાના દુશ્મન હરીફની ઝડફથી હેરત થયો. તેણે શીતાબ પોતાનું સર પોતાની પોલાદની ઢાલમાં નમાવી છુપાવ્યું. તેટલાં તો જુબીરની સમશેરે તે ઢાલ ઉપર પોતાના જરબની અજાયબ ફતેહ મેલવી. ઢાલના ટુકડા થયા ને શાહજાદો ખભે જખ્મી થયો. જખ્મ જબરો લાગાથી અને તે જોર પણ આફતનાક હોયાથી તેને પોતાના ઘોડા સાથ જમીનદોસ્ત થવામાં કસી બાકી નહી, તેટલાં તેના રખેવાલ લશકરની ટુકડીએ તે આસપાસ ફરી વલી તેની ઉપર બીજો જખ્મ પડવામાંથી બચાવી લીધો. હવે ખરી જંગ સરૂ થઇ. ખોરમના લશકરના દરેક સીપાહના દીલમાં પોતાના શાહજાદાના જખ્મી થવાથી એવું જહનુન છુટું કે તે જહનુન પાસ આપણા દીનદુશ્મનોના જહનુન કુછ બીસાતમાં ગણાયાં નહી; ખોરમના લશ્કરને આ વખ્ત શીતાબ મદદની જરૂર થઇ પડી. જો કે તે ફોજ, મેદાનમાં એવી તો મકમપણે પોતાના હથ્યારની બાજી ખેલતું કે મુદઇઓએ પોતાની ઉમેદ મેલી. જ્યારે એટલી હદલગી દીનદુશ્મનો નાશીપાયશ થયા ત્યારે પછે તેઓએ જીવ ઉપર આવી લડાઇ કરવાથી કેવી સુલતાની જંગ મચે તેનો ખ્યાલ તમો નામદારે કરવો. હું પોતે તો જેવો ખોરમનો શાહજાદો આરબ સરદારની સમશેરનો જરબ ખાહી જખ્મી થયો તેવોજ શીતાબીથી તે નામદારની મદદે મ્હારો અસ્પ તેજ કરી જંગમાં ઉતર્યો હતો અને તે જંગી જબીરની જવાંમરદી ને ફતેહમંદ બાજી મેલવ્યા દરમ્યાન મ્હારી સમશેર ધુમી ને જે દસ્તે સમશેરથી ખોરમના શાહજાદાને જખ્મી કરી નાખ્યો તે ઉપર પડી, કે તે કોઇ જમાને પોતાની જગોએ હતો નહી એવો કપાઇ ઉડયો. બીજો એક સમશેરનો સપાટો વધુ થયો કે તે જહનુની દીનદુશ્મન આ જેહાનથી નાબુદ થયો.

પછે આરબ લશ્કર ઉપર ખોરમનું લશ્કર મદાયુન બાહેર ને ઇરાની લશ્કર મદાયુનમાં દાખલ થવાની રાહ તર્ફથી એવો ફતેહમંદ મારો ચલાવી શકયું કે આરબસ્તાની સરજમીન તેટલા આરબોને પેદા કરવાનો નશીબો પાંમી હતી નહીં, એવી તે અરબ લશ્કરની શીકસ્ત થઇ. મેં આપણા મદદગાર થયલા ખોરમના શાહાજાદાના જખ્મ ઉપર જેટલી બની તેટલી માવજત કરી અને મદાયુનમાં રાખવાને અર્જ ગુજારી, મગર તે નામદાર શાહજાદાએ તો તમો દસ્તુરાન દસ્તુરના મલેલા રૂકા માફક શીતાબ

આદરખીજાન ને કોહેસ્તુમ કુચ કરી જવાનો પોતાના લશ્કરને હોકમ આપ્યો અને મ્હારી કરેલી બરદાસ્ત કરતાં મેં જે ઐણુ વખ્તે તે નામદારની મદદે મ્હારી સમશેર ખેંચીને બેકીમતી મદદ આપી તે ખાતર બેહદ હેશાન માન્યું. ઇરાની જાસુસ મ્હારો રૂકો હજુર લાવ્યા સાથ ઘણી ખરી તે ખોરમના શાહજાદાની તમો નામદાર તર્ફે આવ્યાની વધાઇની ખુશબખ્તી પણુ જાહેર કરવાનું તાલે પામશે. ઓ નામદારોના નામદાર, એ નામદાર શાહજાદોના જખ્મની ઘણી માવજત કરવી જોઇએ. જખ્મ એવો થયો છે કે જો તે ઉપર અચ્છી દવા દારૂ ના થશે તો જંગના કામથી શાહજાદો નકામો થઇ પડશે.

'મદાયુનમાં આપણું જંગી લશકર હાલ જંગ જંજાલની થાક લેછે. ખોરમનું ને આપણું મલી લગભગ ત્રણ હજાર જંગી ને નવજવાન સીપાહોનું લશ્કર લડાઇના મેદાનમાં બેજાન થયું છે; દુશ્મનના લશ્કરની મોટી સંખ્યા જખ્મી થઇ આપણા દસ્તમાં ગીર્ફતાર થઇ છે. ચારથી પાંચ હજાર લગી બેજાન પડયું છે. મદાયુનમાં હું આપણા વેરાન મહેલમાં મકાન કરી રહ્યો છું. જ્યાં જે દીનસ્મનોએ આગ લગાડીને આપણા શાહાનશાહોના જેહાન રોનકમંદ મેહેલો ને મકાનો તારાજ કરયાંછે, દેખાવ જોતાં મ્હારા જીગરમાં એવો અફસોસ સલગ્યો છે કે મ્હારી તમામ જંગી ને તેજી હીલચાલ સુસ્ત મારી ગઇ છે. અરે જ્યાં હજારો પહેલવાનો, સરદારો, સીપાહો, સોદાગરો સાથ શાહાનશાહ પોતાના શાહાનશાહી રસાલા સાથ રેહેતો હતો. જ્યાં શાહજાદા ને શાહજાદીઓ પોતાના જુદા મદારત રીસાલા સાથ નવબહાર ચમનગાહમાં શેહેલ કરતાં હતાં. જ્યાં દોલત ને દમામમાં બેકીમતી ઝવેરાતોથી લેનદેન ચાલુ રેહતી હતી. જ્યાં જેહાનની ખુબસુરતીઓ ને પરીજાદીઓનોજ મકાન, ત્યાં આજ તુફાની પવનથી ઉડતી ગેરદ છે ને જંગલી પશુઓની વસ્તી છે. ત્યાં આજ જંગમાં કપાઇ ગયલી જંગી ફોજો ને દીનદુશ્મનોની સમશેરના ભોગ થયલા કમજોર આલમના હાડકાંઓના ઢગના ઢગ થઇ પડયા છે. જ્યાં દર બામદાદે લખોલખ બુલબુલોના શીરીન શરોદો ચાલુ થતા હતા ત્યાં આજ દર બામદાદે હજારો જંગલી પશુઓના ભયંકર અવાજ ને હાઉ હાઉથી ગોયા કયામત બરપા થાયછે. અરે કયાં આપણા જેહાન ધ્રુંજાવનાર ન્યાગાનોના મેહેલો ને મકાનોનું મદાયુન પાયખ્ત ને કયાં આજ દીનદુશ્મનોની સમશેરે પાયામાલ થયલું ને વેરાન મલી ગયલું માહેતમ ભરેલું મદાયુન. દસ્તુરાન દસ્તુર દાદ, હાલ મ્હારી તર્ફેનુ આ હેવાલનું પેગામનામું વાચવું ને હવે જે બીજો હોકમ હોય તેનો શીતાબ રૂકો રવાન,

કરવો. મને મદાયુનના મોતમંદ દેખાવ દેખાડી માહેતમમાં ગીરફતાર કરવા-માંથી બને તેમ જલદી છોડવવો."

---

## બાબ ૪૪ મો.

**[શાહે ફીરમાનને શાહજાદી ગુલશીરીનાનો રૂકો મળ્યો. તે દરમ્યાનની મકસદ મુઆફેક જંગની તૈયારી. સરદાર હુસન સીકસ્ત પામી મેદાનથી નાહસી જાયછે.]**

"વખ્ત છે તો કરી લે નેકી ને નામ,
મોબત ને મરૂવત ને માયા ને કામ.
કે કવખ્ત થાય ના તું રજ બદનામ
યા પસ્તાવે પટકે ના સર શોબ શામ.
મુદડું છે તે બદન જીવતું છતાં હાં,
ભરી છે આપમતલબ ને અદેખૈ જેમાં.
ના દીનદારી, એશ આરામ ધર્યામાં,
અખત્યારી ખોહી બેવતન મર્યામાં."

શાહે ફીરમાન પોતાના દીલમાં જેટલો દીલખાર રહે છે તેટલોજ જાહેર દીલખુશ રહે છે, અને પોતાની દરબારમાં તમામ નેકનામ દાનાવો, સરદારો વગેરેને ઉલટભરેલા રાખવાનો ચારો મચાવ્યામાં કસી કસુર રાખતો નથી. સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન પોતાના લશકર દરમ્યાનના સરદાર ને શીપાહોની ઉલટ ઉસકેરાયલી રાખવાને હરદમ પોતાની શાહજાદી ગુલ-શીરીનાને નામથી શાબાસી આપ્યો જાય છે, અને જંગ દરમ્યાન જે પણુ મળતી લુટ તે તમામ આદરબીજાન ને ફીરમાનના લશ્કરના સીપાહોનેજ નવાજી છે, એ વગેરે જેટલી પણુ ઉલટ તેટલી તમામ શીફત ને કલાથી જંગની ધીલનો વખત પસાર કર્યો જાય છે.

ખલીફના એલચીખાતાંને જણાવેલી પંદર દીનની મુદત પુરી થઇ છે, અને આજે તેનો જવાબ રવાના કરવાના વાયદાની સવાર પડી. શાહે ફીરમાને પોતાના ને શાહજાદી ગુલશીરીનાના તમામ દાનાવો ને સપેહશા-લારોની દરબાર ભરી છે. ત્યાં ઇરાનના લગભગ તમામ જોરેમંદોની સફ દર સફ સમરાઇ રહી છે. વજીર બેહરામ ને સપેહસાલાર રૂસ્તમ પોતાના બુલંદ મરતબાના પ્રતાપે ત્યાં શાહે ફીરમાનથી સેજ દુર બીરાજ્યા છે. આ મોટો દેહરોજ શાહાનશાહ નોશીરવાનનો પોતાનો ખાસ હોયાથી તે દરમ્યાન શાહે

ફીરમાનને પોતાના ને શાહજાદી ગુલશીરીનાના અમીર ઉમરાવોની દરબાર ભર્યાનો બેસુમાર દબદબો મારે છે. જાણે ગુમ થયલી જાવોજલાલી નવે-સરથી તાજી થઇ હોય એવું યજદી તેજ મારે છે. શાહનો તાબ પણ જોર મારે છે ને તમામ દરબારમાં આગલું ઇરાની આબ ખીલી આવ્યું હોય એવી જુમબેસ મચી છે. તેટલાં ત્યાં પેહેલવાને ઇરાની જાસુસને શાહ જનાબ લાવી હાજર કીધો. તેણે પોતાનું સર જમીન ઉપર મેલી પાદશાહી તાજીમતવાજો બજાવીને બે પેગામનામાના રૂકા જનાબ મેલ્યા. તે જોઇ શાહે, વજીર બેહરામને તે વાંચવાનો હોકમ કર્યો. રૂકા અવલ તો પોતાના શાહના હોક-મથી વજીર બેહરામે દસ્તમાં લીધા. પછે દસ્તુરાન દસ્તુરનો એક રૂકો પોતાના દસ્તમાં રાખી બીજો શાહજાદી ગુલશીરીનાનો રૂકો શાહના દસ્તમાં મેલ્યો.

દસ્તુરાન દસ્તુરના રૂકામાં ઇરાની ખટપટની એક જેહાન સમાઇ હતી. બલ્ખબામીની ફતેહ, કોહેસ્તુમ ઉપર આવતી ધાર, આદરબીજાન ને કોહેસ્તુમ ખાલી થવાના ભેદ વગેરે જે બનાવો બની ગયા હતા, તે તમામની ટુકમાં ખબર આપી હતી. તે સાથ આ એક બેસુમાર સાવચેતી ભરેલી રાહ એખત્યાર કરવાને અર્જ ગુજારી હતી :

'મ્હારા નામદાર શાહે ફીરમાન, આદરબીજાનના મોટા ઇરાની સપેહશાલારને બલ્ખબામી તર્ફે કુચ કરી જવાનો મ્હારો હોકમ કેહવો. અર્ધું લશ્કરને આપણા પાયતખ્ત શેહેર બાહેરના મેદાનમાં છાવણી નાખ-વાનો બીજો હોકમ કેહવો. ત્રીજો હાકેમ એ કેહવો કે જ્યાંલગી દુશ્મન જંગની છેડતી સોધે નહીં ત્યાંલગી ઇરાનીનો એક પણ તીર કે જરબ ઉછલે નહીં.'

આ પેગામનામું વંચાતાં વંચાતાંજ ત્યાં દસ્તુરાન દસ્તુરે બલ્ખબામી ફતેહ કર્યાની મોટી જીકર ચાલી રહી. વજીર બેહરામ, સપેહશાલાર પીરૂ-જાન ને શાહજાદો રામચોબીન ત્રણે નામદારોએ દસ્તુરાન દસ્તુર દાદની અર્જ ઉપર ધીલ કર્યાથી પોતાના નામને જાંખ પામેલાં જોયાં. એક બુજોરગાન બુજોર્ગના સખુન ને અજમાયશ ઉપર જોઇતી ઝડફથી નેગાહ નહીં પોંહોં-ચાડ્યાથી પોતાના ખરા દીલથી પસ્તાવો કરવા લાગ્યા. એની અસર એ થઇ કે આ વખ્તના તેના પેગામનામામાં અર્જ કર્યા માફક શીતાબ અમલ કરવાને સપેહશાલાર રૂસ્તમે શાહે ફીરમાન પાસ રૂખસત ચાહીને તે દરબાર-માંથી ઉઠ્યો કે તે પાછલ બીજા ઇરાની સરદારો પણ તાજીમ બજાવી પોતાની ફોજની તૈયારી કરવાને ચાલ્યા. શાહજાદા રામચોબીનને કસો ખાસ હોકમ નહીં હોયાથી તે શાહે ફીરમાન પાસ રહ્યો હતો. ઇરાની લશ્કરમાં જબરી

ધમાલ ચાલુ થઇ. જ્યાં ત્યાં જંગ જંગ ને જંગની બુમ ને શોહોરશાર થઇ રહ્યો. લગભગ ત્રીસથી ચાલીસ હજાર આદરબીજાનીઓનું જંગી લશ્કર જ્યારે પોતાની કુચ કરવાની તૈયારી મચાવતું થયું, ત્યારે તે ધમાલની ગરબર એવી થઇ રહી કે તેઓ સામે છાવણી કરી પડેલું સરદાર હસનનું લશ્કર ગભરાટમાં પડયું. સરદાર હસનને એ ખબર મલી કે ઇરાની લશ્કર એક સાયતમાં લડાઇની તૈયારી કરી ચુકું છે. તેનો સબબ, જંગ મચાવ્યા કરતાં ત્યાંથી કુચ કરી જવાનો જણાય છે. ખલીફના એલચીખાતાંના પીરાનપીરોનું મંડળ પણ આ ખબરથી ચોંકયું. સરદાર હસને તો બીજી તમામ જીકર એક બાજુ રેહવા દઇ પોતાના આરબ લશ્કરને શીતાબ તૈયાર થઇ તે ઇરાની લશ્કરની રાહ બંધ કરવાનો હોકમ કર્યો. જંગ આપોઆપજ મચ્યા જેવો મામલો બની રહ્યો છે. સપેહસાલાર ફીરૂજાન પોતાના વીજલી ચાલના અસ્પ ઉપર સવાર થયો, કે ગોયા જેહાન ઉપર જમ નાચવા લાગો. આજે તે આલમના જાન પી આબાદ થનારા જમને મન કતલની રામશની મચવાની હોય, એવી ખુશબખ્તીનો રંગ જેહાને લીધેલો જણાયો. આ મોતનો મહીમા ધીકવાને કસી ખાંમી પડનાર હોય નહી તેમ શાહે ફીરમાનને શાહજાદી ગુલશીરીનાના જંગી રૂકાએ ઉશકેર્યો. ગુલશીરીનાનો રૂકો તો ગણત્રીના શખુનોનો, પણ અસર તો આફતાન આફત મીશાલની ઉપજાવનારો, તેથી ગોયા એશ ખુશાલીમાં ખારખુવારી મચી ગયા જેવો હીંગામ રચાયો. રૂકાનો જંગી હોકમ આ હતો: "શાહે ફીરમાન જંગમાં ઉતરયો છે કે એશઆરામનો ગુલામ થયો છે? બખ્ત કાંઇ વખ્ત ગુમાવ્યાથી બદબખ્ત હોય તો નેકબખ્ત થનાર નથી યા નેકબખ્ત હોય તો બદબખ્ત થનાર નથી. નામદાર શાહને લાજેમ છે જ્યારે જંગીઓમાં જોશ છે ત્યારે જંગ મચાવી ફીરૂજગર ફરવાની. મચાવ જંગ ઇરાન જીતાવનારી નવરંગ ને લાવ મન મુરાદ દીલ દસ્ત."

પોતાના એક જાન તો શું પણ સો જાન કરતાં પ્યારી માશુકના હોકમ કરતાં ખરા આશકને કેઇ ચીજ ઉપર ચાહ હોય? નવજવાની ને મોહબત ને ખાલેશ હક જ્યારે એક મકશદ થઇને રાસ્ત ઇરાનીના જીગરમાં વાસો કરે છે, ત્યારે તેની દેલાવરી ને હીમત ને જુસ્સા સામે જમાનો નામર્દો થઇ જાય છે. શાહે ફીરમાનની પણ રાસ્ત ઇરાની મીશાલના બાહારમાં આવ્યા જેવી હાલત હતી. તે નામદારે ફીરમાનના લશકરને શીતાબ જંગની તૈયારીનો હોકમ કરયો. બોલ બોલતાં જેમ ખુદરત તુફાન ફુકીને ચાહે તેવી આબાદીની બરબાદી ઉપજાવે અને શેહેરોની પાયામાલી કરી નાખે, તેમ શાહે ફીરમાનના લશ્કરની ધમાલ ચાલી. દેખદેખતામાં જંગનું એક મસ્તાન આફતનાક તુફાન ફુકાયું.

દેખદેખતામાં સમશેરના મારનારા ને લશકરના ચલાવનારા ઇરાની સરદારો ને સપેહસાલારો ને શાહજાદાઓ તે મેદાનમાં પીલતન મીશાલે ધુમ્યા. આરબ લશ્કર તો જીત મેળવવાની પોતાની ખાતરીથીજ જંગમાં ઉછલ્યું. સરદાર હસન ને એલચીખાતાના પીરાનપીરોની તાજુબીની હદ થઇ જ્યારે આ જંગ દરમ્યાન ઇરાની સમશેરના સપાટાની તેજી તેમ એવી તો ચોકસ ઢપે ફતેહમંદી મેળવતી ચાલી, કે આરબ લશકરની ગમે એવી જંગ કલા, કુનેહ ને જોસ્સાની અસર ત્યાં ચાલી શકી નહી. ઇરાની 'યા અહુરામજદા' ને આરબ 'અલ્લાઅકબર'ના કાન બેહરા થનારા કલા ને પુકારોથી આ જંગમાં પોતાના તનની કસી પણુ ખબર વગર કાપબેકાપ, મારબેમાર ને ફારબે ફાર કરતા જ્યાં લગી સીનામાં સાસ, જાનમાં જોસ ને તનમાં જાન ત્યાં લગી મચ્યા રહેતા હતા. આ જંગ ત્રણુ દીન ને ત્રણુ રાત લગી જારી રહી. ગોયા ખુદાનો કેહેર મચ્યોજ એ પ્રમાણે કપાઇ વહડાઇ ગયલાં જાન વગર ચંગા ને જંગી બદનો સુકાં મેદાનનાં લોહી રેલતા બનેલા દરયાવમાં ગોયા માલક વગરના મછવા મીશાલે તરતાં હોય એવો અફશોશનાક દેખાવ થઇ રહ્યો હતો. આ જંગમાં શાહે ફીરમાન, સપેહશાલાર રૂસ્તમ, ને શાહજાદો ફીરોજાન વગેરે મોટા જંગીઓની સમશેર ને તીર ને નેજાઓનો તો ગજબજ ગુજરતો હોય એ રીતે વે જંગી હથ્યારોનો આરબ લશ્કર ઉપર દોર ચાલી રહેલો. તેમ આરબ સરદાર હસન, સરદાર વાકાસ ને એલચીખાતાંવાલા જંગી પીરાન પીરોની સમશેર ઇરાની લશકરનો હદથી જાદા ખરાબો કરવાને ફાવતી હતી; પણુ અંતે એ જંગીઓ ઇરાની સપેહશાલારોની સમશેરને પોતાના સર હવાલે કરીને ખપ્યા. ફક્ત એક સરદાર હસન પોતાની ચાલાક અકલના જોરે પોતાના લશ્કરની તદન ખુવારી થવાની આગમચેતી સમજ્યો. તે પોતાની હોસ્યારીમાં બન્યું તેમ પોતાના જંગી લશ્કરને જંગ કરતાં ને મેદાનથી પાછલ હટાવતાં ઇરાનીઓના સપાટાથી બચી ગયો. સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાને તે જંગી આરબને ઘેરવાની ઘણી પણુ સીફત ને લાલચ વાપડી પણુ તમામ ફોકટ.

આ ત્રણુ દીન ને ત્રણુ રાત જંગ મચ્યા દરમ્યાન દીનદુશ્મનનું અર્ધું ઉપર લશ્કર ખુવારી પામ્યું. જો હસન જેવો ચાલાક જંગી એ લશ્કરની વડી સરદારી ઉપર આવ્યો હતે નહીં તો આજ તો એ મોટા લશ્કરમાંનું એક તન સલામત જાય એવી આ જંગી ઇરાનીઓ તર્ફથી મચેલી જંગ હતી નહીં. તેમ જેવી સીફત છેલે છેલે સપેહશાલાર રૂસ્તમ લડાવવા લાગ્યો તેવી તે નામદારે જો અવલથી દુરઅંદેશી વાપડી ચલાવી હતે તો સરદાર હસન પણુ જીનહાર બચી જતે નહીં. સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂ-

જાન જો અવલથી શાહે ફીરમાનની મીશાલે જંગ બોલ બોલતાંજ ને દેખ દેખતાંજ બરપા કરવી છે અને આ એકજ જંગમાં ને આ એકજ જંગના મેદાનમાં ઇરાનનો જે તે નશીબો નકી કરવાના ખ્યાલથી જાણીતો હતે તો તે નામદારે બેશક હસનનું મુડદું ત્યાં પાડયું હતે, ને તે ઉપરાંત નામદારીની નોક જલવાઇ તે ઠાને દસ ઘણી જાદા જાલવવાની પેહેલવાગીરી બજાવતે. સપેહશાલારને તો અરધો દીન લગી પણ શાહે ફીરમાને પોતે આ જંગનો પાયો નાખ્યો છે તેની ખબર નહીં. તે તો એમજ જાણવા લાગો હતો, કે સરદાર હસને તેની રાહ બાંધી છે અને તેથી જેમ જંગ થવાની આગલથી ગણત્રી કરીને તે સામે લડવાનું લશ્કર નકી કર્યું હતું તે લશ્કરથીજ જંગનો જવાબ આપ્યામાં આવ્યો હતો, પણ તે પોતાને થયલા દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ઉપર અમલ કરવા દરમ્યાન આ જંગ ઘણી વધી ગયાથી તેનો સબબ જાણવાને ઇનતેજાર થયો, ત્યારેજ ખરો ખુલાસો પામ્યો. જે પછે તે નામદારને જેવી રવેસ જંગ કરવી જોઇએ ને મેદાનમાં લશ્કરોની સફ ને બાજી રચવી જોઇએ, તેમ સઘલાં લશ્કરો ગોઠવ્યાં; ત્યારેજ સપેહશલાર રૂસ્તમે પોતાના આદરબીજાની લશ્કરથી જુદી જુદી બાજુએ મારા ચાલુ કર્યા. એ માફક મરદાનગી ને મસ્ત દસ્તથી આદરબીજાનના તીરનદાજ લશ્કરની કમાન કસાતી ચાલી. તીર પેદરપે વીજલીના ઝલકાટ ફાટી નીકલ્યા મીશાલે ગગરાટ ગજાવીને મારો લગાવતા ચાલ્યા, ત્યારે આરબ લશ્કરના જોરેમંદ સરદારો ને સીફતથી જંગ ચલાવવાના હોકમ કાઢનારઃ બુજોર્ગોના દીલ આજુદાં થયાં. ત્યારેજ ફીરમાની અજીત લશ્કરના તેજ ધસારા સરૂ થયા, અને સમશેરના સપાટા લેવાયા જેવા જબરા ને ચોકસ એ ઇરાનનાજ જંગીઓ લઇ શકે. તેથી જે નકી ઠરાવે જંગ ચાલુ થઇને દીન દુશ્મનનો તમામ માર્ગ ઘેરાઇ જતે, તેમ કાંઇ બાજી લેવાઇ નહીં. એ લાભ સરદાર હસને એવો તો પોતાની ચાલાક અકલના જોરે લીધો કે પોતાના મોટાં લશ્કરના અર્ધાં ઉપર શીપાહો સાથ જીવતો આજે ઇરાનીઓના જંગી મેદાનમાંથી નાહાસી જવાને ફાવ્યો. ફાવ્યો પણ એવો કે તેના જાનને તો કસો પણ એલજામ પોંહોંચ્યો નહીં અને લશકર એવું તનદોરસ્ત ને દલેર બદન કે બીજી પલે બીજી નવી જંગમાં યાહુમ હોમાવી પડવાને સામર્થ. કસુર ફકત જંગીઓની સફ ને જંગ મચાવ્યાની જગા રોકવા સંબંધી થઇ હતી. તે કસુરથીજ સરદાર હસનની હાર થઇ હતી. અને તેથીજ તે જંગીએ મેદાનથી હટી જઇ પીઠ દેખાડવામાં મરદાનગી માની લીધી હતી.

---

# બાબ ૪૫ મો.

**[સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન ને શાહે કીરમાન વચે બળખબામી તર્ફે કુચ કરી જવાની જીકર. દસ્તુરાન દસ્તુર ઉપર તેઓનાં નામા લઈ રવાના થયલો જાશુસ.]**

"ચમનમાં ના બેસ તું થશે હેરાન,
ચમનમાં બેઠું તો થયું ખાર ઇરાન.
ચમનમાં મોહ્યું તો રહ્યું ના યુનાન,
ચમનનોજ ભોગ થયું બ્હોલું તુરાન.
ચમન નથી, મરદને લાયક તો મેદાન,
મરદને લાયક તો મરદાનગી બોસ્તાન.
જોઇયે તું પોલાદ થાય જોઈયે ગુમાન,
મરદ હોય તો પેઢ બખતર લૈ દસ્ત કમાન."

આ જંગમાં કીરમાની લશ્કરના એક હજાર જંગી જરથોસ્તી સીપાહો ગોયા દેલાવરીના જસનમાં મચ્યા હોય એવી નામદારી મેલવી ફીરદુશનશીન થયા. આદરબીજાનના નવજવાન ઇરાની લશકરી સીપાહો કીરમાની લશકરનાથી બેવડી સંખ્યાના ખપ્યા. તેથી કાંઇ એમ નથી કે આદરબીજાનીઓ દીનદુશ્મનના દસ્ત ઉપર સેહેલથી શીકાર થઇ પડયા? એ બેવડી ખુવારીનો સબબ ફક્ત આદરબીજાનના લશકરના એક ભાગને સરદાર હસનના આરબ સીપાહોની ફોજનો ખાસ અટકાવ કરવા ખાતર રચ્યો, તે જો મોટી આરબ ફોજથી સપેહશાલાર રૂસ્તમના લશકરને બળખબામી તર્ફે કુચ કરી જતાં તેની રાહ ઘેરવા આવે ત્યારે તે સામે થઇને કુચ કરતાં લશ્કરની બાજી સમાલી લે. આ લશ્કરનો ભાગ લગભગ પાંચ હજાર સીપાહોનો રચાયલો હતો. તે અટકાવ કરનારા પેહેલા ભાગ ઉપર આરબ લશકરનો તીરનદાજી મારો સરૂ થયો તે બેસુમાર સખ્ત, ને વલી તે વખ્તે તે લશકર સીવાય બીજી કોઇ ફોજ તે મેદાનમાં દુશ્મનો સામે નહીં હોયાથી તે સારા આરબ લશકરની જંગનો જોખમ તેને પોંહોંચવા લાગો. એથી એ અવલની જંગમાં આદરબીજાનીઓ ઉપર ગોયા જંગનો નહીં પણ મોતનોજ મારો ચાલુ થયો. ગમે એવી નામદારી કે સમશેરબાજી બજાવો પણ એક ઉપર પંદરની જ્યાં ઉલટ ત્યાં કયાં બચવાની ઉમેદ હોય? વલી એક જેવો જંગી તે કરતાં જાદા જંગી હરીફ સામે જ્યાં એકનું કદમ ના ઓસ્તવાર રહે, ત્યાં તેવા પંદર વીસની ઉલટેલી ટોલી સામે

તો બસ મલકલમોતનો દસ્ત આવી પડ્યોજ; તેથી આદરબીજાની લશ્કરમાં એવડી ખુવારી થઇ હતી. એ માફક તમામ ખુવારીનો જુમલો લગભગ ત્રણ હજારથી પણ ઉપર આવ્યો. આ જંગમાં ઇરાની લશ્કરને લુટ મલ્યામાં કાંઇ દમ હતો નહી. વલી જંગી દુશ્મનોના મુરડાં ત્યાં પડ્યાં હતાં તે તમામ પોતાની મતલબ ને અદેખાઇ કરનારાઓના હતાં, તે મુડદાં જોતાં ઇરાની લશ્કરને ઓર એવું જહનુન છુટતું હતું કે અગર જો શાહે ફીરમાન, સપેહશાલાર, વજીર ને શાહજાદા વગેરેના ઇરાની લશ્કરને ઇનશાનગીરીને નામોશી લગાડનારા જુરસા ઉપર અમલ નહીં કરવાનો સખ્ત હોકમ નીકલ્યો હતે નહીં તો ત્યાં તે દીનદુશ્મનોના મુડદાંઓની બોટી બોટી કરી જંગલી પશુ પક્ષીઓનો ખોરાક કરવાને ચુકતે નહી.

આ જંગ પછે દીનદારોના મુડદાંઓને અવલ મંજલ પોંહોંચાડવા ને દીનદુશ્મનોને એક ખાડો ખણી તે માહે નખાવવાનો હોકમ થયો. સઘલી જંજાલ પવન ઝડફે ચાલી રહી છે, અને કોઇ જફાકાર રોગ ના ફાટી નીકલે તેવું તે ઇરાની મોટાં લશ્કરે ઘેરેલું મેદાનને સફાઇદાર થાય છે, તેટલાં સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાને બજખબામી કુચ કરવાનો હોકમ કાઢ્યો. તે હોકમ સાંભલતાં શાહે ફીરમાને શીતાબ તે બંધ પાડવાની અર્જ કરી.

'એ નામદાર સપેહશાલાર હાલ તુર્ત તો આપણાં જોડાયલાં લશ્કર ક્યાં કે ક્યાં પણ સાથ રેહ તેમાંજ આપણી ફતેહ સમાયલી છે. હું તો એવો વીચાર અમલમાં મેલવવા ધારૂછું, કે આપણા લશ્કર એક બીજાથી દુર થયા તો દીનદુશ્મનોની બાજી તેઓને હાલની મુસ્કેલીમાંથી ફેરવાઇ આશાનગીમાં ફલી જાય. અગર આ જંગ દરમ્યાન આપણા બન્ને લશ્કર બાજુ ખબાજુ રહ્યાં તો જંગી હસન પોતાને સર ધુલ છાંટી મેદાનમાંથી ભારી ખુવારી સાથ પીઠ ફેરવી નાહસી ગયો છે. અગર એ જીકર નીકલે કે આપણા બન્ને લશ્કર સાથે બજખબામી તર્ફ કુચ કરી જાય, તો એ દરમ્યાન પણ બેહદ જોખમ સમાયો છે. બજખબામીની લશ્કરી તદબીર ને સરદારોથી આપણે બેખબર છીયે. અને જ્યારે શાહાનશાહજાદી ગુલશીરીના તે પુરાના પાયતખ્ત દરમ્યાન પોતાના ન્યાગાનોના તખ્ત ઉપર બીરાજે છે ત્યારે તો મને તે પાયતખ્તમાં હાલની ડામાડોલ હાલતે દાખલ થવાને કોઇ ખાસ હોકમ હોય નહી ત્યાંલગી તે તર્ફ મ્હારૂં કદમ પણ લઇ જવાને સજાવાર નથી. હું ચાહુંછું નામદાર સપેહશાલાર રૂસ્તમ કે આપણા લશ્કર આ દીનદુશ્મનોની જંગમાં સાથના સાથ રહે.'

સપેહશાલાર રૂસ્તમ, નામદાર શાહે ફીરમાનનો વીચાર જાણીને મોટા અંદેશામાં ગરક થયો. તે જંગીએ ઘણાજ તવાજોથી પણ ઓસ્તવારીથી

દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ઉપર અમલ કરવા સારૂ શીતાબીથી પોતાની કુચ કરવાની મતલબ જણાવી. તે નામદાર બોલ્યો. "દસ્તુરાન દસ્તુર દાદ કોઇ પણ હોકમ કરે તે જ્યાંલગી પુરતી એસ્તવારીથી અમલમાં મેલવાનો હેતુ હોય નહી ત્યાંલગી કરે નહી. નામદાર શાહજાદી ગુલશીરીના બખ્ખ-બામીના પાયતખ્તમાં છે અને ત્યાં એવું તો ન્હાનું ને બીન અજમાયશવાલું મોબેદોનું લસ્કર છે, કે જો કોઇ કારઆજમોદેહ આરબ સરદાર ત્યાં એક કવાયદવાલી ફોજ સાથ ઉતરી પડે તો હું નથી ધારતો કે આપણી મોટી ઉમેદના શીતારાને અસ્ત થતાં એક સાયત પણ લાગે? નામદાર શાહ, મને તો દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ગોયા ફીરેસ્તાઓની બસારત મીશાલના માલમ પડ્યા છે. અગર કુચ કરી જવા માહે બેદરકારી દેખાડ્યાનો દાગ મારે સર આવ્યો તો હું આ મોટાં લશ્કરની સપેહશાલારી લેવાને તદન નાલાયક ઠરૂં છું."

શાહે કીરમાનને નામદાર સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાનની ચાલ તો નાપસંદ આવી; પણ એ નાપસંદગી ઉતર્યાથી સપેહશાલાર રૂસ્તમ કાંઇ સપેહશાલારીને નાલાયક ઠરતો નથી. તે નામદારની જીકર વાજબી હતી. દસ્તુરાન દસ્તુર દાદના હોકમ ઉપર તે નામદારે શીતાબ પોતાનુ સર હાજર કરવું જોઇએ. તે નામદારોના નામદારનો હોકમ આજ ને કાલ તો શાહાનશાહના હોકમ કરતાં પણ જાદા અમલ કરવા લાયક સપેહશાલાર રૂસ્તમની નેગાહમાં હતો. તે હોકમ માફક અમલ કરવો, એજ સપેહશાલાર રૂસ્તમ પોતાની ખાસ મરદાનગી જાણતો. તે નામદારને હાલની જંગમાં તમામ આદરબીજાનની સપેહશાલારી જે નામદારે બક્ષી હોય અને જે નામદારની કુમક ઉપર ઇરાની આલમ પોતાના વતન ઇરાનને છોડવી આપ-અખત્યાર કરવાની જંગમાં ઉતરી હોય અને હાલની સલતનતની સુલેહ ને સલાહ જે નામદારના મત ને અમલ ઉપર લટકી હોય, તે નામદારનો હોકમ આદરબીજાનના તમામ લશ્કરનો વડો સરદાર માને નહીં ત્યારે કો-ણનો માને? શાહે કીરમાન સાથ સપેહશાલાર રૂસ્તમ જો કાંઇ પણ સંબંધ ધરાવતો હોય તો તે ફક્ત ઇરાન વતન ને દીનને દીનદુશ્મનોના જુલમી પંઝાથી છોડવવાની જંગ મચાવ્યાનો છે. કીરમાનના જંગી લશ્કર સાથ તે નામદાર શાહ, જેમ બેવડી નેક મકશદે ઇરાનની આપઅખત્યારી ને તખ્ત મેલવવા ખાતર જંગમાં ઉતર્યો છે, તેમ સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન પણ પોતાના ન્યાગાનને લાગેલો શીહા દાગ ફીટાડવા ને પો-તાના નામદાર શાહાનશાહોની યાદગાર સાખ શાહજાદી ગુલશીરીનાને ઇરાનનું

તખ્ત અપાવવા ખાતર તમામ વફાદાર ને જંગી ઇરાની લશ્કર સાથ હાલની જંગમાં નીકલ્યો છે. શાહે ફીરમાન પોતાના જવાન દીલની મોહબતનો બેરો પાર ઉતારવા અને જે જેહાનની ખુબશુરતીને તે દીલોજાનથી ચાહે છે, તેની વફાદારીના જુસ્સામાં યાહુમ ઉસકેરાયલો દીનદુશ્મનોના મેદાનમાં નામદારી મેલવવાનું બીડું ઝડપી રહ્યો છે, તેમ સપેહશાલાર રૂસ્તમ પોતાની શાહાનશાહજાદીના હકવાજબી પોંહોંચતા ઇરાનના તખ્તોતાજ ઉપરના ખરા દાવા ખાતર જંગમાં ઉતર્યો છે અને વફાદાર બાકી ઇરાનીઓની નવી બનેલી ફોજની વડી સરદારી લીધી છે. બન્ને એક મકસદ ખાતર મેદાનમાં નીકલ્યા છે, પણ બન્નેના ખ્યાલ ને જંગબાજી એક બીજાથી જુદી રોનક ધરાવે છે. સપેહશાલાર રૂસ્તમ તો દસ્તુરાન દસ્તુર દાદનો હોકમ ગોયા બીસારત થયા જેવો માને છે, તે નામદાર તો દસ્તુર ઉપર એવા પાક માનથી જોય છે કે તેનાં મનમાં તે દાનાવ દસ્તુરનો એક એક સખુન ગોયા બેમુલાં તાજની કીમતે અંકાય છે. શાહે ફીરમાન તો દસ્તુર દાદમાં જેટલી દાનેશ ને દુરઅંદેશી છે તેમાંની પા પણ કમાલ્યત ધારતો નથી. શાહે ફીરમાન તો દસ્તુરાન દસ્તુર દાદને આ જંગમાં નામનો શામીલગાર સમજે છે. હાલ લગી જે પણ જંગની બાજી ખીલી ને દીનદુશ્મનોના લશ્કરને શીકસ્ત મલી, તે સઘલી દસ્તુરાન દસ્તુરનીજ કુનેહ, મગર શાહે ફીરમાનથી તે બાતેનનો સબબ સમજાયો નથી. એવા બે નામદારો એક મોટા પાદશાહી ચલાવનારા દાનાવ દસ્તુર સંબંધી બીલકુલ આસ્માન જમીન જેટલા તફાવતનાં મત ધરાવે, ત્યાં તે બન્ને નામદારોના દીલ કેમ એક થાય અને જંગનું મુશકેલ કામ કેમ આશાન ઉતરે? સપેહશાલાર રૂસ્તમે પુરતા તવાજેથી શાહે ફીરમાનના હોકમ કે અર્જ માફક અમલ કરવાને બીલકુલ ના પાડી.

શાહે ફીરમાને જોયું કે સપેહશાલાર નાફરમાન થાય છે પણ તે થવાનો સબબ દસ્તુરાન દસ્તુર દાદનો હોકમ કેહનારો રૂકો છે, ત્યારે તે નામદારને મોટો વીચાર પડી ગયો કે આ જીકરનું સમાધાનીથી સેવટ કેમ આવે? તેટલાં શાહે ફીરમાનને કાંઇ યાદ આવ્યું હોય, તેમ તે ખુશમીજાજથી બોલ્યો 'મ્હારા નામદાર સપેહશાલાર, આપણી જીકરનો છેડો આવે તેવો મને આબાદ ખ્યાલ સુજ્યો છે. આપણે એક શીતાબ ચાલના જાશુસને આપણી હાલની જંગને મકશદનો પેગામ રવાના કરી તે નામદારનો શો હોકમ ને ખાયશ છે તેનો જવાબ મંગાવ્યે.'

આ ખ્યાલથી સપેહશાલાર સાથ ત્યાંના હાજર તમામ ઇરાનના ખેરખાહોનાં દીલ રાજી થયાં. એક રૂકો હસનની શીકસ્ત ને સપેહશાલાર

રૂસ્તમની મકસદનો લખાયો, પણ તે દરમ્યાન શાહે ફીરમાને પોતાના કેટલાંક મુસ્તકીમ સબબોથી સપેહશાલારને તેના તમામ લશ્કર સાથ પોતાની સાથ રહેવા દેવાને અર્જે ગુજારી હતી.

તે જાશુસ રવાના થયા છતાં સપેહશાલાર રૂસ્તમ બેસુમાર નાખુશી સાથ દસ્તુરાન દસ્તુરથી તેનો જવાબ ફરી વળ્યા તલગ ત્યાં પોતાના મોટાં લશકર સાથ છાવણી નાખી પડી રહ્યો.

---

## બાબ ૪૬ મો.

**[શાહજાદા ફીરોજને પોતાની કઢંગી જબાંદરાજીનો થયલો પસ્તાવો. તેના મનમાં ઉપજેલો મહજબાશકીનો ખ્યાલ. ઇરાની રેહવું કે ઇશ્લામી થવું એ સવાલ ઉપર તેના મનમાં ઉપજેલો પેચોતાપ.]**

"જેને નથી હોશ તેને નથીજ એશ,
જેને નથી દોસ્ત તેને નથીજ દેશ.
દરયાવે માંહી ને મોતી એક તચ,
બ્યાબાંન એકશાં મેલો ફુવર, સ્વચ્છ.
જેહાંગીર થા નહી તો થા જાનગીર,
કલગીર થા નહી તો થા કત્લગીર.
દાનેશ થા નહી તો થા નાકેશ,
નરેશ થા નહી તો થા દરવેશ.
કેરદારનો કોહ છે ક્યામતનો ઠાર,
ફુવારો કેરદારનો આ ફાની અવતાર.
બને તો કોમમાં થા કોમનો વીર,
ના બન પલીત ગર મોતનો ખા તીર."

શાહજાદો ફીરોજ આગળા બાબમાં જણાવ્યા પ્રમાણે જેવો તે કોહેસ્તુમના તલેશમાતી મેદાનમાંના ગુપ્ત માર્ગમાં ગરી ગયો, તેવો તે શીતાબ ચાલે આરબસ્તાનની સરહદને લગતાં રાનમાં બાહેર નીકળ્યો. ત્યારે આસ્માન ઉપરથી ખરી બપોરનો ખુરશેદ પોતાનો આતસ્યો તાપ વરસાવતો એવો ગરમ મારતો હતો કે શાહજાદા ફીરોજને તે ગરમીમાં પોતાને ખુલ્લો કરવા ગમ્યો નહી. તે દસ્તુરાનદસ્તુરની અથાગ ઝડફ ને દુરઅંદેશથી એવો ઠઠરતો હતો અને તેની જાલમાં ફસવાની દેહસ્તથી એવો

લરજતો હતો કે તે બ્યાબાનમાં એક સુકાં પાનને ખરી પડતાં સાંભલી ચોંકી જતો અને તેના ચેહરાનું આબ ઉતરી જતું હતું. આ વેરાન સરજમીન ને ફીરોજ બન્ને ચોકસ બાબતમાં એકબીજાને મલતા આવ્યાથી, શાહજાદા ફીરોજે જ્યાંલગી પોતાની બાજી ચોકસ રાહે ઉતરવા જેવો હીંગામ દેખાય નહીં ત્યાંલગી તે રાનમાંજ મકાન કરી રેહવાનો ઇરાદો કરયો. તે એક ઘણા જુના આબેખુશરૂ નામના કુવાની પાર ઉપર અઘેલીને ઉભો. લગભગ બે દીન ને બે રાત થયા ના કસો ખોરાક કે ના એક ટીપું આબ હોઠે લાગેલું છતાં તેના નાસીપાસ મન ને મગજને તેની કસી મરજી થઇ નહીં. આ રાનમાં દીલને તાજાં કરનારા ઘણા નાદર ફુલોના દરખત ને નબાત આબના ઝરા રેહવા હતા પણ શાહજાદા ફીરોજે તે તર્ફ કાંઇ પણ મરજી કરી નહીં. તે પોતે આબેખુશરોની પારને એવો બેમગજ અઘેલી ઉભો રહ્યો છે કે તે પોતે હાલ જીવતી જીંદગાનીમાં છે કે મોતમંદ દુન્યાની શેહેલ કરે છે તેની કસી ખબર તેને રહી નથી. શું મુરાદે ને શું ઉલટે તે પોતાના વતન દરમ્યાન બામુદતે દાખલ થયો અને કેવો નામુરાદ ને કેવો બેફામ તે વતનથી બાતલ થયો. તે શાહજાદાને જ્યાં તેની બેફામીમાં જે અફ્શોસ છુટો તે ફક્ત પોતાની જબાનની કસરેવઝીથી ઉપજેલો જાણીને મનમાં બબડ્યો: ' આજ દીન તલગ જે જબાને મ્હારી ઓલાદનું આબ ઝલકાવ્યું ને તુખ્મનો તાર ખીલવ્યો, તે જબાને મ્હારાં પોતાના લોહી ને તુખ્મ ધરાવનારા ઘણા પાક અવતાર સામે મ્હારી હોરમત લુટી છે. અરે મ્હારી અવલ આબદાર ઇરાની શીકલ ને ઝેરી ખંજર લાગ્યા મીશાલે બેશીકલ કરી છે. મને મ્હારામાંથી કાઢીને મ્હારાં વેરીઓમાં દાખલ કરી દીધો તે કેટલા વખ્તમાં ? એક ચશ્મનો નેજારો ફરવાને તો હજી વધારે વીલંબ લાગે, તેટલા વખ્તમાં મ્હારી હોરમતની ખુવારી, મ્હારી આપએખત્યારીની ખુવારી, મ્હારાં દરજાની ખુવારી ને મ્હારા પાદશાહી હક ઇલ્લાકાની ખુવારી થઇ ગઇ. હવે મ્હારી શું પાયમાલી થવાની બાકી રહી કે મને આ જફા જંજાલ મીશાલની બોજો થઇ પડેલી જીંદગાની જાલવવાની ઉમેદ હોય ? ઓ યજદાન હું ઇરાન પાછો ફરવાને જીવ્યો નહીં હતે અથવા તો મેં મ્હારે મોહડે મ્હારી દીન મેલી દીનદુશ્મન થઇને ઇરાનની પાયમાલી કરવાનો સેહતાની સખુન કાઢયો નહી હતે ? અરે એવા યજદાનની ફીરદુશ દુન્યાથી બાતલ કરનાર સખુન કાઢયા આગમચ આ જાહનમ ખરીદનાર જબાન મ્હારાં મોહડાંમાંથી ખરી પડી હતે ? હાઃ હાઃ મેં એક લાંબી મુદતલગી મ્હારૂં ઇરાની લોહી જાલવ્યું, એક લાંબી મુદતલગી મ્હારો જરથોસ્તી મહજબ સાચવ્યો, એક લાંબી મુદત સુધી મ્હારાં વતન ઇરાનનો ચાહ સાચવ્યો; તે એક પલમાં છેકી છાકી

નાખીને જે કીસમનો હું કોઇ જમાને થવાનો ખાબ જોવાનું પણ કબુલ રાખુ નહીં, તે કીસમનો હું આબેહુબ ને સાબુત બની જવાની હુકમાઇ લેવાને એક પલક વચે તૈયાર થયો! અફ્શોસ, આ કેવો પાસો મેં ફેંકયો અને મેં કેવા દીનદુશ્મનનું કામ ઉઠાવ્યું? લ્યાનત તો મેં એવી મેલવી છે કે હવે મને ના દોસ્તો દરમ્યાન ઠર પડવાનો દીરગ કે દુશ્મનો દરમ્યાન કરાર પકડવાનો આધાર. અરે ઓ જબાન, તેં આ કાલો કેહેર વરસાવી મ્હારી તદન ખુવારી કરી છે. એવી ખુવારી કે, તારાજ શક્ષને મ્હારી સાથ સરખાવતાં ગોયા એક શાહ મીશાલે હીસાબમાં ઉતરશે. દસ વર્ષનો એક જુગ ફક્ત એક પલની એક ફુક દરમ્યાન ફુકાઇ ગયો. ઘણાઓ, સેજ અફ્-સોસ સર ઉપર આવી પડતાં નાચાર બેચાર જેવા પોતાને જણાવવાને લાયક જોય છે પણ અરે ઓ બેખબરાઓ જોવો આ એક ખરા વફાદાર ઇરાનીને કે જે તુખ્મે ને ઓલાદે સાસાન્યાન શાહાનશાહોની બુલંદ સાખા હોયા છતાં તે પોતાના પાદશાહી હકથી, પોતાની માજદીયસ્ની દીનથી, પોતાના ઇરાન વતનથી, પોતાની ઇરાની આલમથી ને પોતાના તમામ રાસ્ત ઇરાનીની ઉમેદથી બાતલ થયો છે, તેવો હું એક શાહજાદો તે ખરો નાચાર બેચાર ને વાએજેહાન; જેને આ જેહાને તરક કર્યો, જેને પેલી જેહાને તરક કર્યો, દોસ્તના દીલે તરક કર્યો, જેને કોમના દીલે તરક કર્યો, જેને ઓલાદના દીલે તરક કર્યો, જેને ખેશાવંદોના દીલે તરક કર્યો, જેને દાનેશના દીલે તરક કર્યો, ને જેને કોણે નથી તરક કર્યો? તમામ જાવોજલાલી, ઉમેદ, ને ઉલટે તરક કર્યો! યા પરવરદેગાર, તેં પણ તરક કર્યો અને આજે હું શું છું? એક તોબા કરતો જંગલ ભટકનાર. અરે હું તે પરીજાદ ગુલશીરીનાને મલ્યો હતે નહીં. અરે હું તેને એક નાજનીન મીશાલની છાલકી શાહજાદી સમજ્યો હતે નહી. મેં મ્હારી દાનેશનું ગુમાન ધર્યું હતે નહી. અરે હું ઉતાવલો થયો તે કરતાં હાલની જંગનો ખ્યાલ લેવાને થોભ્યો હતે. અરે હું આજ ચાર દીન આગલ કેવો જોરાવર, કેવો દીલાવર ને કેવો તકાવર હતો? કે ઇરાન જીતવાની તમામ ખુદરત મ્હારા એકલામાં સમાઇ ગઇ હોય તેવો મસ્ત મગજનો હું થઇને મ્હારી ઉમેદ ઉપર સ્વાર થઇને ઇરાન આવ્યો, અરે ઇરાન આવ્યો તો કેવો ઉમેદવાર ને ઉત્રટમંદ થયલો પણ ત્યાં સાર શું નીપજ્યો? ત્યાં તો હું ઉમેદની કુમકે મુરાદના ફતેહમંદ પાસા ખેલવા દરમ્યાન પાસા માંગતાજ પાસા ફેંકવાથી બેનશીબ થયો. પાસા નજરે જોયા તેજ, પછે તો તે પાસાને ફરી જોવાનો પણ ખાબ થયો, મેં મ્હારી જબાન ને ખ્યાલ ને જુસ્સાથી મ્હારી સરગરદાની હોરી છે. આ કેરદારનો સરજેલો સાર છે કે આગલથી ઠરેલા નશીબાનો લતીજો છે કે કેમ? ખુદાને ખબર!

"ખેર, હવે બની તે ના બની થનાર નથી. હવે મને ઇસ્લામી તો થવુંજ થવું. મ્હારો છુટક નથીજ ઇસ્લામી મઝહબ કબુલ કર્યા વના; ત્યારે મ્હારે તે સારૂં મ્હારાં જંગી લોહીમાં દેહસ્તને ફરતી કરવાનો સબબ શું? એક વખ્ત બોલ્યો તો તે ઉપર અમલ કરવો તે આદમ્યત! અને ખરો ઇરાનીજાદો તો બોલ ને કોલનો પાકો શક્ષ, ત્યારે મને ઇસ્લામી દીન કબુલ કરવી અને મસજીદમાં જઇને મ્હારી નસોમાં ચાલતાં લોહીનો લ-તીજો નવાજવો એટલે તમામ કાસર પટી. હું એક મોટો શાહાનશાહી શાખાનો ઇરાની શાહજાદો, તે છતાં આજ મ્હારી પાસ શું છે? એક નરમ રેસમનો પોશાગ ને કમરબંદમાં ખંજર! બસ, એજ કે? અને ઝવાહેરનો કમરબંદ તે સાથ બેમુલા ગોહરો ને યાકુતની મુઠ સાથની લટ-કતી સમશેર તો પેલા પલીતને વીસરાવે તેવા નાપેકાર ઇરાની દસ્તુરે મ્હારા તનહા તન ઉપરથી ઉતારી લીધી. અરે તે સમશેર મ્હારી કમરે લટકેલી હતી ત્યારેજ તો હું પોતાને ઇરાનની શાહાનશાહાતનો હકદાર વારસ સમ-જતો હતો, તે તો તે નાતરસે મ્હારી સેજ પલની મગજની નબલાઇ ઉપર લાભ લઇ ઉતરાવી લીધી. હાઃ હાઃ અગર તે થોડી સાયત હું જો મ્હારી જબાનના જબુન પુકામબા કેરદારના લતીજાથી સુસ્ત ને ગાફલ મારી ગયો હતે નહી, તો તે બુઢો મ્હારા બાલને પણ પોતાના રોબની કે તાબની બલા વલગાવી શકયો હતે નહી અને મ્હારા બેફામ થયલાં બદન ઉપરથી મ્હારી ઓલખનો ઝલકાટ છીણુવી લેવાને ફાવ્યો હતે નહી. હવે તો તે સમશેર પણ મેં ગુમાવી. તે પણ મ્હારા તાબેદાર જેવાઓ દરમ્યાન ગુમાવી! તે સમશેરનું હવે કામ પણ શું છે? જ્યારે તે જે મ્હારા ન્યાગાનોની કમરે લટકીને મ્હારી ઇરાની શાહાનશાહાતની તકેદારી કરતી હતી, તેમાંથી હું તદન બાતલ થયો, તો શું તે મ્હારી કમરે રહીને મ્હારા ન્યાગાનોની શાહાનશાહાતમાં મ્હારા ન્યાગાનોની દીનઆઇન સમાલનારા ને મ્હારા ન્યા-ગાનોના વતન ઉપર જાનથી ફીદા રેહનારાઓ દરમ્યાન કતલ પાંઠરે ને મ્હારા ન્યાગાનોના બેહસ્તી રૂવાનોને નાખુશ કરવાનો કેહેર હોરી લે? જા, ઠીકજ થયું કે મ્હારા ફરેલાં મન મગજ સાથ તે સમશેર પણ મ્હારી કમરે લટકવાથી ફરી ગઇ. હવે હું કયાં ઇરાની છું કે ઇરાનના મરહુમ શાહાનશાહોના હથ્યાર મ્હારા તન ઉપર લટકીને નામદારી અપાવે?

હવે મ્હારૂં અવલમાં અવલ એ કદમ ભરાવું જોઇયે, કે મ્હારે શીતા-બીથી નામદાર ખલીફ ઓમરને મલીને ઇસ્લામી દીનનો એકરાર કરવોજ. તે એકરારમાંજ મ્હારા ફરી ગયલાં ઇરાની લોહીનો બીજા સાબુત રહેલાં ઇરાની લોહી ધરાવનારા નામદારો ઉપર સદકો કરવોજ. એક જેહાન ધ્રુંજે

તેવું યાદગાર કામ કરવાનું કદમ ભર્યું ને આ મ્હારૂં ન્યાગાન શાહાન-શાહીની ઓલખ ધરાવનારૂં ખંજર મ્હારી કમરમાંથી ખેંચ્યું કે યા યજ-દાન, તમામ જીકર ને જંજાલનો છેડો આવ્યો. મ્હારા મોટા દુશ્મનને લઇ હું આ ફના જેહાનથી વીદાય થયો ને હમેશની જેહાનમાં તુરમંદ યજદાન હજુર હાજર થયો કે બસ. ઇનશાલ્લા !"

---

## બાબ ૪૭ મો.

**[ખલીફ ઓમર સાથ શાહજાદા ફીરૂજને મુલાકાત. શાહજાદા ફીરૂજનું ઇસ્લામી મહજબ કબુલ કરવાના કોલે મદીનાની મોટી જુમા મશજીદમાં દાખલ થવું. ખલીફનું ખુન તે પાછલ ફીરૂજનું ખુન.]**

"જીંદગી પામ્યો જે જાન, મરે કોઇ આગલથી કોઇ પાછલથી,
જંગી બન્યો પેહલવાન, ધરે મુદઇ સમશેરથી કોઇ સાંકલથી."

હોનારત બનનાર તે આવી આગલ, ત્યારે શાહજાદો ફીરોજ ત્રણ દીન ને ત્રણ રાતનો ભુખો તરશો મદીનાની રાહે શીતાબ કદમ ચાલ્યો. તેના મનનો ઠેડાવ કાંઇ ઓર ને મકમ હતો. તે નામદારે હવે ઇન્શાનની ખાંની પીની ઉપરથી મન ઉઠાડયું. તે ઇરાનીમાંથી નીકલી ગયો એટલે પોતે ઇન્શાનીમાં નથી એમ સમજયો અને જ્યારે ઇન્શાનીમાં નથી ત્યારે ઇન્શાનીને સલામત રાખનારી ખાનીપીની ઉપર તેનો હક નથી; એ મજબુત મનની મુજાહમતથી તે પોતાની અજલની શીકલ જોતો અને તે સાથ વાત કરતો ચાલ્યો. તે પોતાની શાહાનશાહાતની જાવોજલાલીમાં ઇરાન, આરબસ્તાન ને આરમીન્યાથી તે છેક યુનાનના મુલક લગી મુશાફરીમાં ફરી વળેલો, તેથી તથા જબુન છેલ્લા હાદેશામાં તે છુપા પોશાગમાં એક મુલ-કથી બીજે મુલક રખડ કર્યામાંજ પોતાને સલામત રાખી શકયો હતો તેથી તેને મદીનાની રાહ ખાતર કોઈ ભોમ્યાની જરૂર હતી નહી. તે શીતાબ ચાલ ચાલવા સારૂ તો શીતાબ ચાલના જાસુસોનો શાહજાદો કેહવાતો હતો. તે ચાલનો આ વખ્તે તેણે ઠીક લાભ મળ્યો. બીજે તેની રાહે મદીના જતાં અઠવાડયું લેતે, તેટલી રાહ તેણે ત્રણ દીનમાં પસાર કરી મદીનામાં તે દાખલ થયો, તેવોજ ત્યાનાં મોટા અબદુલ રેહમાનને મળ્યો અને પોતાના દીલનો ઇરાદો કહીને પોતે ઇરાનની શાહાનશાહાત ઉપર એખલો હકવાજબી દાવો ઉઠાવનાર વારસ હૈયાત છે, એમ જણાવ્યું ત્યારે તે મોટા

જંગી શાહજાદા ફીરોજને ખલીફ ઓમર પાસ હાજર કરવા લઇ ચાલ્યો.

ખલીફ ઓમર પોતાની બંને બાજુએ બીરાજેલા મોટા પીરાનપીર આરબ નામદારો સાથ પોતાના રાતે જોયલા ખાબનું બયાન કરતો હતો. તે કહેતો હતો "આજે મધરાત પછે મેં ખાબમાં જીબ્રાયલને જોયો, જે ફીરેસ્તાએ મને બગલગીરી કરી અને કહ્યું 'ઓમર તેં ફાની જેહાન જીરજબર કરી અને તમામ દીનદુશ્મન કુફરોને ઇસ્લામી દીન કબુલ કરાવી. તેં તમામ ઇરાન ને તુરાન ને આરબસ્તાનનાં ખુણેખુણા અલ્લા ને રૂસલનો પેગામ ફેલાવ્યો. હવે તું ચાલ કે આશમાન ઉપર દોજખમાં સબડતા કુફ-રોના મગજને અલ્લાનું નામ શીખવ્યે. ત્યાં જેહાનનો મોટો પેગમબર પોતાના જમના દસ્ત મીશાલના અબુબકર સાથ ત્હારી રાહ જોતો બેઠો છે.' એ કહેતાં જીબ્રાયલ ગેબ થયો."

આ ખાબ પછે હું જાગ્યો ત્યારનો એ દરમ્યાન સમાયલા ભરમથી મ્હારાં દીલમાં એવું આવે છે કે મ્હારી અજલ નજદીક છે. હું આ ફાની જેહાનના કીનારાને છેલ્લી સલામ બજાવી જવાને ઠેરવાયો છું. એ ગુફતગુ, ઓશ્માન જે ઉમરે લગભગ પોનોસો વર્ષની ભરતીએ આવી ચુકેલો તે સાથ કરવામાં ગુઠાયલો હતો, તેટલાં અબદુલ રહેમાને શાહજાદા ફીરોજ સાથ આવ્યાની ખબર પોંહોંચાડી જે પાછળ તે પોતેજ ઇરાની શાહજા-દાને લઇ ઓમરની સામે હાજર થયો. ખેરઆફ્યત પુછ્યા પછે શાહજા-દાની વાત ચાલી. ત્યાં ઓમર ને તેના બુજ્રેગ મસલતગારો સીવાય કોઇ હતું નહી, અને એ મસલતગારો પણ દરેક પોતે ખલીફ જેવી હોરમત ને દરજ્જાનાજ, ત્યાં અબદુલ રહેમાન જેવો ઇરાનની શાહાનશાહાતને તા-રાજ કરનારો જંગી આરબ સરદાર, શાહજાદા ફીરોજ સાથ હાજર, એ-ટલે આ ખબર પાંમવાને કોઇ પવનની પણ તાકત હોય નહી. આ મસ-લતગાહ દરમ્યાન દરેક ગુફતેગુ છુપી ને બંદબસ કાનુને ચાલી. શાહજાદા ફીરોજને જેવી મનની ઉમેદ તેવીજ મુરાદ ફલ્યા જેવો મામલો નકી દેખાયો. તેને મદીનાની મોટી મશજીદમાં ઇસ્લામી મહજબનો કલમો પઢાવવો અને પછે તેના સર ઉપર ઇરાનનું તાજ મેલીને તેને પાદશાહ કરવો અને ઇરાનની પાદ-શાહાતનો બંદોબસ્ત ને હાકમી તેના દસ્તમાં સોંફવી. આ કામ સરનજામ ઉતારવા ખાતર અબદુલ રહેમાનને તેનો તમામ કારોબાર સોંફયામાં આવ્યો.

ખલીફ ઓમર મશજીદમાં દાખલ થયો. ઇરાની શાહજાદાને ઇસ્લામી દીન કબુલ કરાવવાની ક્રીયા થનાર છે, તે ખબર પસ્રાથી સારા મદીના શેહેરના આરબોથી તે મશજીદ ચીકાર થઇ ગઇ હતી. પોતાના ખલીફને

મશજીદના દરવાજા ઉપર કદમ મેલતી વખતે તે તમામ ઇસ્લામી ખલકે છેક કમરથી વાંકા વલી સર નમાવી સલામ કરી. તમામ બુજોર્ગ ને નામદારી પામેલા પીરાનપીર આરબો આ વખ્તે મશજીદમાં હાજર હતા. ખલીફ ઓમર ઘણો સાદો રેહતો હતો. તેને ઇરાનીઓ મીશાલની જાવો-જલાલી રાખવાની કે એશઆરામ કરવાની કે દમસમ મારવાની ચાલ બીલકુલ નાપસંદ હતી. તેનો ખ્યાલ એવો કે એવી લાલચમાં જે કોમના આદમીઓનો જીવ ગીર્ફતાર થયલો હોય તે જીનહાર પોતાની હાકમી ને પાદશાહાત સમાલી શકે નહીં. તેની સાદાઇની ત્યાં તલગ દાસ્તાન ચાલે છે કે કુફામાં સાઆદ બીન વાકાસ એક મહેલ ઇરાની શાહાનશાહોની ઢપછપે બંધાવી ત્યાં પાદશાહી સરસામાન ગોઠવાવી ખુબ જાવોજલાલીથી રેહવા લાગો, તે વાત જાણતાંજ ખલીફ ઓમરે પોતાના એક સરદારને શીતાબ કુચ કરી જઇ તે સલગાવી દેવાનો હોકમ આપ્યો. તે હોકમ માફક જ્યારે તે કુફાનો મોટો મહેલ સલગાવી દીધાની ખબર પામ્યો ત્યારે તેના જીવને કરાર થયો. એવો સાદા ખવાસનો ખલીફ ઓમર ખુબ સાદાઇથી શાહજાદાને ઇસ્લામી દીનમાં લેવાની ક્રીયા કરાવવા લાગો. કલમાના કલામ સરૂ થતાં ખલીફ પોતે પવીત્ર ઇસ્લામ હોયાથી નીમાજ પઢવા જમીન ઉપર પડ્યો, કે ફીરોજે કમરમાંથી ખંજર ખેંચ્યું, જે જોતાં કલમો કલમાને ઠેકાણે ને અબદુલ રેહમાને એક પોકાર માર્યો. પોકારના પવન કરતાં ખંજરની વીજલી જેવી શીતાબીની હદ રહી નહી. વીજલી પડે ને ઝલક ગેબ થાય તેમ શાહાજાદા ફીરોજનું ખંજર ખલીફ ઓમરના સીનામાં પેઠું. એક જબરો ગુલબાંગ ને ખલીફની પાસના જબરા સરદારોનો હોમલો થયો પણ જીવ ઉપર આવેલા ફીરોજે બીજા સાત નામદાર આરબોને ત્યાં બેજાન ને દસને મરતતોલ જખમી જમીનદોસ્ત કર્યા. પછે તો આરબોની હજારો સમશેર ને ખંજરનો મારો ઉલટ્યો, પણ તે મારાથી ફીરોજે પોતાનો જાન ખોવા બદલે પોતાનુંજ ખંજર પોતાના સંગીન સીનામાં માર્યું અને ના એક દમ કે ના વરાર કે ના સાસ એ રવેસ ત્યાં ચુપ ખરી પડતી સુકી ડાળ મીશાળે તે બેજાન પડ્યો.

મદીનાની મોટી મશજીદ માહેતમનું મકાન બન્યું. આ ખુનામરકીનો તમામ જુમ્બો અબદુલ રેહમાનને સર આવ્યો. તે જંગી આરબે તનમન ને જબાને ઇસ્લામી થયલા શાહજાદા ફીરોજના અંગ ઉપરના ચીનાઇ રેશ્મી કપડાનાં પોશાગમાં ઓમર જેવા મોટા ખલીફાની અજલ લાવનારૂં ખંજર સમાયલું જાણ્યું નહીં. જો કે મસલહતમાં આ શાહાજાદાના પોતાને પગે ચાલી આવી ઇસ્લામી દીન કબુલ રાખવાની ઉલટ ઉપર વેહેમ તો નખાયો હતો, પણ તેના પતલાં બદન ને સુરડાલ હીલચાલે

તે વેહેમને હસી કાઢયો. વલી તે શાહાજાદાને ઇસ્લામી મહજબ એખત્યાર કર્યામાં ઇરાનની પાદશાહાત ને તખ્તોતાજ મલવાની પુરતી અપાયલી ખાતરી ઉપર જો ગમે એવા દુરઅંદેશ મગજનો ખ્યાલ ચાલુ થાય તો તે આ રવેસના ભરાનારા ખુનખાર કદમનો ખ્યાલ કદી ખાબે પણ કબુલ કરવાને ના પાડે. આ ભેદ, અજાયબી ભરેલા વતન ને કોમનો પ્યાર ધરાવનારાં દીલનોજ હોય. એ ભેદ ઉપર તો શાહજાદા ફીરોજે પોતાની જબાનની જબુનગી ધોઇ નાખવાનો પાયો રચેલો હતો. ખરા ઇરાની દાખલ મરવું ને તમામ ઉમેદ, મોરાદ ને મોહબતનો ભોગ આપવો, એ એક હેતુંજ ફકત જાલવવો, તો પછે તેવા મકમ ઇરાદાથી કામ લેનારા સંગીન છાતીના જંગી ઇરાનીને એવી તે શું લાલચ હોય કે તેનાં મસ્ત મગજને પોતાની બાજી બજાવવામાં ડામાડોલ બનાવે? જે શાહજાદાએ લગભગ પખવાડયાંનો રોજો પાલેલો ને એક તીપું પણ પાણી કે તલ પણ ખોરાક ઉપર જાન લોભાવ્યો નહી; તે તમામ જફા ને જંજાલ ઉઠાવ્યોનો એકરાર શું? આ, કે હવે આ ઇન્શાની જીંદગીમાંથી રૂખસત લેવી ને નામોશીમાં આવી પડેલાં જાનનો નીકાલ કરવો, પણ તે નીકાલ લાવવામાં પોતે એક એવી દુરઅંદેશી વાપરવી, કે સરપે ઘેરાઇ આવલું કાલું વાદલું ખસી જાય અને તે દરમ્યાનથી મુરાદ નવાજનારી નામદારીનો લતીજો મેલવાય. એ રવેસ શાહજાદા ફીરોજનો હેવાલ નીપજ્યો. તેણે પોતાની શાહાનશાહાત, દીન, કોમ ને સરજમીનની પાયમાલી કરનારા મોટા દીનદુશ્મનનો જાન લીધો અને વતનના પ્યાર ખાતર પોતાના જાનનો સદકો કીધો.

શાહજાદા ફીરોજના આ ખુની કામથી આરબસ્તાનની તમામ આલમના દીલમાં ઇરાનીઓ ઉપર કાતેલ કીનો ફેલાઇ ગયો. ત્યાં મશજીદથી તે મેહલલગી ઇસ્લામી ખલકના ટોલાં જમાવ થયાં. કીનો, કીનો ને કીનો એ શખુનોનો પોકાર દરેક આરબની જબાન ઉપર જહનુન ઉશકેરવા લાગો. ત્યાં મળેલા મોટા જંગી ને દુરઅંદેશ આરબ આગેવાનોએ એક મોટાં લશકરથી ઇરાનનો સમુલો ખરાબો કરવા ને તેના દરેક જરથોસ્તીને બેજાન કરવાની મસલહત રચી. મરનાર ખલીફની ગાદી બુજોર્ગ ઉમરના ઓસ્માનને આપ્યાથી ખલીફ ઓસ્માનનો અમલ ચાલુ થયો. તમામ ઇસ્લામી સલતનત દરમ્યાન આ સમાચાર ફરી વળ્યા.

---

# બાબ ૪૮ મો.

**[ઇરાન ઉપર નવેસરથી આરબ લશકરની ચઢાઈ આવવાની તૈયારી. સરદાર હસનને ખલીફ સાથ મુલાકાત. ખલીફના શખુનોથી હસને છોડેલી સરદારી.]**

બાજી તો બજાવવી એક અમર જીત,
ઇરાન ગુમ કરવું જેહાનથી ખચીત.
ઇરાનમાં વસાવવા ખુનપીનાર પલીત,
ઇન્શાન નાબુદ કરી વસાવવા અફ્રીત.

ખલીફ ઓમરના મોત સાથ ઇરાન ઉપર નવેસરથી મોત ને માહેતમ ઉલટવાનો દાવ મંડાયો. એક લાખ જવાન ને જંગી આરબોએ લડાઇના હથ્યાર પોતાના તન ઉપર લટકાવ્યાં અને ના પગમાં કફ્સ કે ના સરપર કોલાહ એ મીશાલ જંગલી હેવાન શાનીની ફોજ બની હતી, તેની વડી સરદારી અબદલ્લા સાઆદને સોંપી. તે જંગી આરબ સરદાર શીતાબીથી ઇરાન ઉપર કુચ કરવાને તૈયારીમાં પડયો છે, તેટલા શીકસ્ત પામેલા સરદાર હસનને પોતાની અરધી ફોજ સાથ મદીનાની સરહદ વેર હટી આવ્યાની ખબર પડી તેથી જે જંગલી જહનુન ને કીનાનો આતશ સલગ્યામાં ખાંમી હતી, તે તમામ ભરપુર થઇ પુર તેજી ઉપર ચઢી. ખલીફ ઓસ્માને સરદાર હસનને મદીનામાં બોલાવ્યો. ખલીફ, જંગનો હેવાલ હસનને ખુદ મોહડેથી સાંભલી હાલની ઇરાની જંગમાં પોતાની આગલ થઇ ગયલા ખલીફોની નામદારી મીશાલની નામદારી મેલવાશે કે કેમ તે માટે મોટા અંદેશામાં પડયો. સરદાર હસનને જોઇ તે પીરાનપીર ખલીફ ઓસ્માને સવાલ કર્યો: "શું ઇરાનની આપણી ફતેહ ને ઇસ્લામી દીનનો ફેલાવો તેના મુલમાંથી ધસી ગયો અને તમામ ઇરાન આ જંગમાં ઉઠયું? નેમાયલા આપણા આગલા જંગી હાકમોની હાકમી ઉપર શું તદન આફત ગુજરી ને તે તમામ નામદાર હાકમોની ખુવારી થઇ?"

સરદાર હસન પોતાના ખલીફના સવાલ સાંભલી ખુલાશો કરવા લાગો: "નેમાયલા હાકમોને આ જંગની ખબર હોય એવો મને કસો મુદ્દો માલમ પડયો નથી. ઇરાનની ફતેહ માત્ર તમામ તે સરજમીન વેરાન થયા જેવી હાલતમાં મેલ્યા શીવાય બીજી નથી. આપણી દીન ત્યાં આસ્કારા થઇ છે ને ઘણીખરી ઇરાની આલમને પોતાના બેશ કબીલા સાથ આપણી દીનનો એકરાર કરાવ્યો છે. તેઓના આતશખાના તારાજ કરીને ત્યાં મશજીદ બંધાઇ નીમાજ પઢાય છે; પણ આ જંગ સાથ તે તમામ મામલાને કસું લાગતુ

નથી. આ તો એક જંગી ને દીનદાર ઇરાની ખલક, જે કોઇ કાલ પોતાનો મહજબ ને યકીન ફેરવનાર નથી. બસ પોતાના મહજબ ને વતન ખાતર જે ખલક જાનની છેલ્લી રોશની તલગ પોતાની મરદાનગીનો શીકો બજાવતી રેહશે, તે ખલકે આ જંગ બરપા કરી છે. આ જંગમાં કીરમાનનો જંગી શાહ શામીલગાર છે. તે તથા તેનું કીરમાની લશ્કર જેણે આજલગી આપણી જંગ ને આપણા લશ્કરને ગણકાર્યું નથી, તે શાહ પોતાના જંગી લશ્કર સાથ હાલની જંગ ઉઠાવનાર જણાય છે. આ જંગનો દાવો સાબુત દેખાડવા સારૂ કોઇ એક ઇરાની શાહજાદીને ઇરાનની શાહાનશાહાત ઉપર તખ્તનશીન કરી છે. તે શાહજાદી સાથ શાહે કીરમાનની શાદી થવાનો કોલ નકી થયો છે, તેથી શાહે કીરમાન પોતાની શાદી કર્યા આગલ પોતાની રાણીના દાવાનો ફડચો કરનારી જંગ લડે છે. અગર જંગમાં પોતાના વતનને આપએખત્યાર કરે ને પાદશાહીને નવેસરથી આરાસ્તા કરે, તો તેના ઇનામમાં ઇરાનની તખ્તનશીન શાહજાદી સાથ શાદી કરીને જેહાંન દરમ્યાન મોટો શાહાનશાહ કેહવાય. આ ભેદ જણાય છે. આ શાહે કુફાને વેરાન કર્યું છે. મ્હારાં લશ્કરને સખતતર કતલ કરવાની બાજી ઉઠાવી, પણ હું લગભગ મ્હારાં જંગી લશકર સાથ બચી આવ્યો છું, કે મ્હારા ખલીફના નવા હોકમ ને નવા લશકર સાથ તે કુફરોની પાયમાલી કરી નાખું અને એક જંગ તે બજખના મેદાનમાં એવી ફેંકુ કે હવે પછેના જમાનામાં જરથોસ્તી ઇરાની એ નામ ફક્ત શાહોના નામામાં કાયમ રહે."

ખલીફ ઓસ્માને સરદાર હસનની જબાનથી હાલની ઇરાની જંગનો મુદ્દો સાંભળ્યો ત્યારે તે ઓરપણ જાદા અંદેશામાં ગરક ગયો. 'ઇરાની નામ બીલકુલ ગુમ થઇ જતાં પહેલાં તો આરબસ્તાંની મોટાં લશ્કરોની કતલ ચાલુ થનાર, જે દરમ્યાન ઇસ્લામી ખુવારીની ના હદ રેહનાર કે નામદારીનું એક તલ જેટલું પણ નામ થનાર.' એ વીચાર આવ્યાથી ખલીફનો ચેહરો ફીકરમંદ થયો.

ખલીફ ઓસ્માને હસનને કહ્યું: "ઇરાનની જંગની શીકલ ગોયા આફતનાક બની ગઇ છે. આજ લગીની ઇરાન દરમ્યાન થયલી આપણી જંગોની ખુવારી ને કતલ કરતાં બેશક હાલની જંગોની ખુવારી ને કતલની હદથી જાદા ગણત્રી ઉતરશે. સાંભલ હસન, ખુબ કાન ધર. મેં એક લાખ શીપાહનાં લશ્કરની સરદારી અબદુલ્લા સાઆદને સોંપી છે. અને હોકમ કર્યો છે કે આદરબીજાનથી દીનદુશ્મનોની બુનબેખ ઉખેડતો છેક મદાયુનના

છેડાલગી કતલ ચલાવતો જાય. જ્યાંપણ ઇરાની નેગાહે પડે ત્યાં બસ તેનાં સરની તલબ કરવી. દીન કબુલ કરાવવાની તો વાતજ ભુલી જવી. ઇસ્લામી દીન કોઇ ખરો ઇરાની કબુલ કરનાર નથી. અગર દીન કબુલ કરી તો તે ઇસ્લામી તરીકે જીવનાર નથી. જાહેર ઇસ્લામી પણ બાતેન તો ઇરાનીજ રહીને જ્યારે પણ તે પોતાની બાજી મેલવવા જેવો જોગ જોશે ત્યારે તે ઇરાની જુસ્સા સાથ ઇસ્લામીનો જાન લેશે. એવા કુફ્રોને દીન કબુલ કરાવ્યા કરતાં બેજાન કર્‌યામાં મોટું સવાબ હાંશલ થાય છે. કુરાનમાં કુફ્રને એક પલ પણ સલામત રાખવાને સાફ મનાઇ છે. જંગી અબદુલ્લા સાથ ઓ હસન તું પણ પોતાના શીકસ્ત પામી આવેલાં લશ્કર સાથ ઇરાન ઉપર લડાઇ લઇ જા. અને એવી રાહે ઇરાનના દીલમાં તું કુચ કર કે જ્યારે સરદાર અબદુલ્લા પોતાના લશ્કર સાથ ઇરાન ઉપર ઉતરે ત્યારે તેને મલી જઇ ત્યાં જમાવ થયલા કુફ્ર ઇરાનીઓની તમામ ફોજની તારાજી કરવામાં યાહુમ ઝોંકાવ. હું ઇરાનમાં નેમેલા આપણા ઇસ્લામી હાકમો ઉપર નામાં લખીને આ જંગમાં તેજી ભાગ લેવા ખાતર પોતાના લશ્કરોની મદદ મોકલવા ફરમાઊં છું. એક નામું મીસરના ફતેહમંદ સરદાર મોટા ઓમરૂ ઉપર રવાના કરૂં છું કે તે ત્યાંથી પચાસ હજારનું જંગમાં ધારૂં થયલું ને પાકી કવાયદવાલું લશ્કર, અબદુલ્લા સાઆદની ઇરાનીઓ સાથની ચાલેલી જંગમાં મદદ કરવા ખાતર રવાના કરે."

આ જીકર ચાલી હતી ને સરદાર હસનને ઇરાન દરમ્યાન મલેલી શીકસ્તનો દાગ ધોઇ નાખવા સારૂ ફરીને અચ્છી તક આપ્યાની રેહેમ કરી હતી તેટલાંજ ત્યાં પીરમર્દ તેલાહ, જે પણ ઓસ્માન જેવો બુઝોર્ગીએ પોંહોચેલો ને પેગમબરનો શોબતી, તે ત્યાં દાખલ થયો. ખલીફ ઓસ્માને પોતાના મસલહત્યા દરબારી તેલાહને મોટી ઇજત નવાજી પછે મસલહત પુછી: 'અગર આ ઇરાની જંગની જોખમદારી વધે અને આપણું તમામ લશ્કર અગર અલ્લાનો હોકમ હોય ને ત્યાં રોકાઇ જાય યા ઘેરાઇ તારાજ થાય તો આ જંગમાં આગલ કદમ ભરવામાં ફેજ છે કે જે હાલતમાં ઇરાનીઓ પોતાને મેલી દેવાને રાજી થતા હોય તે હાલતમાંજ તેઓને મેલી દેવા જોઇયે?' બુઝોર્ગ તેલાહ પોતાના ખલીફને સાંભલી ખુબ વીચારમાં પડયો. તે દુરઅંદેશ આરબ રાજદરબારીએ આ ઠેકાણે આ બીકટ સવાલનો જવાબ આપવા મેહતેલ માંગી અને હાલ તર્ત જે કદમ ભર્‌યું છે, તે ઉપર પસંદગી જણાવી. ખલીફે સરદાર હસનને આ વખ્તે દીલાશાથી કહ્યું 'હસન, હવે જંગમાં બીજી શીકસ્ત મેલવ્યા કરતાં જાનને આ જંગમાં કુફ્રોના સર ઉડાવ્યામાં નામદારી મેળવતો શીરદુશ રવાના કરજે. આરબ

તે નથી કે ઇરાનીની જાવોજલાલી ને એશઆરામનો ગુલામ થઇ પોતાને તનદ્રોસ્ત રાખવામાં ઇજત સમજે.' આ દીલાશો કે તાણો તે તો હસનનુંજ મન જાણે પણ આ નશીહત ઉપર હસને અમલ કર્યામાં પોતાને બીલકુલ હાંસલ જોઈ નહી. હસને બાતેન તો કીનાખોર પણ જાહેર હસ્તાં મુખે પોતાના નવા ખલીફ્નો વીચાર પસંદ પડ્યા જેવું ડોલ ઘાલ્યું, પણ તેનું દીલ આ તાણાથી કરી હાલની જંગમાંથી ઉઠી ગયું. તે ઇસ્લામ મહજબનો રાસ્ત શરીક હતો, અને તે પોતાના પેદર અલીથી એવી તો પાક ફરજ શીખ્યો હતો કે તેનું દીલ ખાબમાં પણ એક પલ પોતાની નેક નઇઅત કે પોતાના ઇસ્લામી મહજબ ઉપરથી ખસ્યું હતું નથી. તે આ તાણાથી દીલનો ઘણોજ કફા થયલો ખલીફ્ને સલામ બજાવી ઉઠયો, ત્યારેજ બોલ્યો: "ખલીફ્ ઓસ્માને મ્હારાં લશકરની સરદારી કોઇ બીજા ઇસ્લામી મહજબના રાસ્ત યકીનદારને હવાલે કરવી. હું આ શીકસ્તની નામોશી ને નાઉમેદીમાં એટલો ગીર્ફતાર થયો છું કે હાલની જંગમાં મ્હારી બાજુ ને સમશેર મને યારી દે એ બનવું મુશકેલ છે." એ કહેતાં તે ત્યાંથી પોતાના પેદર અલીના મકાન તર્ફ ઘોડેસ્વાર થઈ ચાલ્યો. ખલીફે હસનનું બાકી લશકર પણ અબદુલ્લાના લશકર સાથ મેળવી નાખ્યાનો હોકમ જાહેર કર્યો.

---

# બાબ ૪૯ મો.

**[શાહજાદો શાપુર આરબસ્તાનના ખલીફની તમામ ભેદી હીલચાલની ખબર સાથ આદરબીજાનના મેદાનમાંની દસ્તુરાનદસ્તુરની છાવણીમાં. શાહે કીરમાનનો રૂકો ને દતુરાન દસ્તુર દાદનો આફશોશ. રૂકાનો જવાબ શાહે કીરમાન ઉપર રવાના.]**

"હવે સાકી કોઈ પણ હાં એક પ્યાલો લાવ,
શરાબ ને ગમ તેમાં બન્ને સમાવ.
દુખી મ્હારાં જીગરનો બન આસ્નાવ,
મ્હારો હાલ વાંચી તેવો કંઇ વંચાવ.
યા દસ્યાવે દુબતો મુ સમ બંચાવ,
મ્હારી અથંગ આગ તું અગ્નીથી હોલાવ.
આ આગનો આબથી ઉલટો છે વધાવ,
આગ ઉપર આતશનોજ મારો લગાવ."

હવે મ્હારા હમદીન વાંચનારા ભાઈ, તું પેલી તર્ફ આપણા શાહજાદા શાપુર તર્ફ ત્હારૂં મગજ લગાડ કે તે નામદાર શાહજાદો કોહેસ્તુમના બચાવમાં પોતાના ચીનાઇ લશ્કરને લગોલગ નામદારીમાં ખપાવી દઈ દસ્તુરાનદસ્તુર દાદના હોકમથી તે ફેરાવન થયલા શાહજાદા ફીરોજનો ભેદ પામવા ને બને તો તે ઇરાની મનમાં તેના ઇરાન ને ઇરાની લોહીની ખરી મોહબતનો આતશ રોશન કરવાની ઉમદા નેમ રાખતો હતો. તે શાહજાદો શાપુર પોતાની દુરઅંદેશીથી એક ચાલાક જાનવર ઉપર સ્વાર થયો. આ વખ્ત તેના તમામ તનમાં દીનદુશ્મનો તેને ઇશ્લામી નહી સમજે તોપણ ઇરાનીઓમાંનો તે છે એવું તો જીનહાર માને નહીં તેવો સાદો સુતરાળ પોશાગ પેહર્યો હતો. તેનું હથ્યાર ફક્ત ખંજર હતું, તેની નેગાહ ફક્ત જંગલી આરબ જેવી જહતુની ને તેજ થયલી હતી. તે જે રાહે ઇરાનની સરહદ તર્ફ આરબસ્તાની લશકર આવ્યું ને આદરબીજાન થઈ કોહેસ્તુમના કીલ્લાનો કબજો લેતાં ખાહીના સર ઉપર ગોઠવાયલા કરાંમતી અસ્પોથી ને પાછલ ચીનાઇ લશકરથી પાયામાલ થઈ ગયું હતું, તેજ રાહે તે આરબસ્તાનની સરહદ તર્ફ ચાલ્યો તો ત્યાં તો આરબસ્તાનના જંગી સરદારોની સરદારી હેઠલ આરબોની મોટી મોટી ફોજોની ફોજો શીતાબ કુચ કરતી જોયાથી તેના ઇરાની દીલમાં ઇરાનના નશીબાનો અફશોશ ખેંચાયો. તે આ તીડના

ટોલાં મીશાલની કુચ કરતી આરબ ફોજોથી હેરત થયો. તેટલાં તે ફોજમાંથી એક ભાગ નીરાલો થઇને આદરબીજાન તર્ફની રાહ દરમ્યાન દેહરા ખેંચી પડયો. બીજો ભાગ એક ફોજ બનીને મદાયુન તર્ફની રાહ દરમ્યાન દેહરા ખેંચી પડયો. ત્રીજી ફોજ ઘોડેસ્વારની તીરનદાજોથી કીરમાનની રાહે યાહુમ કુચ કરતી ચાલી. આ આરબ લશ્કર લગભગ સવા લાખ શીપાહોનું બનેલું હતું અને તેના સરદારોએ આગલ ઇરાન દરમ્યાન મોટી નામદારી ભરેલી જીત મેલવી તે પુરાતન શાહાનશાહાતનો તમામ ખજાનો લુટયો હતો. આ જબરા દીનદુશ્મન લશકરને યાહુમ એ રવેસ ઇરાન ઉપર ચઢી આવ્યાથી શાહજાદા શાપુરે ઇરાનની જીત તો શું પણ તે પ્યારાં વતન ને હમવતનીઓની બીલકુલ તારાજી થવાનો હીંગામ જોયો. તે જંગી ઇરાનીએ શીતાબ એક પકકો મનશુબો પોતાના મન સાથ કસ્યો. તે આરબસ્તાની લશ્કરમાં મલી ગયો અને પોતાની બેહદ તદબીર ને કલાથી તેઓનો તમામ ભેદ મેલવી લેવામાં ફાવ્યો. જ્યારે તે લશકરનો ભેદ ભરમ પામ્યો ત્યારે તે પોતાના તનબદનથી ગોયા એક પલક દરમ્યાન એવો ફેરવાઇ ગયો, કે ના તેના મનને કરાર રહ્યો કે ના તેના તનમાં તાકત રહી. અંતે તે નામદારે જે પણ ખ્યાલ ને ગણુત્રી શાહજાદા ફીરોજ ખાતર કરી હતી, તે ખરી પડેલી જાણી ત્યારે તેના દીલના રૂવેરૂવાં ખરી પડયાં. શાહજાદા ફીરોજની નાદાનીનો ઇરાનની શાહાનશાહાતનો તદન છેડો આવવાને જેવો લતીજો મલ્યો, કે નવા ખલીફે ઇરાનની રજેરજ રેજ રેજ કરવાને ઠેરાવ અમલમાં મેલ્યો. સાપુરે મનમાં જાણ્યું કે "હવે ઇરાનની શાહાનશાહાતનો દીન તદન શીહા થયો એટલુંજ નહી પણ ઇરાનીની દીનનો પણ ખુરશીદ ગોરબ થયો. હવે ઇરાનની તદન પાયામાલી થયા સાથ દીનના તમામ પાક મુકામ જમીનદોસ્ત થશે. અને જયાં આજ એક ઇશ્લામ કે એક મશજીદ નથી ત્યાં હજારો ઇસ્લામ વસી જશે ને કંઇક મશજીદ બંધાઇ ઉઠી ઉભી થશે! પણ એ તો એક મ્હારાં જેવાં બેમગજ ને રખડતા થયલા ઇરાનીના મનની હાલતનો અડસટો છે." તે આ વીચાર સાથ એક પલક પણ નકામી ધીલમાં ગુજારી નાખવાને ફીકરમંદ થયો. તે પોતાની ફરજ બજાવવાની ખરી સમજ ધરાવતો હતો, તેથી તે આ જંગી દીનદુશ્મનોનું લશ્કર પુરાનું આદરબીજાન ને કોહેસ્તુમની તારાજી કરે, તે આગલ દસ્તુરાન દસ્તુરને મલવાને પવન મીશાલે ઉડયો જ્યારે તે જુની આદરબીજાનની હદમાં દાખલ થયો ત્યારે તે દરમ્યાન આરબોની ફોજ છાવણી નાંખી પડેલી જોયાથી તેની તાજુબીની હદ થઇ. 'અરે આ જંગ કે કયામત બરપા થવાનો વખ્ત આવ્યો છે? શું દીનદુશ્મનોનો

ભેદ ઇરાનીને નહી મલતાં, તેઓ ઇરાનના તમામ ભેદના માલક થઇને પોતાના લશકરને ફ્નેહમંદ ઉતારવાની બાજી મેલવ્યામાં ફાવે છે?' આ માફક જંગી સાપુર પોતાના જીગર દરમ્યાન જીકરનો સવાલ કરતો એક છુપી વલાણમાં ઉતર્યો, કે બીજી પલે દસ્તુરાન દસ્તુરની છાવણીમાં આવ્યો, જ્યાં આથોરનાનની દરબાર દરમ્યાન તે નામદારને જીકરમાં ગુઠાયલો જોયો. ત્યાં જેવી શાહજાદાની ચશ્મ સાથ તે બુજોર્ગની ચશ્મ એક થઇ કે તેનો ચેહરો ખુશાલી ભરેલો થયો. શાહજાદા શાપુરને ફરી જીવતો આવેલો જોવાની ઉમેદ કપાઇ હતી, તે દરમ્યાનના તેને એક તાર પણ એલજામ પોંહોંચેલો નહીં, તે જોતાં તે બુજોર્ગ ને તેની તમામ દરબારના દીલ શાદમાન થયાં. તમામ દરબારે ઉઠીને તે શાહજાદાને ઇજતથી દસ્તુરાન દસ્તુર પાસની જગાએ બેસાડ્યો. શાહજાદાએ પોતાની એ રવેસની મદારતનું હેશાન માનવા જગોએ પોતાને મલેલી દીનદુશ્મનોના લશ્કર ને ભેદની કુલે ખબર કહી અને આ અફશોશકારક હેવાલમાં શાહજાદા ફીરોજનું દાસ્તાન જે તેને ખબર પડ્યું હતું તે તફશીલવાર બયાન કીધું.

જ્યારે દસ્તુરાન દસ્તુર દાદને શાહજાદા ફીરોજની હકીકત મલી ત્યારે તે નામદારે એક વફાદાર ઇરાની ખાતર પોતાના હલકથી અફશોશ ભરેલો સાસ ખેંચ્યો. તે નામદાર બોલ્યો "શાહજાદા ફીરોજે આસ્માન ગવાહ છે કે ઇરાનને નફો કરવાના પુખ્ત ખ્યાલે આ કમનશીબ ખ્યાલમાં પોતાની કારકીરદીનો છેલો સફો પુર્યો પણ તે ઇરાનીના લોહીને વખણાવવાની ઉમેદમાં ગરક ગયલા દેલાવરે પોતાના કામનો જોખમ સમજવામાં ઘણી ગફલતી ખાધી. તેના આ ખુનથી પરવરદેગાર રાજી થયો નહીં તેથીજ ઇરાન ઉપર આરબનો દોર ચાલુ થયો છે. હવે દીનદુશ્મનોના લશ્કરો ઉપર લશ્કરો ધસ્યાંથી ઇરાન જંગમાં નામદારી મેલવશે, પણ અંજામ આયંદે શીહા છે. મેં તો ઘણી પણ તદબીરનો પાસો સુલટો નાખ્યો ને જ્યાંલગી ઇરાનનો કાબુ મેલવવા જેવો મામલો દેખાય નહીં ત્યાંલગી એકાંતમાં વખ્ત ગુજારવાને નકી કરી રાખ્યું હતું. શીહા શબના રોશન કરનારા આસ્માનના શીતારાઓ મ્હારા હેવાલથી વાકેફ છે, કે અગર મ્હારી ગણત્રી ને નજુમ માફક મ્હારી નામદાર શાહજાદીએ મને અમલ કરવા દીધો હતે અને જંગીઓમાં મોટા મશ્હુર જંગી શાહે ફીરમાન પોતાની જુવાનીના જોશમાં મોહબતનો ગુલામ થયો હતે નહીં, તો જેમ દીનદુશ્મન જુહાક તાજીના જાલમ અમલનો છેડો લાવી નામદાર ફરેદુન ઇરાનના તખ્ત ઉપર આવ્યો તેમ શાહનશાહજાદી ગુલશીરીના આપણા ન્યાગાનોના તખ્તોતાજની માલક બની તખ્ત નશીન થતે. જો સબર ને તવકોલથી શીહા શીતારાનો ચાલુ થયલો નેહેસ-

વખ્ત ગુજારી નાખવાની બાજી રચાઇ હતે તો બેશક આપણા મોટા સાસાન્યાન શાહાનશાહ અરદેશર બાબેગાનનો નશીબો આપણે મેલવી શકતે; મગર અફશોશ! હવે તો ફતેહ ઉપર ફતેહ મેલવતાં છતાં ને નામદારીની હદ થયા છતાં ઇરાની શાહાનશાહાતના સાહેબ, માર ખાઇ હાર ખાહી ખુવાર બેખુવાર થયલા ઇસ્લામીઓ થશે. હા, હું દીનદુશ્મનોનો ચાલુ થયલો મારો ને તે સામે થતા આપણા કરામતી અસ્પ અસવારોની સમશેરના જવાબો સમજુ છું. શાહજાદા શાપુર તમો નામદારને કોહેસ્તુમના કીલ્લાના રખવાલ લશ્કરની સરદારી સોંપુ છું. અને બોરમના શાહજાદાને આ જંગ દરમ્યાન તમો નામદારની મદદે રહેવાનો હોકમ કરૂં છું. જંગ કરવામાં પુરતી કલા વપડાય અને આપણા નામદારો બચાવમાં રહીનેજ જંગલી પશુ મીશાલે ઉલટી આવેલા ઇસ્લામી ફોજના ટોલાંઓનો ધાન કાઢે એ ચાહું છું. આ વખ્તે તે મોટા દસ્તુરે ત્યાંનાં તમામ લશ્કરમાં એક પોકાર માર્યો:

'મ્હારા નામદાર શાહજાદાઓ, ને મ્હારા નામદાર દસ્તુર સરદારો તમો દરેક દીલાવરો મ્હારી હીલચાલ જોવો છો. મ્હારા ચેહરાનું નુર તો જે પલથી આ જંગનો પાયો નખાયો, તે પલથી ઉડી ગયું છે. સબબ, મ્હારી મરજી વીરૂધનો એ પાયો નખાયો છે. મ્હારો ગમથી ખવાયલો ચેહરો આજે બામુદત થઈ મ્હારી અમર નાશીપાયશીનાં બખતરમાં છુપાયો છે. હું જે આજ લગી છુપાઇ ભરાઇને જીવ્યો તે મ્હારી કોમની બાકી પાયમાલી જોવાજ જીવ્યો હોઉં તો જો કે હું પોતાને જીવતો રાખવામાં યકીન હતો કે મ્હારા છેલ્લા દીવસોમાં એક એવી નામદારીની જંગ મારશ કે મ્હારા વતનને તારશ ને મ્હારા શાહાનશાહોના તખ્ત ઉપર ન્યાગાનોના વારસને બેસાડશ. હવે તે ઉમેદનો છેડો આવ્યો છે. શાહે ફીરમાને જે ઉતાવલ કરી છે, તેથી તે પોતાની હાકમીવાલા મુલક ઉપર દીનદુશ્મનોની ચઢાઇનો ગજબ મોકલાવી ચુકો. ત્યાં હાલમાં તે નામદારની જગોએ તેનો બીરાદર શેહર્યાર હાકમી ઉપર છે પણ ત્યાં લશ્કર કયું છે ને જંગ આજમોદાહ સરદારો કયા રહ્યા છે કે પોતાની ખલકના બચાવમાં હથ્યાર ઉઠાવશે? આ વખ્તે મને દસ્તુર જામાસ્પની મોટી જરૂર થઇ પડી. તે નામદારને સરદારી આપવામા જબીર જેવો આરબ સરદાર જેહાનથી નાબુદ થયો પણ બીજા દસ જબીર બને તેવા સો જંગી સરદારો પોતાના મોટા લશ્કર સાથ ચોતર્ફથી ઉતરી આવે છે, તેઓનો ધાન કાઢવામાં તેની સલાહ મને પુરતો ખુલાશો સમજાવતે, જે મ્હારા અંદેશા સાથ મલતો આવતાં તે ઉપર અમલ થઇ રહેતે."

આગળ નામદારોના નામદાર દાદની જબાન ચાલતી અટકી ગઇ, સબબ ત્યાં એક ફીરમાની જાશુસના આવ્યાની રખવાલે ખબર આપી. આ ફીરમાનીએ મોટા દસ્તુરને જોતાંજ નેક દુવા ગુજારી અને શીતાબ એક રૂકો કાઢી હજુરમાં ધર્યો. જાશુસનો રૂકાવાલો દસ્ત હજી તો બરાબર લાંબો થયો નથી તેટલાંજ તે રૂકો ઝડફથી ખેંચીને દસ્તુરાનદસ્તુરે બોલ્યો. જ્યારે જબાન ચાલી ત્યારે તે દરમ્યાનની ખબરથી જૈફ દસ્તુરાન દસ્તુર દાદ એટલો અફશોશ કરી બોલ્યો, કે એ જંગ થયામાંજ બજખબામીની પુરી ખુવારી થવાનો અંક પડયો. આગલ રૂકો વાંચીને દસ્તુરાનદસ્તુરે બાગેબુલંદ પોતાની તમામ મીજલસને કહ્યું કે "હું જે પણ હોકમ શાહે ફીરમાન કે સપેહશાલાર રૂસ્તમને મોકલુ છું તે ઉપર અમલ કરતા તો રહ્યા, પણ તેથી ઉલટા ચાલીને નહી ધારેલી આફતનાક બાજીનો પાયો નાખ્યાનો જોખમ નીપજાવે છે. અગર જો બજખબામીમાં મ્હારા પેહેલા હોકમ માફક શાહે ફીરમાન ને સપેહશાલાર રૂસ્તમ પોતાના તમામ લશ્કર ને દરબાર ને સરદારો સાથ દાખલ થયા હતે તો આજની હાલતમાં તેઓ ક્યાંથી ઘેરાતે! વળી હાલ બજખબામી દરમ્યાન કુચ કરવાનો હોકમ એવી તો બેદરકારીથી અમલમાં આવતો અટકયો છે કે આપણી નામદાર શાહજાદીની સલામતી જોખમાય છે. ફરગાનાનું લશ્કર છે પણ તે મદદ કરવા આવેલું હોયાથી જેટલી તેઓ ઉપર આપણી ઉમેદ હોય તેટલી પાર પડવામાં ખાતરી રખાય નહી. અને દસ્તુર બેહરામ પોતાના પાંચ હજાર આથોરનાન લશકર સાથ અગર જો રાતોરાત કોઇ કેહેર વરસાવનારી જંગ ઉઠાવનારા દીનદુશ્મનોની ફોજો ચઢી આવે તો તે સામે કેમ પોતાનો ટકાવ કરી શકે? તે છતાં જબરા ને ફાવેલા હરીફો સાથ ખુલ્લાં મેદાનમાંજ સમશેર મારવાનો ફાકો ધરાવવો અને ક્યાં કારણસર આ જંગ ચાલવાની છે, તેનો તમામ ખ્યાલ ફરામોશ કરવો, એ કયા દાનેશમંદ જંગી સપેહશાલારોની કુનેહ હોય?"

એ કહ્યા પછે પોતે શીતાબ એક રૂકા ઉપર પાંચ પચાસ પેહેલવી હર્ફો ખેંચ્યા, તે પોતાની સામે ઉભેલા ફીરમાની જાશુસને હવાલે કરતાં કહ્યું. "ઇરાની, ત્હારા જાન કરતાં આ કીંમતી જોખમને ત્હારા શાહને સ્વાધીન કરવા ગુવાદ યજદની મદદ માંગ, અને ઇન્શાન તરીકે નહી પણ યજદ તરીકે આ રૂકો પોંહોંચાડવાની જાશુસી બજાવ!" એ સાંભલતાં તે જાશુસ નહી પણ ગોયા પવનજાદ હોય તેમ તે જંગી ફીરમાનીનો અરપ હવામાં ઉડતાં વાદલાં મીશાલે ત્યાંથી ધુમી ઉડયો.

હવે દસ્તુરાન દસ્તુરે બીજા પાંચ સાથ હર્કો પોતાની મીજલશને સમજાવ્યા 'મ્હારા નામદાર હમશરીકો' આસ્માનની જમીન બને ને શીતારાઓની ગેરદ બને તોય આપણું આફ્ત વરસાવતું નશીબ એક રજ ફરનાર નથી. એકવાર આ સારી ઇરાનની સરજમીન ગોહરોની બને અને ત્યાંની ઇરાની આલમ ગોયા અલમ મીશાલની અજમતી બને તોય આપણને બક્ષીન્દા થયલા નશીબાનો અંક ફરનાર નહી. આપણામાં એવી સક્તી આવે કે આપણે આપણા મુદઇઓની સરજમીન દરમ્યાન લરજો દાખલ કરીને ત્યાં ધરતીકંપનો ગજબ ઉપજાવ્યે અને તેઓના શેહેરોના શેહેરો તારાજ કરયે તોય જે તારાજી દરમ્યાન આપણો જમાનો અટવાય છે તે જીનહાર રજ પણ થોબનાર નથી. એક નશીબો તો નક્કી છે. ત્યારે આપણી ઇજત ખાતર, આપણા ઇરાન વતન ખાતર, આપણી કોમ ખાતર, આપણી ઇરાની પાદશાહી ખાતર, આપણા ઇરાની મહજબ ખાતર ને આપણા કયાની નામ ખાતર જંગમાં સેવટ લગી સમશેર બજાવવી. મારવું ને મરવું એ શીવાય બીજી કાંઇ હાંશલ રહી નહી. હવે પછે જે વખત આપણ ગુજારશું તે મોતના મેદાનમાંજ, ત્યારે હું આપણા તમામ લશ્કરના સીપાહો, સરદારો, સલાહકારો, દસ્તુરો ને જે કોઇબી ઇરાની હોય તે તમામ હમવતનીઓને અર્જ ગુજારૂં છું, કે જો સાબુત દીલ હોય તોજ આ જંગના મેદાનમાં અજલના પંઝા સાથ પંઝો મેલવવાને કમર કસવી. બાકી તમામ જનોને મ્હારી પુરતી છુટ છે કે જે પણ પોતાના મનનો બચાવ ને ઉમેદ હોય તે મુઆફેક પોતાનો માર્ગ એખત્યાર કરે. આ જંગ લડ્યાપછે નથી દીન માજદીયશ્નીના ચલાવનારા દસ્તુર રહેનારા કે તેઓથી કાંઇ ડર ઉપજશે, કે નથી શાહાનશાહાતના લેનારા શાહજાદાઓની હસ્તી રેહનારી કે તેઓને જવાબ આપવો પડશે? હું મ્હારાં રાસ્ત દીલથી વેરાન થયલાં આદરબીજાનથી તે છેક બજખામીના છેડા લગીના તમામ જમાવ થયલાં ઇરાની લશ્કરને આ ખબર આપું છું ને તેઓને છેલ્લી ઘડી પોતાના મન ઉપરાંત આફતમાં નહી ઉતરવાની પુરતી છુટ નવાજુ છું.'

આ શખુનો બોલતાં બોલતાં ત્યાંની તમામ ઇરાની આલમ દરમ્યાન જઇફમાં જઇફ દસ્તુરના દીદામાંથી આતશના ચમકારા વરસવા લાગા. તે નામદાર આ પલેજ એક જોરેમંદ પહેલવાન બની ગયો હોય તેવો મસ્ત, શીહા શબ પણ ઠઠરી ધ્રુંજે એવો ગંભીર થઇ ગયો.

———

# બાબ ૫૦ મો.

[આદરબીજાનની તારાજી-મોટાં આતશબેહરામની પાયામાલી-દસ્તુરાન દસ્તુર દાદ મુદઇ લશ્કરને જબરી શીકસ્ત આપે છે-આથોરનાન લશ્કરની મોટી ખુવારી.]

આ જીંદગી કેવળ આજ ઝેર જેવી થઇ છે,
ઝેર કરતાંબી ઝેરી, બાકી જે હાલ રહી છે.
દીરગનથી, દોસ્તી નથી, દોલત નથી, દીલ નથી,
ગમખારી નીશામાં આ જીંદગાની જોખમઇ છે.
કમબખ્તીમાં ઘેરે ઘેરે થયો છું તદન બેહાલ,
હાલ હવાલી શરમાય એવી આ દેહ અટવઇ છે.
મુશ્કેલી નથી જેહાન જીતી લેવી શીતાબ તે,
મુશકેલી તે, જીતેલી જેહાન કુલ વેરાન ભયી છે.

શાહજાદા શાપુરનો સંદેસો સાંભલતાંજ દસ્તુર દાદના દીલમાં શીતાબીથી લડાઇની કારસાજી નકી કરવાનો ખ્યાલ ઉલટયો. તે જંગી ને દુરઅંદેશ ઇરાનીઓના ખેરંખાહે પવન જડકે આદરબીજાનના આતશ બહેરામ ઉપર ત્રણ હજાર જંગી આથોરનાનોની ફોજ મજબુત હથ્યારબંધ કરીને તકેદારી ખાતર નેમી. આદરબીજાનમાં ઇરાની વસ્તીનું નામ હતું નહીં પણ તેઓના સાસાન્યાન અમલની સરૂઆતથી બંધાયલાં મોટાં પાદશાહી આતશખાનાનું મકાન હતું. જ્યાં શાહાનશાહ જમશેદ ને તે પછે સ્પેન્તમાન જરથોસ્તનો લાવેલો આસ્માની નુરમંદ આતશ પોતાની અમર રોશની ઝલકાવતો તખ્તનશીન રહ્યો હતો. એ બુલંદ નુર આતશ હાલલગી ઇરાનની પાયામાલીના પંઝામાં સપડાયો હતો નહીં; તે આતશને સમાલવા ને બચાવી લેવા ખાતર દસ્તુરાન દસ્તુર દાદે બનતી તમામ સલામતીના ઉપાય લીધા. ખોરમના શાહજાદાને તેના જંગી લશ્કર ઉપરાંત બીજા પાંચ હજાર નવાં આવેલાં આરમીન્યન ઇરાની લશ્કરની સરદારી નવાજી, અને ત્યાં જંગ દરમ્યાન જોઇતી કલાથી કામ લેવાને તમામ કુનેહની સમજ અપાઇ. પેલા કોહેસ્તુમના કીલ્લાની ખાહીને ફરતા રાખેલા અસ્પ સવારોને આદરબીજાનના આતશબેહરામને ફરતા મેલી દીધા અને એવી રવેસ ગોઠવી કાઢયા કે ખાહીને મથાળે કરતાં જ્યાં બેવડા યા ત્રણ ઘણા કામે આવવાનો મામલો બન્યો. આ તો દીનદુશ્મનોની ફોજનો જ્યાં જંગનો જવાબ મલવાનો પાયા મેલાયો, પણ જ્યાંથી જો ફાવીને દીનદુશ્મનો આગલ ચાલે તો કોહેસ્તુમનું શું થાય? તે માટે બીજી રવેસ રોનક રચાઇ. પીલસ્વારો તો

કીલ્લા ઉપર ગોઠવાયલા હતા અને તેના ચલાવનારા ઠેડવાયલા હતા. તે શીવાય બીજી કોઇ જંગી તદબીર લાં થવા જેવો સાર જણાયો નહીં. કીલ્લો પોતે એવો બુલંદ ટેકડાની ટોંચ ઉપર બંધાયલો હતો, કે તેનો કબજો લેવામાંજ દીનદુશ્મનોને શીકસ્ત પામ્યા મીશાલની ખુવારી પોહોંચે, તે ઉપરજ શુક્ર કરવામાં દસ્તુરાન દસ્તુરે ગનીમત જાણ્યું. હવે કોહેસ્તુમની પડોશમાના મોટાં મેદાનની જંગી તદબીર થઇ. લાં જેટલું જંગી આથોરનાન લશ્કર હતું, તે તમામ જંગી લશ્કરને હથ્યાર બીડીને રાતોદીન લડાઇની તૈયારીમાં રેહવા ફરમાવ્યું. આ લશ્કર દસ હજાર જબરા કવાયદવાલા વતન ને શાહાનશાહાત ઉપર જાનફેશાન આથોરનાનોનું બનેલું હતું. આ લશ્કરના એકેએક સ્વાર ને સીપાહે પાક યજદી ઝલકાટમંદ આતશને શુખડ ને અગરનો અકેકો કકડો મેલીને સોગન ખાધા હતા 'ફતેહ ને પાદશાહાત, નહીં તો મેદાન ને મોત' એ વગર બીજી બાજી નહીં ને તેમાં જીંદગી રાજીજ નહીં. એવું જાન ઉપર આવીને લડનારૂં તે લશ્કર હતું. આ લશ્કરની બાજી ઉલટાય એવું જો દીનદુશ્મનોનું લશ્કર ફાવે તો પછે આ લશ્કરને ઉગત રાહે ને ગુપ્ત માર્ગે કુચ કરાવીને બબ્ખ્યામીમાં પોંહોંચાડવું, જ્યાં તે લશ્કરની બાકી પોતાની શાહાનશાહજાદીની સલામતી ને બચાવમાં નામદારી ભરેલી જંગ મચાવ્યામાં સમશેર ચલાવે.

દસ્તુરાંન દસ્તુર દાદ પોતાના લાનાં લશ્કરની દુશ્મનોનાં લશ્કર સામે જંગ ઉઠાવવાની તમામ તઇઆરી જે દીવસે કરી રહ્યો, તેજ રાતે દીન-દુશ્મનોના લશ્કરોનાં લશ્કર આદરબીજાનની સરહદના મેદાનમાં આવી પોં-હોંચી દેહરા ખેંચી પડ્યાં. જંગી સરદારો રોશન મશાલ લઇને તે લત્તા ને મેદાનની તપાસ કરવા મંડ્યા. ચોકીબાન લશ્કરની ટુકડીઓ, ઇરાનીઓ તેઓનાં લશ્કર ઉપર શબેખુન નહીં મારે તે માટે ચોતર્ફે ફરતી મેલાઇ. આ જે જબરો શોહોરશોર મચ્યો ને લશ્કરની ધમાલ જારી થઇ તેથી આદર-બીજાન આસપાસ આફતનાક કતલ ચાલુ થવાની હોય એવો દેહશતનાક દેખાવ થઇ રહ્યો હતો. વખ્તે વખ્ત દીનદુશ્મન લશ્કરી તર્ફથી ઝેરી તીર છુટીને આદરબીજાન દરમ્યાન જઇ પડતો પણ તેનો જવાબ આપવાને ઇરાની-ઓને હોકમ નહીં હોયાથી દુશ્મનોના તીરથી થતી ઉશ્કેરણી ફોકટ જતી હતી.

પણ શીહા રાત અરધી ગુજાર્યા પછે તો દીનદુશ્મનોથી તીરનો વરસાત વરસવા લાગ્યો. તમામ ઉશકેરણી ગોયા દીનદુશ્મનોનો શબેખુન મારવા જેવો તાલો રચવા જેવો દીશ્યો, અને દુશ્મનો તર્ફથી તેમ બનવાને વીલંબ પણ ક્યાંથી હોય મગર હાલ આદરબીજાનમાં ઇરાની લશ્કર ને જંગની રચના કેવી છે?

તે બાબે બેખબર હોયાથી આરબસ્તાની લશ્કરના વડા સરદારની શબેખુન માર- વાની હીંમત ચાલી નહીં. જ્યારે બામદાદનું ઝલઝલું પડયું ને આદરબીજાન ગોયા વેરાન સરજમીન જેવી જણાઇ, ત્યારે તલુ થતા ખુરશીદની પેહેલી રજાલ ખેંચાતાં આરબ લશ્કરે તે ઇરાનીઓની જાવોજલાલ સરજમીન ઉપર પોતાનાં કદમ મેલીને ઉગતા દીનના સારા સકુન માની લેવા જેવો ખુશબખ્તીનો પોકાર કરયો. પછે તમામ આરબ લશ્કર તે શેહેર દરમ્યાન ઘુસવા દોડયું કે પેહેલીજ વલણે ઇરાનીઓએ તે સરકસ મુદઇઓને એવી તીરનદાજીનો તારીફ લાયક હુનર દેખાડયો કે આરબ લશ્કરની એક આખી હરોલના સીના સીવાઇ ગયા. આ આફતથી આરબોની ફોજમાં ભારી દેહસત પેઠી. આરબ સરદારોએ શીતાબ શેહેર બાહેરજ પોતાની ફોજોને ઠરવાનો હોકમ કાઢયો. તલાશ થઇ ત્યારે તાજુબીની હદ રહી નહીં કે એવો મોટો ખરાબો રચાય તેવી તો કોઇ જંગી ઇરાની ફોજ આદરબીજાનમાં દેખાતી નહીં. આરબ ન્હાના મોટા સરદા- રોની સભા મલી, ત્યાં જીકર થઇ ને અંતે આ ઠેરાવ પસાર થયો કે હાલ માત્ર એક હજાર જંગી આરબોની ટુકડી શેહેર દરમ્યાન દાખલ થઇને ત્યાં કેવી જંગ કલા રચાઇ છે, તે માટેની અજમાયશ મેલવે. આ વલી નવા શીકારો પોતાની બેખબરીથી શેહેરમાં દાખલ થયા કે તીરબાજીનું એક મસ તુફાન પુકાતાં તમામ અજમાયશ મેલવનારાઓ પોતાની આગલ બેજાન થઇ પડેલા હમશરીકો પાસ મુડદાં થઇ પડ્યાં. આરબ સરદારોએ પોતાના વડા સરદાર સાથ આ વખ્ત પોતાની મોકલેલી ટુકડી ઉપર ખુબ નેગાહ રાખી હતી, તેથી તે ટુકડી કેમ ને ક્યાંથી તીરનદાજીનો મારો ચાલુ થઇ પાયમાલ થઇ તેની ખબર પડી. જંગના ચલાવનારા આરબોએ જોયું કે શેહે- રમાં કોઇ જબરી ઘોડેસ્વાર ફોજ ગોઠવાઇછે. જેઓ જંગમાં જબરી જવાંમરદી વાપડી સકે છે. આ ફોજ જેવી જંગી છે તેવીજ જબરી પણ છે, એટલે જેવી કલા ને કવાયદથી સુધરેલી ઢપે જંગ કરી સકેછે, તેવી અગર જંગલી લડાઇ ચલાવવાની પણ બાજી ખેલવી પડે તો તેમ કરવા જેવા પણ અંગે જબરા ને હાથના છુટા દેખાય છે. એવો સાર મેલવ્યા પછે હવે જે હોસ્યારી વાપરવાની રહી, તે ફક્ત ચોતર્ફથી શેહેરમાં ફરી વલી જઇ જેટલો પણ શીતાબીથી આ જંગનો છેડો લવાય તેમ લાવવાનો પક્કો મનસુબો રચાયો. આરબ લશ્કરના ચાર ભાગ થઇ ગયા. ત્રણ ન્હાના ને એક મોટો ભાગ બનીને મોટાં લશ્કરે મુખ્યેથી ને ત્રણે ન્હાનાં લશ્કરોએ ત્રણ બાજુથી શેહેર દરમ્યાન કુચ કરી. આ માફક ચઢાઇ આવ્યાનો ત્યાનાં આથોરનાન લશ્કરના વડા સરદારને ખાબમાં પણ ખ્યાલ રહ્યો હતો નહી. તે નામદારે ચોતર્ફથી આરબ લશ્કરો દરમ્યાન પોતાનાં જંગી લશ્કરને ઘેરાયલું જોયું

ત્યારે તેણે અજલના ફીરેસ્તાને શલામ કરીને પોતાની સમશેર મ્યાનથી ખેંચી. જ્યારે આથોરનાન લશ્કરે પોતાના વડા સરદારની સમશેર મ્યાન બાહેર ને દીનદુશ્મનોના જબરાં લશ્કરને પોતાના સરઉપર આવી ઉભેલું જોયું ત્યારે કોલજુમના દસ્યાવ મીશાલે એક તુફાની જોર અજમાવ્યો. પછે જે જંગ મચી તેનું બ્યાન કયાં થઇ શકે? આરબ લશ્કર પોતાની મોટી ખુવારી કરતું આતશબહેરામ ઉપર તુટી પડયું. દીનતું જહનુન કેવી નાદાન્યત ને જુલમાતનો દોર મચાવે છે તેનો જો નકશ જોવો હોય તો આ જંગ તેનો આબેહુબ નકશ હતો. અજાયબ કરામતથી આ મોટાં આતશબેહરામનો યજદી આતશ, એક જંગી આથોરનાન ટુકડીની પાશબાની હેઠલ દસ્તુર ધવલને આપી તે અસ્તક દસ્તુરાન દસ્તુર દાદ જનાબ કોહેસ્તુમ નજદીકના મેદાનમાં મોકલાવી દીધો. તે એક ટુકડી ને તે એક પાક આતશ પાદશાહ, આરબ લશ્કરની જંગથી બચ્યા તે ખરા, બાકી તમામ આથોરનાન લશ્કર પોતાના સરદાર સાથ તે પાક આતશના મકાનમાં દીનદુશ્મનોને દાખલ નહી કરવાની ભારી જંગમાં કપાઇ ગયા. પેલા પોલાદ સ્વારો ને ચાંદીના તમામ અસ્પો પણ એ જંગમાં તુકડે તુકડા થઇ ગયા. આતશબેહેરાંમ લુટાયું. ત્યાંનાં મોટા જરાવના ફરસ ને યાકુતનાં છત્રો લુટાઇ ગયાં. આતશબેહરામનું મકાન ગોયા ખુનના દસ્યાવમાંની ટેકડી મીશાલે બન્યું હતું. લગભગ તે આસપાસ દસહજાર જંગી ઇસ્લામીઓના મુરડાં પડયાં હતાં. આતશખાનાવાલા મકાનને ચોગાન ત્રણ હજાર આથોરનાનો પોતાની જાનફેશાનીની નામદારીમાં ઝલકતાં મોત સાથ બગલગીરી કરી મુડદાં થઇ પડયાં હતાં. તેઓના દેલાવર દીલમાંથી લોહીની ચાલુ થયલી ન્હેર ગોયા બેહશત પોંહોંચવાની શોરખ રાહ બનતી હોય એવો તે લોહીનો ઝલકાટ તલુ થયો હતો. તે દરમ્યાન મુખ્યેના ચાંદીના પુરજા થયલા અસ્પો ને પોલાદના રેજ રેજ થયલા કરાંમતી સ્વારોના ટુકડા ભેલાઇ જઇને રોશન ખુરશેદના તાપથી એવી ગરમી ફેલાવતા હતા કે ત્યાં જીવતું રહેલું જીત ઉપર ખુશ થતું આરબ લશ્કર બેતાબ થવા લાગ્યું.

તેટલાં તો ત્યાં એક પોકાર ઉઠયો. આરબ લશ્કર ઉપર નવો તીરનો માર ચાલુ કરતું બીજું દલેર લશ્કર કુચ કરતું ધસી આવ્યું. આ લશ્કર ખોરમના શાહજાદાનું હતું. શાહાજાદાને જેવો હોકમ હતો તેવી રવેશ તે હોકમ બજાવવા સારૂ તે નામદારે આતશબેહરામને તારાજ ને જમીનદોસ્ત કરતા દીનદુશ્મનો ઉપર પોતાનાં જંગી ખોરમન લશ્કર સાથ એક ખુનખાર જંગ ચલાવી. લુટ ને લાલચમાં ગીફતાર લશ્કરને આ વખ્ત જબરી બેકરારી ઉપજી. હાલની જંગ, જાનની સલામતી રહે તેવી નહી એ જાણીને

તેઓના દીલનું અરધું જોર તુટી ગયું. ખોરમના શાહજાદાના ન્હાના પણ જંગી લશ્કરના આબાદ ખુનખાર મારા સામે થાકી લોટપોટ ને લાલચમાં ગીરફ્તાર થયલાં આરબ લશ્કરની હરોલ તુટી. આ વખ્તે આરબ લશ્કરની હાલહવાલી એવી થઇ કે તે મેદાનમાંથી એક તારની હાંશલ કે એક તલ નામદારીનો જલકાટ મેલવ્યા વગર પીઠ ફેરવવાનો સખ્ત વખ્ત આવેલો જોઇ આરબ સરદારોના દીલમાં લરજો પેદા થયો. 'ખલીફ ઓસ્માન પાસ ક્યાં ચેહેરા ને શીકલે જઇ ઉભા રહ્યે?' એ સવાલથી તે સરદારોના સરમાં મગજ ફરવાં લાગાં.

આ બારીકમાં બારીક મામલા વખતે વડા સરદાર અબદુલ્લાએ એક પોકાર માર્યો. અલ્લા વ અકબરની ચીચારી ખેંચાઇ; જંગ ને શીરદુશનો ખ્યાલ, નાહીમત થયલા આરબ લશ્કરના શીપાહના મગજમાં ઉછળ્યો. ફરી જંગ દરમ્યાન ઇસ્લામીઓની ફોજનો સપાટો ચાલુ થયો. ખોરમનું લશ્કર પોતાની ગમે એવી જંગી કુનેહ વાપડતાં છતાં આ દીનના જહનુનીઓના મેદાનમાં તપોતપ કતલ થવા લાગું. ખોરમનો શાહજાદો આ વખ્તે પોતાના લશ્કરની મદદમાં એક અદના શીપાહ મીશાલે પોતાની સમશેરનો સપાટો લગાવતો હતો અને નામદાર જંગી આરબોને મોતનો અશઆબ પેઢાવતો હતો, પણ તેની બાજી જે ઉલટાઇ ગઇ, તે સુલટાવાનો હીંગામ દીસ્યો નહીં. તે છેક જાન ઉપર આવીને દુશ્મનોની સફમાં ધુસ્યો અને સમશેરના દરેક ફટકે પોતાની રાહ ખુલ્લી કરતાં તે છેક વડા સરદારની ટુકડી સામે આવી લાગો. ત્યાં પોતાના હરીફને જોતાં પોકાર માર્યો "ઓ જંગલી આરબ, તું સરદારી લાયક નથી કે નાહક બેગુનાહ ઇન્શાનોને ખાકમાં લેટતા કરવાનો જુલ્મ ગુજારે છે. ત્હારા ખલીફને મરદાનગીનો તરીકો ખબર નથી અને તું તો એક હેવાન મીશાલનો જંગી આરબ છે. અગર તું જંગી હતે ને દેલાવરોની સફનો બીરાજનાર સરદાર હતે તો પોતાના હરીફને પોતાની સામે હાજર જોતાં છતાં જંગનો નશીઓ અજમાવાને મેદાન નહીં પડતે? હજી પણ આ બેગુનાહ ગોસપંદોનો કસાઇ થવાની નામોશી સર ઉપર લેવાં કરતાં નામદારીનો ઉઠાવનાર થવાને આવ મ્હારા મેદાનમાં ને જીહીલ મ્હારી સમશેરનો એક જરબ ત્હારાં સર ઉપર ને અજમાવ નશીઓ આ જંગનો" ખોરમન શાહજાદાને સાંભલીને સરદાર અબદુલ્લાના દીલમાં દીન ને જહનુન બન્ને ખ્યાલોએ જોસ્સો ઉપજાવ્યો. તેને એક જંગી હોમલો લઇ જવાની તલબ થઇ અને તે આરબે મેદાનમાં પોતાનો આરબી ઘોડો દપટાવ્યો. આ બાજુ ખોરમનો શાહજાદો ને તે બાજુ આરબોનો સરદાર

બન્ને પોતાના દસ્તમાની તેજ સમશેરથી હરીફ થઇ ઉભા. એક દાવ મોતના કશમથી ખેલાયો. આરબ સરદારની સમશેરથી શાહજાદો જખ્મી થયો અને શાહજાદાની સમશેરથી આરબ સરદારનો એક પગ નકામો થયો. શાહજાદો હજી ઘોડેસવાર આરબ લશ્કરના સીપાહો ઉપર પોતાની સમશેર ચલાવતો પોતાના લડાઇ કરતાં લશ્કરમાં આવી પોંહોંચ્યો. આરબ સરદારને તેનું જંગી લશ્કર આસપાસ ફરીવલી બચાવી છાવણીમાં ઉઠાવી લઇ ગયું. શાહજાદો જખ્મી થઇને બેસુદ્ધી ઉપર આવી લાગતી હાલતે પોંહોંચ્યો છે. અને તેનું લશ્કર જવાંમરદીની કીરતી ગજાવ્યામાં ખપી જવા આવ્યું છે, તેટલાં ત્યાં બીજું નવું આરબ લશ્કર બીજા જંગી સરદારની સરદારી હેઠલ દાખલ થયું કે ખોરમના લશ્કરની બાકી ફોજ ને આરમીન્યન ઇરાની લશ્કર બોલ બોલતાં આ સરજમીન ઉપર હઇઆતીમાં હતાં નહીંજ એવો તેનો ધ્યાન નીકલી ગયો. પણ ખોરમનો છેલ્લો જંગી શાહજાદો નવા આરબ લશ્કરની જંગનો કોલ્યો થાય તે આગલ દસ્તુરાન દસ્તુર દાદ પોતાના આથોરનાન લશ્કર સાથ ત્યાં કુચ કરી આવ્યો. તે નામદારે ત્યાંનાં લુટાયલાં આતશબેહરામને જોઇ પોતાના તમામ લશ્કર સાથ છેલ્લો સેજદો કર્યો. પછે જબરી શીફતે તીરનદાજી લશ્કરનો મારો ચાલુ કરી દર પલે કદમ બકદમ હટતાં દીનદુશ્મનોને કોહેસ્તુમના કીલ્લા લગી દુમ્બાલે લાવ્યો કે પોતે પોતાના તમામ લશ્કર સાથ ખાહી બોલંગી કીલ્લામાં દાખલ થઇ ગયો અને તેના દરવાજા બંદ કરી લઇ કીલ્લા ઉપરથી બેહેરેમન પીથ ફેરવી નાહાસે તેવો તીરનદાજી મારો ચલાવ્યો, ત્યારેજ આરબ લશ્કરના સરદારો પોતાના કાતેલ હરીફની બાજીનો ઉછલતો પાસો સમજ્યા.

દીનદુશ્મનોએ એક લેહજામાં કોહેસ્તુમની ખાહી પુરી દીધી અને કોટ ઉપર પીલસ્વારો ઉપર તીરનો મારો ચાલુ કરયો. આ મારો ચાલુ કરાવવાની કાંઇ કમ કોશેસ દસ્તુરાન દસ્તુર દાદે ચલાવી હતી નહી. જ્યારે દુશ્મનોથી તીરનો મારો પીલસ્વારો ઉપર ચાલુ થયો ત્યારેજ જબરાં આરબ લશ્કરને આ જંગ આગલી જંગોથી તદન ન્યારીજ તેની ખબર પડી. પીલસ્વારો તીર ખાતાંજ આતશનો મારો એવો આબાદ ચલાવતા કે હરીફ સરદારોની અકલ ઠેકાણે રેહવા લાગી નહીં. આ આતસ્યા જંગ લગભગ ત્રણ કલાક લગી ચાલુ રહી, જેમાં આરબોની ફોજની ફોજ બલી જલી જખમી હાલતને પોંહોચી ગઇ. પણ પછે તમામ બાજુથી આરબ લશ્કરનો એકદીલીથી હલ્લો થયો. આ વખ્તે આશ્માનના કાન બેહરા કરનારો અલ્લા અકબરનો પોકાર થયો, અને તે પલકેજ ચોતર્ફથી દીનદુશ્મનોએ

કીલ્લા ઉપર ચઢી જઈને કીલ્લાના બચાવનાર દસ્તુર દાદના જંગી લશ્કર ઉપર તીરોનો એક સખ્ત મારો ચલાવ્યો. એક જંગલી ને જહનુની આરબ ફોજ પેલા પીરસ્વારોનો ભોગ થયા પછે ભેદ જાહેર પડયાથી તે પીલસ્વારોના ટુકડા કરવાને કીનાના આતશે ઉશકેરાયલાં આરબ લશ્કરે વીલંબ લગાડયો નહીં. પીલસ્વારોની તદન તારાજી કરીને વડા સરદાર અબદુલ્લાના હોકમ માફક કોહેસ્તુમનો સદનતર કબજો લેવા તે માહે આરબ લશ્કર ઉતરયું. આ લશ્કરને દસ્તુરાન દસ્તુરે પોતાની જંગી આથોરનાન ફોજ સાથ એવી શીફતે જંગ દરમ્યાન ઉશકેરી, કે તમામ આરબ લશ્કર તે કીલ્લામાં દાખલ થયું. એટલે લગી આરબ લશ્કર પોતાની ફતેહમાં ચોકસ થયું કે જખમી થયલા સરદાર અબદુલ્લા ને તેના જેવા બીજા ન્હાના મોટા જખમી જંગીઓ માત્ર કોટ બાહેર રહ્યા છે. દસ્તુરાન દસ્તુરે આ માફક કોહેસ્તુમના કીલ્લામાં આરબ લશ્કરને ઉતારયા પછે છુપી રાહે પોતાના જંગી લશ્કરને પોતાના આગલાં મેદાનની છાવણીમાં દાખલ કરયું. જ્યારે એક પણ જંગી ઇરાની તન ત્યાં કોહેસ્તુમ કીલ્લામાં રહ્યું નહીં અને આરબ લશ્કરને કોહેસ્તુમના ધણી થયા જેવી ખુશાલીમાં બેદેહસત કુચ કરતા જોયા, કે દસ્તુરાન દસ્તુરે આગલથી પોતાને મન નકી કરેલા ઠેરાવ માફક પુરાતન કોહેસ્તુમના કોટને શલગાવી દીધો. એક પાહાડ ફાટીને ઉડ્યા જેવો ધરાકો થયો, કે તમામ કોટ તેના તમામ મહેલ ને મકાનો સાથ પાતાલ ટલ્યેથી ફાટીને ઉડયો. એક રોજે રસ્તાખેજ જેવી આફતની ચીચારી પડી. હજારો હજાર જંગી આરબ સીપાહો પલ વચ્ચે તન બદને રેજ રેજ થઇ ગયા. ના કોહેસ્તુમની નીશાન રહી કે ના આરબ લશ્કરનો એક સીપાહ જીવવા પામ્યો. ક્યામત મીશાલની શીહાઇ પંઠરાઇને ત્યાં એક રાત ના માહતાબ પોતાની રોશની રોશન કરવામાં ફાવ્યો કે એક દીન ના ખુરશીદ પોતાનું તેજ તલુ કરવામાં ફતેહમંદ ઉતરયો. એ મીશાલે જંગી આરબ સરદાર અબદુલ્લા સાઆદની સરદારી હેઠલનું એક લાખ આરબોનું લશ્કર તમામ તારાજ થયું. ફકત હઇઆત રહ્યા તે જખમી થયલા વડા સરદાર અબદુલ્લા ને તે સાથ નામના સો ન્હાના મોટા સરદારોજ હતા. એ રીતે આદરબીજાન ને કોહેસ્તુમની જંગનો છેડો આવ્યો. તમામ આદરબીજાન તારાજ થયું અને કોહેસ્તુમનો ક્યાનીઓના વખ્તનો લાલેશ્માતી કીલ્લો આ જેહાનમાંથી ગુમ થયો. જ્યાં જેહાનની સીરૂઆતથી તે આજલગી ઇરાનના માહાન શાહનશાહો ને સપેહશાલારોનાં મુકામ થયળાં, ત્યાં શીતમગીર વખ્તના નાતરસ પંઝાથી પાયમાલીનો મોજો રેલ્યો, કે એક સાયતમાં ના તે સરજમીન કે તે દરમ્યાનના મકાનો રહ્યાં. દસ્તુર

કોહેસ્તુમને છેલી સલામ કરતાં "હવે ઓ દીનદાર ઇરાની, તું ત્યાંથી ત્હારૂં કદમ ઉઠાવ. અને ચાલ પેલાં છુપાં મેદાનમાં કે જ્યાં જરથોસ્તની દીનન યકીનદારોની બાકી પોતાના નશીબાની છેલી કતલ કરવાને જમાવ થયા છે. જ્યાં જંગ ને જંગીઓના દીલની તાકાત ધ્રુજે તેવા મસ્ત ને દીલાવરો પોતાના વતન ખાતર છેલી માહેતમની બંદગી કરવા પડ્યા છે." આ શબ્દો બોલી કીલ્લો ઉડ્યા આગળ ત્યાંથી ગયો હતો, પણ મેદાનના પોતાના મોટા દેહરામાં પોતાના મોટા મદદગારો ને હમશરીકો સાથ શીતાબીથી અશબાબ ઉઠાવી બલ્ખબામી તર્ફે કુચ કરવાની મસલહત કરવા પેહલાં પીરાનપીર દસ્તુર ધવલ આસ્માની આતશ સાથ ત્યાં તે દેહરામાં બેઠો છે, જે આસપાસ ત્યાં મળેલા તમામ મોબેદાન મોબેદ સરદારો ને સીપાહો છેલી બંદગી ગુજારે છે. ત્યાં દસ્તુરાન દસ્તુર દાદ પણ જઇ એક અદનામાં અદના આદમી મીશાલે તે પાક તુરમંદ આતશ સામે ખાકમાં સર પટકતો બેઠો.

---

## બાબ ૫૧ મો.

**[દસ્તુરાનદસ્તુરે સપેન્તમાન જરથોસ્તના આસ્માન ઉપરથી લાવેલા આતશને કરેલો છેલ્લો નમસ્કાર—દસ્તુરાનદસ્તુરનો ખીતાબ નવાજી દસ્તુર ધવલને તે આતશનો પાશબાન કરે છે અને એક આથોરનાન ટુકડી તેની મદદમાં આપે છે. યજદાનનો આતશ ઇરાનની સરજમીન મેળે છે.]**

એક તેજ પરવરદેગાર, દુજો તેજ જરથોસ્ત;
તીજો તેજ આતશ, ચોથો તેજ માથ્રવાની લલકાર.
એક તેજ પરવરદેગાર. ॥ ટેક ॥

પંચએ તેજ ખુરશીદ, છઠએ તેજ આવાંઅર્દુશીર;
સપતએ તેજ ગાથા, અસ્તએ તેજ માહબુખતાર;
નવએ તેજ મોબેદ પરેઝગાર. એક તેજ પરવરદેગાર. ॥ ૧ ॥

દસએ તેજ તનદોરસ્તી, અગ્યારએ તેજ શાહાનશાહ;
બારએ તેજ એકવીસે તુસ્ક, તેરએ તેજ શાહઓલાદ.
ચૌદએ તેજ પાંચ નમસ્કાર. એક તેજ પરવરદેગાર. ॥ ૨ ॥

"ઓ અશો આતશ, ઓ મજદાના બેટા પાક આતશ, તું મ્હારી જીંદગીનો તમામ જમાનો મ્હારી ચશ્મ પાસ ખાશ ખુશબો ને બંદગીમાં કરારે રહેલો મને માફી બખશ, અને મ્હારા મોટા મદદગાર દસ્તુર ધવલ

સાથ તું આ દગલબાજ થયલી સરજમીન ને પાદશાહાત દરમ્યાનથી બીજા બચાવદાર મકાન તર્ફ કુચ કર. અરે ઓ મ્હારી જીંદગીની મોહબત, મ્હારા રખવાલ નુરમંદ આતશ તું અમારા તારાજ ટોલાની છેલ્લી શરમ જાલવ. અને અમારા મહજબની મોટી કુમક તું નુર પોતે, તે અમારા મહજબ સાથ અમારી પનાહમાં કાયમ રહો. અમારૂં વતન પાયામાલ થાવો કે રેહવો. અમારી પાદશાહાત ખુવાર થાયો કે ખીલો; મગર તું અમારી ક્યાની કોમની યાદગાર નીશાન અમારા બીશ્માર બાકી ટોલામાંથી કોઈ જમાને પણ ના જુદી થાઓ. ઓ ઝલકાતમંદ શાહ આતશ, હું હવે મ્હારા બાકી દીન, મ્હારી પાક દીન ઉપર ફીદા કરવા સારૂ મ્હારી ક્યાની ઓલાદના તરીકા ઉપર દીનદુશ્મનોના મેદાનમાં ઝોંકાવશ. દીનદુશ્મનોના મેદાનમાં મ્હારી આ જૈફ ખાક રેજરેજ થશે. હવે હું, ઓ નુર તુંને તે જેહાનના ત્હારાં તખ્ત હજુર આવીને નમસ્કાર કરશ. ઓ મ્હારી ચશ્મ, મ્હારા મહજબના કેબલા, તુંને છેલ્લી શલામ' આ બંદગીના શખુનો સાથ ત્યાં મેદાનમાંની તમામ જરથોસ્તી મોબેદાન મોબેદની લડાયક અનજુમને પોતાની જબાન મેળવી અને દીદાથી બચાં મીશાલે નવધાર આજું રેલવ્યાં. પછે તે તમામ ટોલો પોતાના દસ્તુર સાથ ત્રણ વખ્ત ઉઠયો ને ખાકમાં પડયો અને પોતાનાં નાક ને પેશાની ખાકમાં ધસ્યાં. પછે તે તમામ જંગી મોબેદ ફોજ પોતાના પાક યજદી આતશને પીર દસ્તુર ધવલ સાથ ત્રણ મંજલ લગી મેળવા ચાલી. જ્યારે દસ્તુર ધવલનુ કદમ ઇરાનના દસ્આવને લાગેલાં હોરમજ બંદરની રાહના મુખરા ઉપર અટકયું ત્યારે દસ્તુરાનદસ્તુર દાદે દસ્તુર ધવલને દસ્તુરાનદસ્તુરના નીશાનો ને પોશાગ નવાજ્યા અને તેને તમામ દીનદાર ઇરાની આલમનો વડો દસ્તુર ઠેરવ્યો. જે ખેતાબથી પોતે આજલગી ઇરાની જેહાનમાં મશ્હુર થયલો હતો, તે ખેતાબે તે પીરાનપીર ધવલને બોલાવીને મોટી ઇજત દીધી. જ્યારે એ ક્રીશ્યા પુરી થઇ ત્યારે નામદાર દાદ પોતાની આથોરનાન ફોજ સાથ મદાયુન તર્ફ કુચ કરી જતાં પોતાના અસ્પ ઉપરથી ઉતરી ચાલતો થયો. જ્યાં લગી દસ્તુરાનદસ્તુર ધવલનો યજદી આતશ સાથ રવાના થતો રીશાલો દેખાયો ત્યાં સુધી તે પોતાની ફોજ સાથ પાઉંપેઆદોજ ચાલ્યો. જ્યારે તે આતશ કે દસ્તુરાનદસ્તુર ધવલ તે નામદારની નેધાથી બીલકુલ દુર થયા અને ફરી તે ઝલકાટ જોવાનો ખાબ પણ રહ્યો નહી ત્યારે તે મોટા ઇરાની દેલાવર દસ્તુરની છાતીમાં એવો ગભરાટ થવા લાગો કે તેની જબાન તેના અખત્યારમાં રહી નહી. તે બેફામ જેવો બલકે દીવાનોજ બન્યો હોય તે માફક પોતાના પાક નુરમંદ આતશની જુદાઇમાં માહેતમ કરવા લાગો.

"મ્હારા પાક નુરમંદ રખવાલ આતશની જુદાઇ ઓ ખુદા મ્હારા નશીબે ઉતર્યા ઠાને હું કેમ ના તે આગલ મ્હારા ન્યાગાનોની દુખ્મમાં જઇ પડયો? અરે હવે તે આતશની રેહનુમાઇ ને સલાહ વગર મ્હારા છેલ્લા દીન કેવા શીહા ગુજરશે. તે મ્હારી જીંદગીના હમેશના શરીક ને પાસબાન વગર મ્હારી તદન હાલહવાલી થઇજ. હવે મને સેહતાનનો ગાર કે ફીરેસ્તાનું બેહસત એકશાન છે. એકશાન છે મને પાદશાહનો મેહેલ કે ફકીરનો તકયો. જ્યારે મ્હારી તમામ મુરાદ મ્હારા કમનશીબાથી મ્હારી દુશ્મન બનીને મને નાશીપાયશીમાં બાલી નાખે છે. દનબદન વધતી જતી નાશીપાશી પોતાને વધારે ને વધારે ખીલવતી મ્હારી ઉપર પોતાની ઝેરી કમંદ ફેંકવાને ફાવી સકે છે, ત્યારે મ્હારા આ ઇનસાની અવતાર કરતાં મને કોઇ પણ ઇનસાન વધારે કંગાલ ને કમનશીબ દેખાતો નથી. મ્હારા અવતારની કંગાલ્યતની હદ થઇ છે કે મ્હારી ચશ્મને ઝલકાટ આપનારો મ્હારા કયાનીઓનો અમર આતશ મ્હારી નેધાથી દુર થયો. એ ખ્યાલનો બોજો ઉઠાવવો મ્હારાં જઇફ મગજને ગોયા મગત્રાંએ પાહાડ ઉઠાવવા જેવો જબરો થઇ પડયો છે. તે પલેપલ મ્હારા દીલની દીલગીરીના મોજા, છેક તેની હદ બાહેર ઉછાલા મારીને એવી તો દેહશતની ભરતી લાવે છે કે તે દરમ્યાન મ્હારો કસો નીભાવ થાય, એવી હવે મને કોઇ અજમતી મદદ મલનારી બાજી દીસતી નથી. અરે મ્હારી દીનદાર કોમની બંદગીથી તાજા ને રાજી રેહનારા આતશ, હવે ત્હારી પાસબાની તારો પેદર યજદાન કરનાર છે. દસ્તુરાન દસ્તુર ધવલ શું ચીજ છે? એક ચમટી ખાક. તે કયાં બીસાત છે અગર આફત મીશાલના દીનદુશ્મનોથી તું યજદી નુર ઘેરાય ત્યાં ત્હારો બચાવ કરવાને. ઓ એજમતી પાક આતશ, મેં તને ત્હારી પોતાની ખુદરત ને કરામત ઉપર મેલ્યો છે. હું તો હ્યાં મોતના મેદાનમાં છેલ્લી કુસ્તી રમવા પડયો છું. ત્હારા કરોડો બંદગી કરનારા, આજ ઇસ્લામી મહજબમાં ફસ્યા છે અને ત્હારી દોસ્તી મેલી દુશ્મનાઇનો દોર ચલાવે છે, ત્હારા વફાદાર બંદગીબાજો હવે જે રહ્યા છે, તે તમામ જંગના શીકાર છે, ત્યારે ત્હારી પાશબાની કરનારાનો કયાં ચારો છે કે ત્હારા હજારો વર્ષના મેહેલમાં તને કરારે ત્હારૂં નુર રોશન કરતો રાખી શકે? અરે ઓ મ્હારા રગોરગના શરીક, અરે ઓ મ્હારી રજેરજના શરીક, આખર ત્હારી જુદાઇ ઉપર શુક્ર કરવાનો દીન આવી લાગો. 'અફ્શોશ' એ વખ્ત દાદનો પોકાર એવો તો બાંગે બુલંદ ઉઠયો કે તેની આથોરનાન ફોજમાંના દરેકનાં દીલ તેનાં મગજની હાલત સંબંધી ધાસ્તી ભરેલાં થયાં. તમામ ફોજે એક મધ્યમ અવાજે પોતાના વડા દસ્તુર સપેહશાલારને ઓજરખવાઇ ગુજારી, કે દસ્તુ-

રના દીદામાંથી ખુનનાં આઝું જારી થયાં. તે પોતાની તમામ ફોજને એવો ચાહતો હતો, કે તે પોતાની એવી હાલહવાલ હાલતથી પોતાના તમામ આથોરનાનોને ઘણો બેચેન કરે છે, તે સમજતાંજ તે નામદારે શીતાબ પોતાની આગલી ઓસ્તવાર મગજની હાલતમાં તમામ શીપાહો ને સરદારોને સલામ બજાવી. કુચ લગભગ ધારા કરતાં વધારે વખ્ત ચાલુ રહ્યાથી એક બચાવદાર અચ્છાં મેદાનમાં દેહરા તણાયા, કેમકે કોહેસ્તુમની પાસના મેદાનમાનો તમામ અશબાબ હ્યાં આ મેદાનમાં આવી પડયો હતો.

---

## બાબ પર મો.

**[ શાહેફીરમાનને મલેલો નામદાર દાદનો રૂકો—સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન તાકીદથી બઉખબામી તર્ફ કુચ કરે છે—મદાયુનમાં નામદાર દાદ દાખલ થાય છે—દસ્તુર જામાસ્પ સાથ જંગની મશલહત. ]**

"જવાલા દીલનો ફાટો કોઇ જાણે કોઇ ના જાણે,
કીનો ચશ્મ ઉડારતો કોઇ માને કોઇ ના માને.
ઓઝ શલગ્યું દસ્યાવમાં ખુજાવે કોણ બચાવે કોણ,
જોસ્સો નસેનસ ઉભાતો કોઇ ધ્યાને કોઇ ના ધ્યાને."

પેલી તર્ફ શાહે ફીરમાન ને સપેહશાલાર રૂસ્તમ આરબ સરદાર હસનની શીકસ્ત પછે પોતાનાં લશકર સાથ મેદાન બાહેરજ પડ્યા રહ્યા હતા. હ્યાં મોટા દેહરામાં ફીરમાનનો શાહ પોતાની તમામ દરબાર સાથ સપેહશાલાર સામે ઊક ચલાવે છે, તેટલાં પેહેલવાને ફીરમાની જાશુસને હાજર થવાનો પોકાર માર્યો. તે ચેતવણીથી તમામ દરબાર ચુપ થઇ ગઇ. જ્યારે જાશુસે રાએતાની કુનશ બજાવી ને રૂકો જનાબ મલ્યો, ત્યારે શાહે, વજીર બેહરામને ઇશારત કર્યાથી તે નામદારે તે રૂકો લઇ ખોલ્યો, તો આ સાર સમજાયો.

"નામદારોમાં નામદાર શાહેફીરમાન ને સપેહશાલારોમાં સપહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન, મોટા આરબ સરદાર હસનની સાથની જંગનો હેવાલ જાણ્યાથી મ્હારૂ દીલ બેહદ ગમગીન થયુંછે. એ જંગ નહીં થવા જેવી કલા વપડાઇ નહીં, તેથી વફાદાર ઇરાની આલમની આખરી આવ્યા જેવો હીંગામ દેખાયછે. હાલ હ્યાં તમામ આદરણીજાન ને કોહેસ્તુમની ગેરદ પણ પોતાનો અવતાર બદલવાની તઇઆરીમાં પડીછે. ત્યાં તમો નામદારોની એકસંપીની

કસુર, સેજ વખ્તમાં બલ્ખબામીની તારાજી કરવાનો પાયો નખાવશે. આપણી બખતાવર શાહજાદી જ્યાં હાલ છે ત્યાં શીતાબ સપેહશાલાર ફીરૂજાને પોતાની તમામ આદરબીજાનની ફોજ સાથે કુચ કરી જવાને મ્હારા આગલા હોકમ માફક અમલ નહી કરવામાં મોટી જોખમદારી પોતાને સર લીધી છે. જે જંગી પેદરે ભુલ કરીને નેહાવંદના મેદાનની જંગથી ઇરાનની શાહાતશાહાતની બરબાદી કર્યાનો કાલો દાગ પોતાની પેશાની ઉપર લીધો છે, તેનો જંગી પેશર પણ બલ્ખબામીના મેદાનની જંગથી ઇરાનની શાહાનશાહાતની હકદાર વારસ શાહજાદી ગુલશીરીનાની બરબાદી કરવાનો જોખમ પોતાને સર લઇ ચુકો છે. દીનદુશ્મનોની ફોજોનું આપણા ખાબમાં પણ ખ્યાલ આવે નહી તેવી જડફે જંગનું કામ લેવાય છે. મોટી ફોજોની ફોજો ઇરાન ઉપર શીતાબ કુચ કરતી ઉતરી પડી છે. દીનદાર ઇરાનીઓની બાકી આલમની અજલ આવી હોય એ માફક આરબસ્તાનના સીપાહોનો દોર ચાલુ થયો છે. તેની હદ રહેશે નહીં જ્યારે ખલીફના નામાથી ઇરાનના જીતાયલાં ને ઇસ્લામી મહજબમાં ફેરવાયલાં ઇરાની સ્વસ્થાનોના આરબ હાકમો ઇસ્લામી ઇરાનીઓના લસ્કરથી આપણી સામે કુચ કરી આવશે ત્યારે. શીતાબી પણ શબર મીશાલ શરખાતરીમાં મેલાય, એ મીશાલની જડફે સપેહશાલાર રૂસ્તમે પોતાના આદરબીજાની તમામ લસ્કર સાથ બલ્ખબામી તર્ફે કુચ કરી જવું અને તે ક્યાની પાયતખ્ત શેહેરના બચાવમાં દસ્તુર બેહરામ સાથ મલીને જંગની ગોઠવણ નકી રાખવી. શાહે કીરમાને હાલ જ્યાં છે ત્યાં છાવણી નાખી પડી રહેવામાંજ ઇરાની આલમને બેસુમાર ફાયદો છે, પણ તે નામદારને મ્હારી અર્જ છે કે તાકીદથી દસ હજાર સીપાહોનુ કીરમાની લશકર પોતાના મુલ્ક કીરમાન તર્ફે મોકલી દેવું. સાયતની શબર થઇ છે તો કીરમાન શેહેરની તદન પાયામાલીના સમાચાર મલવાને વીલંબ થનાર નથી.”

આ પેગામનામાથી શાહે કીરમાન ને સપેહશાલાર રૂસ્તમ બન્ને નામદારોના ચેહેરા ઉજલા બર્ફ જેવા થઇ ગયા. સપેહશાલારે તો શીતાબ કુચનો હોકમ આદરબીજાનીઓનાં તમામ લશકરને કરચો. તે નામદાર પોતે તો દેહરામાંથી શાહે કીરમાન ને તેની તમામ દરબારને છેલી શલામ કરી નીકલ્યો, તે સપેહશાલાર રામચોબીન સાથ ઘોડેસ્વાર થઇ લશકરને કુચ કરવાની રાહની તપાસ કરવા ચાલ્યો. શાહે કીરમાને નામદાર દાદની અર્જને એક પલ પણ ધીલ કરવા માહે ખાનાખરાબીની બાજી જોઇ. તે નામદારે પોતાના મોટા સપેહશાલાર જેહાંગીર કીરમાનીને નવ હજાર જંગી

ફીરમાની લશકર હવાલે કરયું. અને હોકમ કલો કે તે શીતાબીથી કુચ કરી ફીરમાન પોંહોંચી જાય અને ત્યાં થનારા દુશમનોના ધસારા સામે પાયતખ્ત ફીરમાનનો બચાવ કરે. શાહે ફીરમાને બીજુ જે કદમ ભરયું તે, હાલના મેદાનની સરસ જગોએ પોતાનું જંગી લશકર જ્યારે પણ જંગની નીશાન ઉડે ત્યારે જંગ કરવાને પલક વચે તૈયાર થઇ જાય એવી અછી ઢપે ગોઠવી દીધું. વજીર બેહરામને એક નામું હાલ લગીની આ ઉઠાવેલી જંગના હેવાલનું લખીને હાલના ફીરમાનના હાકમ પોતાના બીરાદર શેહરયાર ઉપર મોકલવા સારૂ સપેહશાલાર જેહાંગીર ફીરમાનીને અરતક સોંફ્વાનો હોકમ કરયો. એ મીશાલે બજખબામી ને તે આસપાસના મેદાનની જંગી તૈયારી થઇ રહી. સપેહશાલાર રૂસ્તમે બજખબામીના કીલ્લા ઉપર પોતાના લશકર સામે જંગની તૈયારી કરતાં જોઇ તુરત આદરબીજાની જુન્દાની નીશાન દેખાડી, ત્યારેજ દસ્તુર બેહરામના મનને શબર થઇ.

જ્યારે બજખબામી તર્ફ આ ધમાલ ચાલી છે ત્યારે મદાયુનમાં દસ્તુર જામાસ્પને કોઇ ભારી લશકર આવ્યાની ખબર પડ્યાથી તે નામદારે પોતાનું જંગી લશકર જંગ ખાતર તૈયાર કર્યું. તે હરીફના લશકરને પાસે આવી જંગ માગ્યાની રાહ જોતો રહ્યો, તેટલાં તેના બીજા જાશુસોએ દોડી આવીને નામદાર દાદને આથોરનાન લશકર સાથ શીતાબ કુચ કરી આવ્યાની તમામ ખબર કહી. આ ખુશખબર સાંભલતાં દસ્તુર જામાસ્પના ચેહરા ઉપર નવેસરથી નવજવાનીનો બાહાર ફુટી નીકલ્યો હોય તે મીશાલનો ઉલ્લટમંદ થયો. તે નામદાર પોતાના વડા સુરંબીને એલસ્તકબાલ લેવા પોતાના તમામ સરદારો સાથ પેઆદો થઇ ચાલ્યો. તેટલાં તો નામદાર દાદનો નીશાન હવા ઉપર પોતાના માલકનો ઇરાદો જણાવતો ઉડવા લાગો. જ્યારે દરવાજા આગલ તે નામદાર આવ્યો, ત્યારે પોતે ઘોડા ઉપરથી ઉતરી પડયો અને શીતાબ પોતાનું સર નમાવી મદાયુનને નમસ્કાર કર્યો, પછે પોતે પોતાના બન્ને દસ્ત આસ્માન સામે ઊંચા કરીને આજેજીનો પોકાર માર્યો: 'ઓ ઇરાનના સર ઉપરના બરકરાર આસ્માન મ્હારી શરમ જાલવીને મ્હારા દીનદાર ઇરાનીઓની ઉપર રેહેમ વરસાવજે. આ મદાયુન પણ જે અશલી છે તેજ છે. તેની જમીન પણ કદીમ જમાનાથી છે તેજ છે. તે ઉપરનું તું અદ્ધર રહેલું આસ્માન પણ જુના વખ્તથી છે તેજ છે. તે ઉપર તલું થતો ખુરશીદ પણ જે રોશન થતો આવ્યો છે તેજ છે. હું પણ જે કોમ લ્યાં હમેશની વસતી આવી છે તેમાંનોજ છું, ત્યારે શા ખાતર ઓ વખત! ત્હારા નવા હારમારીના ફેરફાર ને હોનારતમાં તમામ ઇરાનને તારાજ કરાવે છે?

અરે અમો ઇરાનીઓને જાલવી લે ને કોઇ અજાણતાં તકશીર થઇ હોય તો તે દરગુજર કર. મને મદાયુન ફલે તેવો મહેરબાન રાહબર થા."

આ નમશ્કાર ને બંદગી કરીને નામદાર દાદ ઉઠયો કે તે સામે દસ્તુર જામાસ્પ આવ્યો અને મોટી ખુશાલી ને આજેજીથી મુલાકાત લઇ તે તમામ લશકર સાથ આગળ કુચ કસ્યા પેહલાં મદાયુનના વેરાન ખેરાન થયલાં પાયતખ્ત દરમ્યાન એક દીન આશાયશ લેવાને અર્જે ગુજારી. પછે બન્ને, ઇરાનની છેલ્લી શાહાનશાહજાદીના મોટા ખેરખાહો, બાજુ બબાજુ રહી મદાયુનમાં દાખલ થયા. જાવોજલાલી ભરેલાં શેહેરે મદાયુનને નામદાર દાદે પોતાની જીંદગીની લગભગ સીતેર શાલની ભરતી થવા આવ્યાલગી જોયલું ને ત્યાંની પાદશાહીના દમામ ને રોબમાં પોતાના શાહનશાહી મહેલ જેવાં મકાનમાં રહીને પાદશાહી દરબારની જીંદગી ભોગવેલી, તે મદાયુનને આજ જુલ્મથી જીરજબર ને જુદદીનોથી તારાજ થયલી હાલતમાં જોતાં તેના જઇફ સીનામાંથી એક અફશોશનો એવો સાસ ખેંચાયો, કે તે નામદાર સાથ ચાલતા દસ્તુર જામાસ્પ ને બીજા તમામ સરદારોના દીલ આતશ મીશાલે ગરમ થયાં, જ્યારે તે નામદાર દાદની ગરમ તેજ જબાન ઉપર આ શખુનોની હાર લંબાઇ ત્યારે તો તે દરેક દેલાવર આથોરનાન શીપાહના દીદા ગોયા દીલગીરીની કમાન બની ગઈ હોય એ મીશાલે તે માહેથી ગરમ આઝુંના તીર નીકલવા લાગા:—

"ઓ સાસાન્યાન શાહાનશાહોના ખુશનુમા પાયતખ્ત મદાયુન, ફક્ત ત્હારા ખાલી નામમાંજ ઇરાનની તમામ જાવોજલાલીનું નામું સમાયું છે. મદાયુન, ત્હારા નામના શખુનથીજ ઉલટમંદ ઇરાનીના શીકસ્ત દીલમાં વતનનો જુસ્સો ને આપએખત્યારી ઉછલે છે. શાહાનશાહ નોશીરવાન ને શાહાનશાહ હોરમજની શાહાનશાહાતના જમાના જોઇ જાવોજલાલીમાં ધીકી રહેલાં મદાયુન ત્હારૂં તેજ, તારો રોબ, ત્હારો દમામ ને ત્હારી દેહશત આજે કયાં પાતાલમાં ગરક ગયાં? શાહાનશાહ ખુશરો પરવેજ ને જેહાનની પરી શીરીનના લાડમાં ચીકાર થઇ રહેલાં મસ્ત મદાયુન, આજ તે ત્હારી મસ્તી ને ઝલક કયા જાલમ દોરના શીહા પરદા માહે છુપાઇ ગઇ? અરે મ્હારા ન્યાગાનોના મહેલો ને આતશખાનાની સરજમીન, આજ તું કેવું વાયેજેહાન વેરાન બ્યાબાન શીકલ બન્યું છે. નથી ત્હારાં જેહાન જીરજબર કરનારાં પેલા જંગી લશકર, કે નથી ત્હારા નામને ઝલકાવનારા શાહાનશાહ, શાહજાદા, સપેહશાલારો, શોદાગરો ને શીપાહો કે ત્હારી ઓલખ આપનારી લખોલખ આબાદાન આદમીઓની વસતી! અફશોસ આજે હું મદાયુનનું

મુડદું જોવાની હાલતને પોંહોંચ્યો છું. હવે ઓ મદાયુન હું મ્હારૂં કદમ કાલ બામદાદે તને છેલ્લો શેજદો કરીને ત્યાંથી ઉઠાવશ ને ત્હારાં આજનાં મેલાપની સરજતના નશીબાનો ન્યારો હીસાબ ગોઠવશ. ઓ હફ્ત અકલીમના પાયતખ્ત મદાયુન, તને જેહાનની તમામ મોટી શાહાનશાહાતોના એલચીઓ સર નમાવતા હતા અને ત્હારાં નામનાં તાબને શલામતી આપતા હતા. ત્હારાં દીલાવર લશ્કરની સમશેર શેહેરે રૂમશામ ને મુલકે હીંદુસ્થાન લગી ફતેહમંદ હતી. તાતાર ને તુર્કસ્તાનના અમલ ઉપર ત્હારી હાકમી બાલા હતી. ખોતા ખતનથી છેક હાલના આરબસ્તાનના તમામ મુલ્કો ત્હારા જુન્દાનો ધાક રાખતા હતાં. ચીનનો ખાકાન ને માહચીનનો માહશાન ત્હારા ફરમાનબરદારો ને તાબેદાર હતા. કોહેકાફથી તે છેક કોહે અલબૃઝ લગીની જેહાન ત્હારા કદમ ઉપર જાનફેશાન હતી. જાબુલના જેહાન જીતનારા જંગીઓ અને કાબુલના જેહાન હેરાન કરનારા કસરેવઓ ત્હારા જુન્દાને આબરૂ આપી તને નમવાને જીનહાર ચુકતા નહી. તે ઓ તું મદાયુન ત્હારા શાહાનશાહ ને સીપાહો વગર, ત્હારા જોરેમંદ સપેહશાલારો ને સરદારો વગર આજ એક વેરાન જંગલ બ્યાબાન શીકલ બનીને કેવું સરગરદાનીમાં ગીર્ફતાર થયું છે. ક્યાં ગયા તને તાબેદારીથી ચાહનાર બીજી પાદશાહાતોના વકીલો? ક્યાં ગયા તને કુમક આપનારા ખાકાનો ને માહશાનો? ક્યાં ગયા ત્હારા લશકરની હરોલમાં ચાલનારા જાબુલી જંગીઓ ને હીંદી હાથીઓ? ક્યાં ગયા પેલા ફતેહમંદ સપેહશાલારો ને લશકરના ચલાવનારા શાહજાદાઓ, કે અગર આસ્માન જો ત્હારૂં નામ કીનાથી લેવાને હીંમત કરે તો તે ઉપર પણ જે દલેરો પોતાના કેહેરનો વરસાદ વરસાવવાને જીનહાર હટે નહીં, તેવા નેકનામ જંગીઓની માદર ઓ મદાયુન, તું આજ ત્હારો તમામ કબીલો ને પરીવાર દીનદુશ્મનોના મેદાનમાં તારાજ ને કતલ થઇને માહેતમમાં ગરક ગયું છે. ઓ પાદશાહોની સરજમીન મદાયુન, ત્હારા હાલ મીશાલે આ જેહાનમાં આજ તલગ કોઇ સરજમીન કે શાહાનશાહોનું પાયતખ્ત શેહેર પુગું નથી.”

તે શીહા શબ વખ્તે શીહા થયલી મદાયુન સરજમીન ઉપર એક યાદગાર જ્યાફતનો મહીમાં ધીકયો. જેહાનને છેલી સલામ કરીને ભુસાઇ જતાં મદાયુને આ વખ્તે પોતાની દીલગીરીને એક બાજુ રાખીને ત્યાં બે સાયત શાદી રામસ્ની ગુજારવાને નકી કરયું હોય, તે મીશાલે દીનદુશ્મનોથી જીરજબર થયલાં આથોરનાન લશકરે એક રંગ રામસ્નીની મીજલસ ભરી. ત્યાં તમામ જંગી પેહેલવાનો, જેઓએ પોતાના વતન ખાતરની ખાહેશ

મોહબ્બત ને વફાદારીમાં બેજાન થઇ પેલી જેહાન વાસો કર્યો હતો તેઓનાં અશો ફ્રરોહરોની યાદમાં દીલ તાજે કરનારી શરાબની જામો પેદરપે નોશ થઇને શું અદના કે આલા, શું જવાન કે જઇફ, શું સરદાર કે સીપાહ, શું જંગી કે લોકડી, તમામ ઇરાનીઓએ ત્યાં એકદીલ ને એકસંપથી પોતાના ન્યાગાનોનાં કદમે ચાલીને અદબ અંદાજાથી ખાતું ખાધું ને મરહુમોની તારીફના શરોદો ખેંચ્યા. આ શીહા શબ નામદાર દસ્તુર દાદ ને જામાસ્પ પોતાના ખાશ સરદારોને લઇ તે મીજલસ દરમ્યાન નેકનામોની યાદમાં શરાબની જામ ઉઠાવનારાઓને સલામ કરતા ફર્યા. જ્યારે આ મહીમા ને જ્યાફત ખલાશ થઇ ત્યારે નામદાર દાદે એક દરબાર ભરી. આ વખ્ત મધરાતનો હતો. તમામ જોરેમંદો ને જવાંમરદો ત્યાં હાજર થયા હતા. લગભગ તમામ ત્યાં મલેલી ફોજોના સીપાહો પણ હાજર હતા. આ વખ્તે દસ્તુર જામાસ્પે ઇરાનના છેલ્લા દસ્તુરાન દસ્તુર દાદ સાથ લાંબી જીકરે એ મસલહત નકી કરી કે શરોસની બાંગ સાથ તે બામદાદ તમામ ઇરાની લશકરે મદાયુનને છેલ્લી શલામ બજાવીને કુચ કરવી. એ ઇરાદો અમલમાં આવ્યો અને ખુરશેદ તલુ થયાની પેહેલી રજાલ ખેંચાયા આગલ તે તમામ ઇરાની લશકરે કુચ કર્યાથી મદાયુન ગોયા કયામત લગી બ્યાબાન બન્યાનો નશીઓ પામ્યુંજ.

---

## બાબ ૫૩ મો.

[સીરીઆના બેવફા ઇરાની લશકરથી કીરમાન ઉપર ધુંજારો—સપેહશાલાર જેહાંગીરનો એણ વખ્તે મલેલી મદદ—શેહેરયાર ને તેનું કીલ્લાવાલું લશકર-સપેહશાલાર જેહાંગીરનું કીરમાનના કોટમાં દાખલ થવું.]

પર્વત હોય તે પણ થાય રજ એવો પડ્યો છે હંદેશો,
શૂરો હોય તે પણ થાય રાંક એવો આવ્યો છે સંદેશો.
કે રગે રગના તારે તાર તણાઇ બંધાઇ ગયા છે છેક,
સુકઇ ગયાં અવ્યવના આબ ઝલકતાં જે દમ દસે સો.
બસંત ખુદરતની મેં જોઇ ત્રીસ સાલ તેવી બસંત ના એક,
દીરગ હતો જ્યાં દગલે દગલે ત્યાં આજ નથી ચારો કસો.

ખલીફ ઓસ્માને મોટા જંગી આરબ સરદાર અબદુલ રેહમાનને મોટું આરબ લશકર આપી ઇરાન ઉપર સ્વારી લઇ જવાને રવાના કર્યો

આરેજ તે દુરઅંદેશ ખલીફે ખુબ ગોર કરીને એક પેગામ સીરીઆના હાકમી ઉપર બેસાડેલા મોહાવ્યાને ઇરાનની જાગેલી જંજાલને દફે કરવા ખાતર પોતાના મોટાં લશકરની કુમક મોકલી આપવાને હોકમ કસ્યો હતો. તે પેગામનામું તે હાકમને પોહોંચતાંજ ખુબ ખ્યાલથી તે અમલ ચલાવનારા હાકમે એક જબરૂં લશકર ચઢાઇ લઈ જવા સારૂ તૈયાર કસ્યું.

આ લશ્કર ફક્ત ઇરાનનું આગલું જંગી ઇરાની લશ્કર હતું, જે હાલ ઇરાનના તે ભાગની ઇસ્લામીઓએ કરેલી ફતેહથી ઇસ્લામી મહજબ પાલતું હતું. આ મોટું લશ્કર ઇસ્લામી મહજબમાં વટલી ગયાથી પોતાની ખરી હમજાતનું વેરી થયું હતું. તે લશકર હરદમ એ ચાહતું હતું, કે જેમ તેઓએ પોતાની આલ ઓલાદ ઉપર કાલો દાગ લગાડ્યામાં ના જેહાનની પરવા કે ના જમાનાનો કેહેર કે ના યજદાનનો ડર ધસ્યો, તેમ બીજી પણ ઇરાની આલમ પોતાનો યજદી મહજબ મેલીને ઇસ્લામી કબુલ કરે; એવી અદેખી બેદીન થયલી ઇરાની ફોજોની ફોજ હાલની શાહજાદી ગુલશીરીનાના વાજબી હકની લડત સામે થવાને દીનદુશ્મનોની સરદારી હેઠલ કુચ કરવા લાગી, જ્યારે સીરીઆના હાકમને પોતાના ખલીફનો પેગામ મલ્યો ત્યારે તે દરમ્યાન ઇરાનમાં હાલની નવેસરથી ચાલુ થયલી જંગનો તુલેતવીલ હેવાલ બયાન થયો હતો. વલી જે ઢપે ને બયાને ખલીફ ઓમરનું મોત લખાયું હતું, તેથી તે મોટા હાકમ મોહાવ્યાને હાલના ઇરાની તાજા જહનુન બાબે ઘણી ફીકર ઉપજી. જંગી મોહાવ્યા બાહોશ ને માહ દુરઅંદેશ આરબ હાકમ હતો, તેથી તે શીતાબ પામી ગયો કે અગર હાલની જંગમાં જો સેજપણ ધીલ થઇ અને તારાજ થયલા ઇરાનીઓ હાલમાં ફતેહમંદ ઉતસ્યાછે તે માફક સેજ વખ્ત પણ ચાલુ રહ્યું તો આરબસ્તાનનો પડેલો ફતેહનો પાયો બોલ બોલતાં ધસી પડશે. મોહાવ્યાએ એ દુરઅંદેશીથી સીરીઆની તમામ ઇરાની ને આરબસ્તાની ફોજોને પવન મીશાલની શીતાબીથી ઇરાનના તુફાની ભાગ ઉપર કુચ કરાવી. તે જંગી આરબ હાકમે ખુબ આ જંગની બાતેન પેસી જઇને જોયું ત્યારે આ તમામ રમખાનનો જુમ્બો ઉઠાવનારો, શાહે ફીરમાનને સોધી કાઢ્યો, કે તે ઉપર બનતું જબરૂં આફત વરસાવનારૂં વાદલું ચઢાવવાને ગોઠવણ થઇ. તે ઉપર એક મોટી ઇરાનીઓની ફોજ જે હાલ ઇસ્લામ મહજબ પાલતી હતી તે રવાના કરી; પણ જ્યારે શાહે ફીરમાને આ જંગ ખુદ ફીરમાનમાં નહી પણ તેથી સેંકડો ફરસંગ દુર બજખબામીની રાહ દરમ્યાન મચાવેલી જાણી, ત્યારે આ ચાલાક મોહાવ્યાએ બીજું એક જંગી લશ્કર મુલ્કે ફીરમાન ઉપર

ચઢાઇ લઇ જવાને રવાના કરયું. મોહાબ્યાએ આ રીતે જંગની કુનેહ રચીને શાહે ફીરમાનને બને તો ચોતર્ફથી જીરજબર કરવાને બાજી ગોઠવી.

આ વટલેલ ઇરાનીઓનું મોટું જંગી લશ્કર કુચ કરી મુલ્કે ફીરમાન ઉપર પોંહોંચ્યું કે ત્યાં હાલ હાકમી ચલાવનાર શાહે ફીરમાનના બીરાદર શાહજાદા શેહેર્‌યારને તેની ખબર મલતાં તે ખુદ પોતાના પાયતખ્ત દરમ્યાન લડાયક તૈયારી કરવા પડયો. શેહેર્‌યારે પોતાને હસ્તકનું શેહેરનો બચાવ કરનારૂં લશ્કર ફીરમાનના કીલ્લા ઉપર ગોઠવ્યું અને પોતે જંગી બખતર પેહેરીને એક અચ્છો તીરનદાજ બન્યો કે વટલેલ ઇરાની લશકરે ત્યાં આવતાં વારમાંજ એક જંગનો સપાટો લગાવી દીધો અને કીલ્લાના તીરનદાજોને સેજ વારમાં શીકસ્ત પામવા જેવી હાલતમાં લાવવાનો તમામ રોબ ધીકયો; આ બનાવે શેહેર્‌યારે પોતાની જોરમંદ બાજુના આધારે પોતાની કમાનથી દુશ્મનો ઉપર એવા જબરા તીરોનો વરસાત વરસાવવો જારી રાખ્યો કે મુદઇઓના મોહ ફીક્કાં પડ્યાં. તેટલાં એક ગેરદ ઉઠી. અશ્માન ને જમીન એક થઇ ગઇ અને શીહાઇએ રોશન રોજને નાબુદ કર્યા જેવો ખાસ ખેલ મચ્યો. શેહેર્‌યારે આ વખ્ત ફીરમાન ઉપર કોઇ નવું લશ્કર ચઢી આવેલું જાણ્યું. તેની ચશ્મમાં પોતાના મુલ્કની બારીક હાલતનો સરારો ચમકયો. હવે તે આ નવા મુદઇ લશ્કર સામે પોતાના જુજ રહેલાં લશ્કરથી કેમ કીલ્લાને ટકાવી સકશે તે માટે દેહશતમંદ થયો. આ ભરમનો જલદીથી પડદો ખુલ્યો, સબબ આસ્માનતાઇ ઉડી રહેલા જુન્દાનો ઝલકાટ તે શીહાઇમાંથી રોશન થયો અને બીજી તર્ફથી ત્યાં કીલ્લા બાહેરના મુદઇ લશ્કરના સર ખેજાનના પાન મીશાલે ઉડવા લાગાં. આ ઉપરથી નકી થયું કે નવું આવેલું લશ્કર મુદઇનું નહીં પણ દોસ્તનું છે. એથી શેહેર્‌યાર ફરીને નવજવાન થયો. તેની આ ઉલટે તેનું શીકસ્તહાલ પણ જવાંમરદ લશ્કર પણ નવજવાન થયું. હવે કીલ્લા ઉપરથી તીરનદાજીનો વરસાદ વરસ્યો તે જબરો ને આબાદ લાગુ પડીને મુદઇ ફોજના સીપાહોનો ઘાન ઠીક નીકલવા લાગો. આરબ સરદારોની જબરાઇ ને કલાનું પાણી પડયું; તોપણ લશ્કર વટલેલ ઇરાનીઓનુંજ હોયાથી પોતાની જવાંમરદીનો રોબ જાલવવાને બેસુમાર દલેરીથી લડવા લાગું. સપેહશાલાર જેહાંગીરની સમશેરના જબરોનો કેહેર વર્તાયો પણ મુલે એક જાત હોયાથી બન્ને બાજુ મુસ્તકીમ લડીને મુડદાંના ઢગના ઢગ થતા ચાલ્યા. સપેહશાલાર જેહાંગીર સાથ જેટલું લશ્કર હતું તેથી બેવડું મુદઇ લશ્કર હોયાથી કીલ્લાના લશ્કર ઉપરનો ધુંજારો હદ પાર હતો. જ્યારે આફ્તાબ ગોરબ થવાનો વખ્ત

આવ્યો ત્યારે તો ફીરમાનના કીલ્લાના લશ્કરનો તદન ધાન નીકલી ગયો. મારયું ગયું તો જુજ પણ તમામ જંગીઓ જખ્મી ને બેતાકત થયા હતા. શેહેસ્વાર પોતે લગભગ સારે બદને જખ્મી થયો હતો. બાજુ ગમથી તો તે ઘણો જખ્મી થઇ સુસ્ત થયો હતો. આ રીતે આ બાજુ મુલ્કે ફીરમાન ઉપર મહજબ મુદઇઓનો ધુંજારો થઇ રહ્યો હતો. સપેહશાલાર જેહાંગીર ફીરમાનનો ઘણો મોટો જંગી ને લડાઇગાહનો ઉસ્તાદ હતો; તે નામદારે જો કે ખુલ્લા મેદાનમાં વટલેલ ઇરાની લશ્કરને ઠીક થાકવી નાખ્યું હતું ને હજારોના સર જુદાં કર્યાં હતા પણ પોતે આયન્દે ફીરૂજગર ઉતરશે તે માટે થોડોજ ખાતરી ભરેલો હતો કે ત્યાં ખુલ્લાં મેદાનમાંજ મુદઇઓ સામે નશીબ અજમાવવાને દલેરી સમજે. તે નામદારે ખુબ ક્યાશ કરીને પોતાનું પોનું લશકર એવી ઝડ-ફથી જંગગાહ દરમ્યાનથી ફેરવ્યું ને કીલ્લામાં બીજા દરવાજાથી દાખલ કરી દીધું કે મુદઈઓ તેના લશ્કરના કમી થવા ઉપરથી સમજ્યા કે તે તમામ જંગમાં જાયાં થયું. એ નકી વીચારે મુદઇઓએ જંગમાં બેદરકાર બ-ન્યાની ઠાપ ખાધી. જ્યારે જંગ બંધ પાડવાનો જુન્દો આરબ સરદારોએ ઉડાસ્યો ત્યારે સપેહશાલાર જેહાંગીર મેદાનમાં ફક્ત એક ફોજ સાથ જંગનો જવાબ આપતો હતો. તે નામદારે જંગ બંધ પાડનારો જુન્દો જોતાંજ તેના જવાબમાં પોતાનો પણ જંગ ખતમ રાખનારો જુન્દો ઉડારતાંજ તે મોટી સીફતથી ફીરમાનના કીલ્લામાં ઘુસી ગયો. આ બનાવ જોતાંજ મુદઇ સરદારો ને સીપાહો પોતાના હાથ ચોલતા રહી ગયા. હવે તે સરદારો ને ફોજના સીપાહો માટે જે જંગની બાજી રહી તે વર્ષોના વર્ષો લગી બીન હાંસલ લડાઇ લડી લડીને અટવાઇ જવાની રહી. એ મીશાલે મુલ્કે ફીરમાનનો મામલો થયો છે.

---

# બાબ ૫૪ મો.

**[શાહે ફીરમાન સામે ખુદ મોહાવ્યા જંગી ફોજથી થાય છે-શાહે ફીરમાનની અજાયબ જવાંમરદી-મોહાવ્યાની ફોજનું નાહીંમત થવું-ફીરમાની લશ્કરની દલેરી બજાવ્યા દરમ્યાન જબરી ચાલી રહેલી કતલ.]**

ભવસાગર છે રંગસ્વપ્ન કોઇ ખેલે પાર કોઇ થાય ખાર,
અજબ અજાયબ આત્મા મહીમા માયાની લાગી વંજાર.
મોહ રૂતુમાં હરીહરાંઇ કોઇ ચમન ગુલસન કોઇ વન ઉજાર,
કોઇ નજરમાં શાહ ને વતન કોઇ નજર ખુનખાર તલવાર.
જે રાહે રંગ અંગ ઉમંગ રાહે તે ઉઠી જાય મસ્ત સ્વાર,
ખુશાલ થાય બે દીન જીવી કોઇ દીલ રડે કોઇ વતન વફાદાર.
નીર્જીવ સીપમાં અન્મોલ મોતી, મોતીમાં છે આબ ને બહાર,
વીર્જો મુસાફર મનું મોહાવસ રૂસ્તમ પામે અંત અધાર.

દાનેશમંદોની આ દસ્યાફ કયામતના રોજ લગી કાયમ રહેશે કે 'નજર બાહેર તે મગજ બાહેર' તેમ મુલ્કે ફીરમાનમાં કેવો મામલો છે અને કેવો મુદઇઓનો ધુંજારો ધીકયો છે તેની તેના ખુદ શાહને કસીપણ ખબર નથી; તે વખ્તે મોટો દીનદુશ્મન મોહાવ્યા એક મોટી જંગી ફોજ લઇને શાહે ફીરમાનના દેહરા આસપાસ ફરી વલ્યો, જેથી ફીરમાની લશકર એવું ચોધરદમ ઘેરાઇ ગયું કે તેવી હાલતમાં બીજું કોઇ ન્હાનું કે સેજ નબલું લશકર પોતાને આવી ગયલું જોતે તો બેશક ફક્ત દેખાવથીજ પોતાનાં દીલની હીંમત હારી જતે, પણ આ લશકર ઇરાની શાહાનશાહાતમાં હમેશાં જોરાવર ને જીત મેલવનાર રેહનારૂં હોયાથી તેમજ ફીરમાનના મુલ્કની ખુદરતી આબોહવા એટલી સફા ને તનદ્રોસ્તી બક્ષનારી રેહ છે કે ત્યાંનાં આદમીની જવાની ને દલેરીની હદ રહેતી નથી. ફીરમાની સારા એશ્યાની ખલક દરમ્યાન મોટો જંગી, દાનાવ ને અજમાયશી હોય છે. જે મુલક ખાસ તેવી હોશ્યારી બક્ષનારા તત્વો ધરાવે છે તે મુલ્કના લશકરના સીપાહો પણ તેવાજ જંગી, કલાબાજ ને જબરા હોયાથી જંગી ફીરમાની ફોજોએ મોહાવ્યાના લશકરની કસી પરવા કરી નહીં અને પોતાની ઘેરાયલી હાલતનો અફસોસ ખેંચવા બદલે શીતાબીથી પોતાના જંગી હથ્યાર તેજ કરવા પડ્યા અને બખતરબંદ થઇ પોતાના સરદારોના હોકમ માફક જંગગાહમાં નામદારી ભરેલી જંગ ખેલવા તૈયાર થયા. આ

વખ્ત શાહે ફીરમાન પોતાના બુઝ્રુર્ગ ને દાનાવ વજીર બેહરામ ને બીજા પોતાના મોટા ઇતબારી સપેહશાલારો સાથ જીકર ચલાવતો ને મોહાવ્યા જેવા જબરદસ્ત આરબસ્તાની હમનબર્દ સાથ જંગમાં ઉતર્યા દરમ્યાન આખેર શો ફેજ નીપજશે તે બાબે સલાહ પુછતો હતો. શાહે ફીરમાન ખુદા ખબર મોહાવ્યાના લશકર ખેંચી આવ્યાથી ગમગીન થઇ ગયો હતો કે કોઇ બીજો આગલો પાછલો ખ્યાલ આવ્યાથી સુસ્ત હતો કે કેમ? પણ તે નામદાર અવલ જેવી જવાંમરદી ને ઉલટથી આ જંગ ઉઠાવ્યાનું બીડું ઝડપી રહ્યો હતો તેવી ઉલટમાં તો હતો નહીં. વલી તે નામદારે જેવી જંગી કલાથી કુફા ને તે આસપાસની તમામ સરજમીન જીતીને પોતાના કવતની દેહસત પેસાડી તેથી તદન ઉલટો ડામાડોલ હાલત ને ખ્યાલમાં ગીર્ફતાર થયલો દીસ્તો હતો. તે નામદારની હાલની જંગની ઉલટમાં જોસ્સા કરતાં બેદરકારીનો ભાગ વધારે દેખાઇ આવતો હતો. જ્યારે મોટા આરબ જંગી સરદાર મોહાવ્યાને જબરા લશકર સાથ પોતા ઉપર ચઢી આવ્યાની જાસુસોએ ખબર આપી ત્યારે તે બદ ખબર તે નામદારે એવા ખ્યાલી મગજે સાંભલી કે વજીર બેહરામને પોતાના પાદશાહમાં થયલો ફેરફાર તરત નજર આવ્યો, અને જો કે તે ખબર સારૂં શાહને બેદરકાર નહીં રેહવા સારૂ બેસુમાર કલા ને ઉલટ પુલટે ચેતાવ્યો મગર પોતાના વજીરની તે તમામ ફીકરના જવાબમાં શાહે ફીરમાન ફક્ત ખુશ મીજાજી ઢપે મુછમાં હસ્યો એટલુંજ. તે શાહ હાલ જંગી મોહાવ્યાના આવ્યામાં કેટલી દેહસત ને હોસ્યારીથી લડાઇ ચલાવશે; તે તો આગલથીજ નકી સમજાયું હતું.

શાહે ફીરમાને પોતાના વજીર બેહરામની આસ્માન જમીન એક કરનારી દેહસતનો જવાબ વાલવામાં ફીરમાની લશકરને દીનદુસ્મનો સામે જંગમાં ઉતારવાની સફ સમારવાનું કામ મોટી કલાથી લેવા ખાતર પોતે જાતે પોતાના જંગી ઘોડા ઉપર હથ્યારબંદ સ્વાર થઈ મેદાનમાં નીકળ્યો અને પોતાના તમામ સરદારોને જેટલી પણ પોતાની કાબેલ જંગ તાલીમ ને કલા તે મુઆફેક ફીરમાની લશકરની ટુકડીઓ ગોઠવવાનો હોકમ કરવા લાગો. જ્યારે તમામ લશકર અચ્છી ઢપે ગોઠવાઈ રહ્યું અને દુસ્મન લસ્કરથી તીરનો મારો સરૂ થયો કે જંગના મેદાનમાં તીર ને સીનો બન્ને વચ્ચે હરીફાઇ મચી. તીર ફીનાખાર થયો ને સીનો મરદાનો બન્યો. તીરે પોતાની ખશલત જાહેર કરી. સીનાએ પોતાની જવાંમરદીની મગરૂરી ધરી. તીર અંતે પોતાની કરણીના બદલામાં ખાક અંદર લેટતો થયો. સીનો પોતાની જવાંમરદીનો નક્ષ આસ્કારા કરતાંજ મગરૂરીનો ભોગ થયો.

એ મીશાલે કીરમાની ને ઇસ્લામી થયલા ઇરાની ને આરબસ્તાની ભેલસેલ લશ્કરો વચ્ચે જબરી જંગ બરપા થઇ. ચોતર્ફથી કીરમાની લશકર ઘેરાઇને જબરી જંગમાં અટવાવા લાગું. આ દેખાવથી શાહે કીરમાનનું દીલ ફાટી જવા લાગું. તે નામદારે હાલની જંગમાં કીરમાની લશકરને પોતાનું નામ ગુમાવવા જેવું નબલું થતું જોયું, કે તે જંગી શાહે કીરમાનના દીલમાં દેલાવરીનો દરયાવ ઉછલ્યો. શીતાબ તે શાહ પોતાની દેલાવર અંગરક્ષક ખાસ ફોજ સાથ મોહાબ્યાની ખાસ હરોલ ઉપર ધસ્યો. સમશેરની શું તાકાત તે ત્યાં શાહે કીરમાને સાબેત કરી આપી. અકેકા સપાટાએ દસદસ ને વીસવીસ મુદઇઓના મુડદાં વાહાડતો તે પોતાના પવન મીશાલના ઘોડા ઉપર છેક મોહાબ્યાની ખાસ ફોજ લગી જઈ લાગો, તેમજ તેના રક્ષક સવારો; અને પછે ત્યાં શાહે કીરમાને પોતાના ખાસ સરદારો સાથ મુદઇઓમાં સમશેરનો હાક બોલાવ્યો. ચશ્મના પલકારા વચ્ચે હજારો જંગી મુદઇઓના મુડદાંની જમીન બનાવી તે ઉપર પોતાનો મસ અશ્પ તે શાહ કુદાવતો કુદાવતો મોહાબ્યા સામે આવી પોંહોંચ્યો કે પાહાડ ધ્રુંજે ને આસ્માન ફાટે તેવો તે નામદારે પુકાર મારયો :—

"ઓ આરબ, એક લુટારા અબલીસના અવતારે તુને અમારી પાક યજદાની સરજમીન ઉપર પલીતોનઃ લશકર સાથ ચઢી આવ્યાનું શું કામ હતું? તુને અમારાં વતન કે પાદશાહત સાથ શું લાગેછ વલગેછ કે આ રીતે બેગુનાહ જાનોનો તરસયો થઇને રોજેરસ્તાખેજનો ડર ભુલ્યોછે? તું પણ ઇન્શાન છે અને ઇન્શાની અવતાર ધરાવેછે તો કંઇ તો ખ્યાલ પકડ કે ખુદ ઇન્શાનને ખુવાર કરવામાં તુને શું હાંસલ છે? ત્હારી સરજમીન ઉપર તું કરાર નહી પકડ્યાથી અને અમારી સરજમીન ઉપર ઉતરી પડ્યાથી તેં શીહા દોજખ દરમ્યાન વાસો કરયોજ, એ નકી સમજ. સમાલ મ્હારી સમશેર ઓ અબલીસ કે આખર ચેતાવ્યા વગર બેજાન કર્યાનો એક ખરા ઇરાની સર ઉપર ત્હારી જંગલી જાત તોહોમત ચઢાવવામાં બરાઇ ના માને."

આ શોખન પુરા થયા કે શીતાબ સમશેરે મોહાબ્યાના સર ઉપર પોતાનો સપાટો ખેલ્યો, કે ત્યાં તમામ આરબસ્તાની સફમાં મોટો ગુલ્લેબાંગ ઉઠયો. હજારો સમશેરકસોએ તાજુબ જરફે પોતાની સમશેરના હાથ કર્યા અને શાહે કીરમાન ને તેના રક્ષકસ્વારો ઉપર હજારો કાતેલના જરબો પડયા, મગર મોહાબ્યાનો બચાવ થયો નહી. તે જંગી તો શાહે કીરમાનની સમશેરના એકજ જરબે પોતાની ધાલ, જીન, ઘોડો ને

કોઇતાં સાથ જમીનદોસ્ત થયો. હજારો જંગી આરબોએ આ વખ્તે 'અલ્લા અકબર'નો પોકાર મારયો. હજારો સરદારો પોતાના વડા સરદાર મોહાવ્યાને બચાવા શાહે ફીરમાનની સમશેરના સપાટામાં કપાઇ ખાકમાં પડયા, પણ શાહે ફીરમાનની અજીત સમશેર સામે કોણુની મકદુર કે સર ઉઠાવે? એવો કોઇપણુ જંગી ત્યાં હતો નહી કે શાહે ફીરમાનનો ગુસ્સો ઉતારી શકે? અંતે એક આખી જંગી ફોજે ફક્ત શાહે ફીરમાનને ઘેરી લીધો ત્યારેજ જમીનદોસ્ત મોહાવ્યા જીવતો કે મુએલો છે તેની તપાસ થઇ શકી. તેના મદદગાર સરદારો માહ મુશકેલે તેને જખ્મી પણુ જીવતો ઉઠાવી તેના દેહરામાં લઇ જવાને ફાવ્યા. મગર જે જંગ મચી ને શાહે ફીરમાને જે બાજી ખેલી તેથી તમામ ઇસ્લામ ફોજ નાહીંમત થઇ ગઇ. કોઇની તાકાત નહી કે શાહે ફીરમાનની સમશેર સામે ઉભો રહે કે ટકી શકે. મુદઇઓના મોટાં લશકરમાં શાહે ફીરમાન ને ફીરમાની લશકરની જબરી દેહસત પેઠી. તે તમામ લશકરના હાથપગમાં સુસ્તી દાખલ થઇને દીલમાંથી મરદાનગી બીલકુલ જતી રહી. મુદઇ લશકર પોતાના મોઠા ને નામવર સરદાર મોહાવ્યાના જખ્મી થયાથી એટલું તો નાહીંમત થઇ ગયું કે બીજા ચુનનદા આરબ સરદારોએ આ જંગમાંથી નામોશી સાથ નાહાસવા શીવાય બીજો ચારો જાયો નહી, એવી બારીક હાલત આરબ લશકરની થઇ હતી. અને જંગ દરમ્યાન ફીરમાની લશકરની જવાંમરદી ને જોસાથી જે કતલ ચાલતી હતી તે એટલી બોહલી હતી કે તેવી ખુનખાર જંગ સાસાન્યાન સલતનતની સરૂઆતથી હાલ લગીની પડતી દરમ્યાન કોઇ વખ્તે પણુ ચાલી હતી નહી. પણુ આ જંગનો છેડો ફીરમાનીઓ તર્ફે જીત દરમ્યાન આવવાની એણુ વખ્તે એક નાધારેલો બનાવ બન્યાથી જંગનો નશીબો ઉલટાયો.

જ્યારે જખ્મી મોહાવ્યાએ પોતાના જંગી લશકરની ખુવારી થયા ઉપરાંત હદથી જાદા નામોશીમાં પોતાની હાર થવાની છેલી પલ જાણી ત્યારે તે કુનેહબાજ આરબ સરદારે એક વેહેમ ઉપર પોતાનો પાસો ફેંકવાને દરૂસ્ત જોયું. શીતાબ તે જાતે જખ્મી તન એક ઘોડા ઉપર સ્વાર થઇને તે ખુનખાર જંગના મેદાનમાં આવ્યો. તેણે એક બસારતી પોકાર માર્યો. પોતાના નાહીમત લશકરના સીપાહોને હોશ્યાર કરવા સારૂ તેણે આસ્માન તર્ફે ઉંચા દસ્ત કરયા અને ખુદા તેને ફરીને જીંદગાની બક્ષીને જીવતો કરતો હોય એ મીશાલના દેખાવે તે પોતાના લશકરને અલ્લાએ આ જંગની જીત બક્ષીછે એવું યકીન મનાવતાંજ આગલથી નકી કરેલા એક અજમતી દેખાવના

રૂમાલને એવી સીફતથી હવામાં ઉડાસ્યો કે લશકરને તે આસ્માન ઉપરથી આવી પડેલો દીસ્યો. જે ઉપર 'ઇસ્લામ ફતેહ' એ શોખનોનો જુન્દો જીબ્રાયલના દસ્તમાં આપ્યોનો નક્ષ હતો. આ દેખાવે ઇસ્લામ ફોજમાં નવું જહનુન ને જુસ્સો ઉઠયો. નવું લોહી, નવું તેજ, નવી ઉલટ ને નવી જવાંમરદી ભરેલાં ઇસ્લામ લશકરે, જીત થવાની બાકી નહીં જાણીને બેદરકાર થતાં ફીરમાન લશકર ઉપર જબરી ઉલટ લીધી. બાજી પણ એવી મચી કે જેમ ઇસ્લામ લશકર સુસ્ત ને ઇરાની લશકર તેજ હતું તેમ હવે ઇરાની લશકર સુસ્ત ને ઇસ્લામ લશકર તેજ થઇ ગયું. શાહે ફીરમાન ને તેનું રક્ષક લશકર મુદઇઓ દરમ્યાન આગલાજ આતશી જુસ્સા ને તેજ હથ્યારથી જંગ મચાવતું હતું પણ હવે ઇસ્લામ લશકર આગલી દેહસ્ત ખાધેલી હાલતનું હતું નહીં કે તે નામદારોનો તે જંગી મારો કાંઇ મુરાદસર હાંસલ મેલવે? આગલો રોશન શીતારો નાબુદ થઇ ગયો હોય અને હાલે શીહા શીતારો આશકારા થયો હોય એવો ઇરાની લશકરનો મામલો થઇ પડયો. જ્યાં ફીરમાની એક સમશેર કમમાં કમ બે આરબ સર સફા કરવાને ફાવતી ત્યાં આરબ સમશેરને કમમાં કમ પોતાના બે સર હવાલે કરતી ચાલી. આ રવેસનો હેવાલ નીપજતો થયાથી શાહે ફીરમાન ને વજીર બેહરામના મોહનો રંગ જરદ માસ્યો. મગર વજીર બેહરામે ખુબ ગોર કરીને જહનુની આરબો દરમ્યાન પોતાના વતની લશકરનો ધાન નીકલી જતો બચાવ્યો. લડાઇબંધ કરવાનો જુન્દો ઉડાસ્યો, તે આરબ સરદારોએ પણ દરૂસ્ત લાગાથી તેવાજ જુન્દાથી જવાબ વાળ્યો. બન્ને તર્ફે હજારો હજાર જવાંમરદ સીપાહોનાં મુડદાંના ટેકડા ઉઠયા હતા, અને જંગીઓને લડવા સારૂં ચાલવાનો રાહ બીલકુલ રહ્યો હતો નહીં, એથી બન્ને લડાઇ ચલાવનારા વડા નામદારોથી આ રવેસ જંગ બંધ પાડ્યામાં તમામ તર્ફેથી રાજી ખુશી ઉતરી હતી; મગર આ કહ્યા વગર ચાલતું નથી અગર જંગ ચાલુ રહી હતે, તો નવા જંગ જોસ ને જહનુનથી આરબસતાની લશકરનો પાસો સેજ વારમાં એવો આબાદ ફતેહમાં ઉતરતે કે ફરીને ફીરમાની લશકર મેદાન દરમ્યાન દેખાવ દેવાનું કઉવત રાખતે નહીં. એ મીશાલે હાલ તરત તો શાહે ફીરમાન ને તેનું જંગી લશકર એક મોટી નામોશી ભરેલી હાર પામવાના કમનશીબાથી બચી ગયાની પોતાને મુબારકબાદી આપતું લડાઇગાહમાંથી છાવણીમાં જઈ રહ્યું.

---

# બાબ ૫૫ મો.

**[ શાહે કીરમાનને પેગામ–તે નામદારનું પોતાના લશકર સાથ કીરમાન કુચ કરી જવું–બખ્ખબામી ઉપર મોહાવ્યાદાદનું આથોરનાન લશકર સાથ આવી પોંહોચવું–જંગ-મોહાવ્યાનું હટવું. ]**

ભર દસ્યે લુટાયો કાફલો ચોખ્ખી આંટવાલો વેપારી,
ઝાઝમાં નાગી તલવારવાલી ઉતરી પડી ટોલી લૂટારી.
વખત ફેવો કે ઉપર નવધાર વરસ્તો હતો વરસાદ,
વલી મધરાત દીલ ડરાવતી પડેલી હતી કાલી અંધારી.
નીચેથી મોજા ઉછલતાં વાદલને લાગી ગોયા રેહતા,
ચોગરદમ ઉછલતાં જીવતાં પાણીમાં લુટે પાડી ચીચારી.
ખુન ભુતે આંધલો થઇ કઇ બ્હાડી ગરદન અમૂલક ત્યાં,
સામે થનારા સફા થઇને બાકીએ પેઠી તાબેદારી.
વેપલામાં નફો ધારીને સફર જનારા જાન રૂસ્તમ,
સરજતના ફરતા ખુદરતી પાસા સોટકાંથી હાની સ્વીકારી.

શાહે કીરમાન ઘણાજ અફશોશમાં હતો. તે નામદારના જીગરમાં જેહાનનો નક્ષ હાલની જંગથી જુદા તરીકા ઉપર દોરાયો હતો. તે શાહ પોતાની જીંદગીમાં આ પેહેલી વખ્તે દીનદુશ્મનો સાથ હરીફાઇમાં શેહ કરતાં નફેતર હાલહાવાલી પામ્યો, તેથી તેના સીનામાં દલેરીનો આતશ કોયલો થવા જેવો તેનો ચેહેરો ઝાંખો માલ્મ હતો. તે નામદાર પોતાના દેહરામાં પોતાના તમામ જંગથી બચેલા સરદારો સાથ મળી વજીર બેહરામ તર્ફે જીકર લંબાવતો હતો. ‘ત્યારે આપણા પેલા મોટા અજમાયશી નામદાર દાદની ગણુત્રી કાઢયા માફક દીનદુશ્મનોના મેદાનમાં લડી લડીને જીત મેળાવ્યા છતાં હસ્તીમાં રહીશુંજ નહી તો પછે પાદશાહાત તે કયાંથી બદ-કરાર કરીશું ને તખ્તનશીન તે કયાંથી થઇશું? તેવી આપણા કયાની ટોલાંની હાલત નજર આવે છે. અગર મને આ બાતેન ને અજમાયશ ખબર હતે તો હું તે મોટા નામદાર સાથ એકમત થઇને અવલ શાદી, બાદ જંગનો પાસો અજમાવતે. અફશોશ, મ્હારા જીગરમાં એજગેબી આફત ઉઠયા જેવી મ્હારી હાલત મંદ થઇ ગઇ છે. અરે મ્હારા પાદશાહી ખાનદાનમાંના આગલા કોઇપણ શાહજાદા કે શાહના મન ઉપર મ્હારી આજની હાલત મીશાલના અંદેશાનો મારો ચાલ્યો હશે નહી. પણ હવે મ્હારા દા-

નાવ વજીર આ જંગમાં હકનાહક ફીરમાની લશકરની તારાજી કરાવ્યામાં કેવી નામદારી ફીરમાન મેલવે છે તે મને કેહશે?' વજીર બેહરામ હાલમાં પોતાના પાદશાહને સાંભલીને બેસુમાર ખ્યાલમાં પડ્યો. અંતે તે બોલ્યોઃ—

"નામદાર શાહ, અગર અવલથી નામદારોના નામદાર દાદના રૂકા ઉપર અમલ થયો હતે અને આપણું લશકરને બબખબામી દરમ્યાન દાખલ કરીને આપણે તે પોલાદી કીલ્લાના આધારે મુદઇઓ ઉપર મોતનો મારો ચાલુ કરતા રહ્યા હતે તો આજની હોનારતના અંદેશામાં ગીર્ફતાર થયા હતે નહી. હવે આજનો સવાલ એવો છે કે આપણા લશકરને જીવતું રાખવામાં આપણને આખેર હાંસલ છે કે જ્યાંજ જંગ દરમ્યાન નામદારીની સમશેર બજાવી આખર પામવું? હું મ્હારી દુરઅંદેશીના દસ્યાવમાં હોમાઉં છું ત્યારે મને હાલની નાહકની જંગમાં બેગુનાહ જંગીઓના જાનની ખુવારી કરવાને દરૂસ્ત દીસ્તું નથી. ફીરમાની સીપાહ કેવો જંગી છે તે જેહાનને મસ્હુર છે. તે સાથ આ પણ મસ્હુર છે કે કોઇપણ ફીરમાની જંગી બીન હાંશલ હરીફાઇમાં પોતાનો પંઝો અજમાવતો નથી; અને જ્યાં પોતાની પાદશાહાત કે પાદશાહ કે વતન કે વતનીને એક જવની હાંસલ નથી, ત્યાં તો પોતાના મુદઇના મનનું કોઈ કામ કરવા દેવા માહે પોતાની સમશેર ખેંચતો નથી. અગર ઇતેફાકે પોતાને નુકસાન ને મુદઇને હાંસલ જેવી જંગમાં હોમાવી પડ્યો તો ખુબ કલા ને સીફત વાપડીને મુદઇને હાંસલમાં મેળ્યા આગલ તે દરમ્યાનથી છટકી સાબુત નીકલી પડવાને ચુકતો નથી. એવો ફીરમાની હાલની મોહાબ્યાની જંગમાં પડીને વગર હાંસલે પોતાના તનની કતલ કરાવવાને કેમ નાદાન્યત ચાહશે? આપણને હાલમાં ચોતર્ફના ઇરાન મુલકના મામલાની મુજાહમત જાણવી જોઇયે છે. ખુદ આપણા મુલ્કે ફીરમાનનો શો હેવાલ છે તે સંબંધી આપણા મુદઇઓ જેટલા જાણીતા છે તેટલાં આપણે અંધારામાં છીયે. વખ્તે હાલ ત્યાં એવો પણ મામલો હોય કે તે દુશમનો વચે ઘેરાઇને શીકસ્તહાલ ધુંજતું હોય, કેમકે ત્યાં મુદઇઓ ઉલટી પડે; તેઓને બરનો જંગી જવાબ આપનારૂં ત્યાં કયું લશકર રાખ્યુ છે? એવા આપણા મુલકના ડામડોલમાં ને આપણી બેખબરીમાં ત્યાં કે જ્યાં ના આપણી તલ જમીન કે ના રજ હાંસલ ત્યાં જંગ મચાવ્યામાં હેમકાઇ છે." વજીર બેહરામ હજી તો જે બોલવાનો હતો તેમાનું પા હીસ્સે પણ બોલ્યો નથી, તેટલાં ત્યાં એક પેહેલવાને હાંફતા ને હાકી લોટપોટ થયલા જાશુસને લાવી હાજર કર્યો. તે જાશુસને જોતાંજ દરબારના દીલમાંની સબર ઉડી ગઇ. તમામ જંગીઓને પોતાનાં વતન મુલ્કે ફીરમાન સંબંધી ખુદરતીજ વેહેમ પડ્યો અને તમામના જીગરમાં

ત્યાં જરૂર કોઇ આફત જાગ્યાનીજ બસારત પડી. તેટલાં રૂકો લઇ વછરે ખોલ્યો અને તે માહેની મકસદ ઉપર ચશ્મ ઠરતાં તેના હોઠ ફફડ્યા, શખુન લઠડ્યા ને દસ્ત ધ્રુંજ્યા, સબબ આ રૂકામાં સપેહશાલાર જેહાંગીરે શેહેરે ફીરમાન ઉપરનો દુશ્મનનો ઘેરો ને ત્યાં દરરોજ ચાલુ થતી જંગનો હેવાલ લખ્યો હતો. શેહેસ્વારની જખ્મી હાલત ને હકીમોની તેના જાન બાબેની ફીકરના ફકરાએ શાહે ફીરમાનના દીલમાં દર્દ કર્યું. કીલ્લાની સો વર્ષે પણ મુદઇ એક કાંકરી મેલવનાર નથી એ છતાં હાલના ઇરાની શીહા શીતારાથી શું ના ખરાબી નીપજે તે માટે કોઇથી અટકલો કરાય નહી તો પછે ચોકસ તે ક્યાંથી કેહવાય? અંજામ બેસુમાર શીહા દીસવા લાગ્યું. શાહે ફીરમાનને પોતાનું મુલ્ક મેલી છેક એટલી દુરદરાજ રાહ ઉપર પોતાના મોટાં લશ્કર સાથ દેહરો મારીને પડી રહ્યાની હેમકાઇનો ખરો ખ્યાલ આવ્યો, હવે તે નામદારના દીલમાં પોતાના વતન ફીરમાન ને કબીલાનો પ્યાર ઉછલી આવ્યો. શીતાબી કરતાં શીશાબ ત્યાં ખાંગી મસલહત પુર નકી થઇ. પવનનો એક સપાટો છુટતા અરસામાં ના હું કે હઃ ને ફીરમાની ફોજોએ ત્યાંથી પોતાના વતન તર્ફ કુચ કરી. કુચનો હોકમ પણ ઉગતરાહે ને કોઇની પણ સલાહ કે મસલહત વના અપાયો, કે કુચનું એક તુફાનજ ઉઠ્યું. જોતાં જોતાં ને વીચારતાં વીચારતાં તે મોટા કેશરાનો દેહરો ને તમામ સરનજામ મુલ્કે ફીરમાનની રાહે ધસડાઇ ચાલ્યો. એવી તો અજાયબ ગુપચુપ ને ઝડફમાં તે મેદાન ખાલી કરીને ફીરમાંની લશકર ઉગત રાહે ઉતરી ચાલ્યું કે મોહાબ્યાના ખાસ રોન ફરતા તલાયાઓ વતીકને તેની સાસ જેટલી ખબર પડી નહી. અરે કોઇ કેહશે કે તે આખું મેદાનજ કોઇ કરામત ઉપર સ્વાર થઇ ત્યાંથી ઉડી ગયુ હોય એ મીશાલેનો ફીરમાની તે મેદાન ખાલી કરી ગયાનો દબદબો મારતો હતો. જ્યારે આફતાબની રોશનીના પેહેલાં કીરણોનો વરસાદ વરસ્યો ને જેહાને રોશનાઇનો જામો પેઢ્યો ત્યારે ફીરમાની લશકરના એક પણ પ્યાદો કે સ્વાર કે બોચકો કે ઊંટ કે ઘોડાને નહી જોયાથી મોહાબ્યા ને તેના તમામ લશકરની તાજુબીનો પાર રહ્યો નહી. તે તમામ દીન પોતાના લશકરને ખુબ હોશ્યારીમાં રેહવાનો મોહાબ્યાએ હોકમ કાઢયો હતો અને પોતે જખ્મી બદન છતાં પોતાના તમામ સરદારો સાથ દરબાર ભરી તરેહવાર તકરાર ને જીકર ચલાવતો બેઠો હતો. શાહે ફીરમાન આ મેદાન મેલી જાય અને બજખબામી ઉપર કોઇની પણ હરીફાઇ વગર આરબસ્તાની ખલીફની મુરાદ મુઆફેક એક ચઢાંઇ લઇ જવાય એ હેતુ તો અવલથીજ મોહાબ્યાએ સાચવ્યો હતો; તેટલાં ખાતર તો તે મોટા દુરઅંદેશ

આરબ હાકમે ખાસ એક ફોજ મુહકે કીરમાન ઉપર રવાના કરી હતી. મોહાવ્યા પોતે પણ તે શાહે કીરમાન પુરી શીકસ્ત મેલવે નહીં ત્યાં લગી તેને પોતાના પંઝેથી નહીં છટકી જવા દેવા માટે ઘણો હોશ્યારીમાં રહ્યો હતો, પણ તેની જખ્મી હાલત જે તેની વફી માફ્કની મુરાદથી ઉલટી બાજી નીપજી તેથી તે ગફ્લત પામી ગયો. જ્યાં તેનું લશકર નાહીંમત થઇને હારી જવાની પલ લગી પોંહોંચી વળ્યું, ત્યાં તે પોતાની બાજી સમાલવાની પંચાતમાં પડે કે બીજાની ઉપર બાજી લેવાની હોશ્યારી જાલવવાનો જુસ્સો ઉઠાવે? એ રીતે મોહાવ્યા પોતાના આગલા ઇરાદા માફ્કનો જંગનો મામલો ઉપજાવવામાં ગાફેલ માલ્યો; તેનો લાભ શાહે કીરમાનને મલ્યો. શાહે કીરમાનને જે લાભ મલ્યો તેનો તેને કોઇ કાલ ખ્યાલ નહીં હતો, મગર સપેહશાલાર જેહાંગીરનો રૂકો ને બીન હાંસલ કતલ થવા જેવી જંગી કીરમાની લશકરનો ખ્યાલ, બન્ને સાંટકે છેક તે નામદારના શીહા શીતારાનો દોર નરમ પાડયો; પણ મોહાવ્યાએ તો એ બાજીજ નીપજનારો હીસાબ આગલથી ખેંચીનેજ કીરમાન ઉપર ઇસ્લામી મહજબમાં આવેલા ઇરાની લશકરને આરબ સરદારો સ્વાધીન મોકલેલું હતું, તેથી મોહાવ્યાને આ બાજી હાથથી ગુમાવ્યાને સબબે જે અફ્શોશ ઉપજ્યો તે હદ વનાનો હતો. એક જબરો શેર પોણી કમંદમાં આવી જઈ બંધાયા પછે એટલો આશાન છુટી જવા પામ્યો, એ કાતેલ ખ્યાલ આવ્યાથી તે જંગી મોહાવ્યાને હાલની જખ્મી હાલતમાં એવડાં દર્દનો વધારો થયો. મોહાવ્યા પોતાના જખ્મ ખાતર આ મેદાનમાં હફ્તાલગી કસી પણ જાણવા જોગ હીલચાલ કસ્યા વગર પડી રહ્યો; તોપણ તે જંગીએ એક હીલચાલ કરી, તે તેના લશકરને હવે પછે બહુ કામ લાગી. આ હીલચાલ પોતાના જખ્મી હાંગામમાં ઇરાનની તમામ છુપી ખબર મેલવનારા જાશુસો મેલ્યાની હતી. લગભગ પચાસ વફાદાર જાશુસો, અસલ તો ઇરાનીઓ પણ હાલ ઇસ્લામી બનેલાઓ પોતાના જાતભાઇઓના તમામ ભેદ ભરમનો મુદ્દો લાવીને મોહાવ્યાને ખબરદાર કરતા ચાલ્યા. આ કીસમના દગાબાજ બેદીન ઇરાનીઓએજ છેક શાહાનશાહ ખુશરો પર્વેઝના જમાનાથી જરથોસ્તી શાહાનશાહાતનો પાયો નબલો કરવાની કસરવેઝી ચાલુ કરી હતી. ઇરાનની શાહાનશાહાત તારાજ થઇ તે એવા દીનદુબાઉ દગલબાજ બેદીલ ઇરાનીઓએ કરી છે તેટલી ઇસ્લામીઓથી નથી થઇ એ નકી જાણવું.

હફ્તો એક તમામ થયો ને મોહાવ્યા પણ જખ્મથી સાજો થયો. તે જંગી ઘોડેસ્વાર થવા જેટલું કવત પામ્યો કે લાગલો પોતાના મોટાં

લશકર સાથ બજખબામી ઉપર ધસ્યો. બજખબામી હાલ એક પોલાદી કીલ્લાનું બલ ધરાવતું હતું. ત્યાં દસ્તુર બેહરામ ને શાહજાદો સાપુર બન્ને મોટાં તો નહી પણ જંગી ને જવાન લશ્કર સાથ રખેવાલી કરતા હતા. ત્યાં શાહજાદી ગુલશીરીનાનું લગભગ ત્રણ હજાર જંગી બાનુઓનું પરીજાદ લશકર હતું, તે એવું તો તીરનદાજી હુન્નરમાં સરસ નેમબાજ કેલવાયલું હતું કે તે બરાબરી તે જમાનામાં કોઇ શાહાનશાહાતનું મરદાનું લશકર હતું નહી. તે સાથ ત્યાં તમામ ન્હાની મોટી વસ્તી ઇરાની અનજુમને પણ પોતાના જોર ને બદન માફક દીનદુશ્મનોના દસ્તમાં ગીર્ફતાર થઇને પોતાના મહજબ ઉપર કાલો દાગ લગાડયા કરતાં જંગમાં લડીને જાન આપવાનો ઇરાદો કર્યો હતો. તે અનજુમન પણ પંદરથી વીસ હજાર લગી સંખ્યામાં હતી. એ રવેસ બજખબામીનો બચાવ હતો. તેનો ખુદરતી બચાવ હતો તેતો તેની આસપાસના મોટા બ્યાબાન મેદાન ને કોહ ને ખાહી જ્યાં કોઇપણ બેખબરો શક્ષ કુચ કરે તો જંગ કરવા લગી હૈયાત રહે ત્યારની વાત, પણ એક ફરસંગ બે ફરસંગ મંજલની કુચ દરમ્યાનજ કોઇ કોહ ખાહી કે જંગલમાં અટવાઇ જવાનો સોએ સો હીસ્સા જોખમ સમાયલોજ. એ બીજો બજખબામીનો બચાવ હતો. તે બજખબામી ઉપર મોહાવ્યા લશ્કર લઇ ચઢાઇ કરવા કુચ કરી ચાલ્યો. આ તર્ફની રાહ દેખાડવા ખાતર ખાસ તેને પોતાની સાથ સીરીઆના માહીતગાર વટલેલ ઇરાનીઓની એક જંગી ફોજ લીધી હતી. તે ઉપરાંત બીજા તે રાહના જાનભેદુઓ ને જાશુસો લીધા હતા તે જુદા; એ મીશાલની તમામ સાઉચેતી સાથ બજખબામી ઉપર મોહાવ્યાની ચઢાઇ આવી. બજખબામી એક વખ્ત જંગી આરબોએ ફતેહ કરયું હતું તે છતાં હાલની જંગમાં મોહાવ્યા તે ફતેહ કરવા સારૂ ધચુપચુ મન થયો. આખરે મોહાવ્યાએ બજખબામીના મગરેબી દરવાજા સામે પોતાના લશકરના દેહરા ખેંચાવ્યા. જંગ સરૂ કરાવી તે એક હફતા લગી ત્યાંની તમામ રાહ બ રાહથી ખબરદાર થયા પછે અવલ તીરનદાજી લશકરને હરોલમાં રાખીને તીરનો મારો ચલાવ્યો.

આ જમાનામાં આરબ ચઢાઇનો તીરનદાજી ઉપર ફતેહનો મોટો આધાર રેહતો હતો પણ ઇરાનીઓ તો તીરનદાજી સાથ આતશનો મારો ચલાવ્યામાં ઘણા કુશલ હતા. પાસેની લડાઇમાં સમશેરબાજી દરમ્યાન ઇરાની જંગીને કોઇ પોંહોંચતું નહી અને હરીફ ઉપર કમંદબાજી તો હરકોઇ ઇરાની સીપાહને રામરનીના મહીમા મીશાલ હતી, તેથી જેવી મોહાવ્યાના લશકરની હરોલમાંથી તીરનદાજી ચાલુ થઇ કે કોટ ઉપરથી ઇરા-

નીઓએ આતશનો મારો ચાલુ કર્યો. જે માહે તીર, છુટભાલડી, લોખનના સાહતુર વગેરે તરેહવાર આકારના ઝેરી ધારદાર હથ્યારો વગેરેનો મારો પણ ચાલુ થયલો હતો.

બજખબામીનો બચાવ બે મોટા જંગીઓની સરદારી હેઠલ ચાલ્યો. મોહાવ્યાના જબરાં લશકરના તીરનદાજી મારાથી કોટના બચાવ કરનાર લશકરને કસો એલમજામ પોંહોંચ્યો નહીં પણ કોટના બચાવ કરનારા લશકરનો આતશી મારો ઘેરો ઘાલનારા લશકરને આબાદ લાગુ પડીને આરબ લશકરની પાયમાલી થવા લાગી. આરબ લશકરને જંગની રાહ દેખાડનારા દગલબાજ ઇરાનીઓ હતા; તેથી કીલ્લાના જબરા મારાથી નાશીપાયશ થતી હાલતમાં જે જે જાતની હીમત ને ઉલટ આપવાની જરૂર, તે પેલા બેદીન થયલા ઇરાનીઓ તમામ રીતે આપીને જંગમાં તાજો ને તાજો જુસ્સો ને જોર રખાવી શકતા હતા. મોહાવ્યા એક મુદત થઇ ઇરાનની સરજમીન ઉપરની હાકમીમાં બરકરાર થયલો આજે ઇરાની મરદાનગી ને ઉલટ માટે પુરતો વાકેફગાર થયલો હતો. તે પોતાના મનમાં પુર ખાતરી ભરેલો હતો કે જો થોડીક મુદત સબર અખત્યાર કરી તો જીત ને નામદારી તો આખરે ઇસ્લામ ખલીફાતની પેશાની ઉપર ઝલકાટ રોશન કરનાર છે. એશ આરામનો જમાનો ઇરાનમાં જે વખ્તથી દાખલ થયો અને તેનો મોટો મુરબ્બી શાહાનશાહ ખુશરો પરવેઝ થઇને રંગ રાગ ને ઝલકાટમાં પળોટાયો, તે વખ્તથીજ ઇરાનની પેહેલવાની સરજમીન ઉપરથી તાકત ને જીત બન્નેના કદમ હટતાં ગયાં. તે જમાનો હજી પણ ઇરાનને હેરાન કરતો હતો. દીનદુશ્મનોએ તે જમાનાના રંગ ઉપર જંગ બરપા કરીને આજે એ કયાની શાહાનશાહાતની શીકલ લગભગ જાયાં કરી હતી, તે હવે આ જેહાન ને જમીન ઉપર નીસ્તી પામવા સારૂં આ જંગમાં ઉતરી હોય એવું મત મોહાવ્યાનું બંધાયું હતું. એક મોટી જંગ અને તમામ વફાદાર વતનીઓની પોતાના ઇરાન વતન ખાતર જાનફેશાની; એટલે આરબસ્તાન ને ઇરાન વચ્ચેની જંગનો છેડો આવ્યો અને હમેસનું ઇરાન ને તેની તમામ ખલક પોતાના નામ, કામ ને દમામ ફેરવી ઇસ્લામી એખત્યાર કરી જુની તવારીખમાં પરવાર્યુંજ. આ મત ઉપર મોહાવ્યા આ જંગની છેલ્લી લડત લેવામાં ઉલટમંદ હતો. અને આ ઇરાની જંગ પણ તેના બખ્ત પ્રમાણે છેલ્લી લડત કરીને પોતાના વફાદારોના તનબદન ઉપર શેકારબાજી ચલાવવાને રાજી હોય એવો આસ્માની ભેદ જણાતો હતો. મોહાવ્યા રોજબરોજ તરેહવાર કીસમથી જંગનો પાયો રચતો હતો અને તરેહવાર ઢપે કીલ્લાના

બચાવ કરનારા પીલતન ઇરાનીઓને લાલચમાં નાખી ફોડવાની કળા વાપ-ડતો હતો, મગર વફાદારી જેવું નામ, તેવા નેક જીગર વફાદાર ઇરા-નીઓ મોહાવ્યાના ઇરાદાની મજાક કરતા હતા.

મોહાવ્યાએ પોતાના તમામ સરદારો સાથ બજખબામી ઉપર હોમલો કર્‍યાને એક માહ પુરો થયા પછે દરબાર ભરી, અને જંગ યાહુમ ચા લાવ્યાની જીકર કાયમ કર્‍યા પછે અંતે ચોતર્ફથી કીલ્લા ઉપર જબરો મારો ચલાવવાનો નકી ઠરાવ અમલમાં મેલ્યો, કે બજખબામીના કોટ ઉપર મસ તુફાન ઉલટયા સમ મહજબ મુદઇઓના ટોલેટોલાં ચોતર્ફથી સીરીઓ મેલી ચઢવા ને જાનની પરવા છોડી લડવા લાગાં. આ જહનુન ને જોસ્સો જોઇને શાહજાદા શાપુર ને દસ્તુર બેહરામના દીલ ધુંજ્યાં. તે નામદારોની હીમત તુટી. ઇરાની જંગના હથ્યાર નાકારગાહ થવાં લગાં. કોટ બચાવવાનો અંદેશો, જે મોટી ફીકર ઉપજાવતો હતો તે ત્યાં શાહાજાદી ગુલશીરીનાનું મથક હોયાથીજ, અગર નહીં તો શાપુર ને બેહરામ એક મસલહત થઇ જઇ બેમાંથી એક અગરેબના દરવાજેથી બાહેર નીકલી પડીને દીનદુશ્મનનોના લશકરની ગોયા કતલ કરી નાખવાની બાજી રચતે. મગર શાહાજાદીનું મથક હોયાથી કીલ્લા દરમ્યાન રહીનેજ લડાઇનો જવાબ વા-લવા શીવાય બીજી રવેસનું કોઇ પણ કદમ ભરવામાં સલામતી કમ જાણી.

જંગ, જંગ ને જંગ બજખબામીને ગોયા કોઇ નાપાક બલા વલગી હોય એ મીશાલ મોહાવ્યાએ ત્યાં ધુંજારો મચાવ્યો. મોહાવ્યાના લશ્કરમાંના મરતા સીપાહોની જગોએ બીજા નવાં નવાં આવી મળતાં ઇસ્લામ લશ્ક-રોથી ભરતી થતી હતી પણ બજખબામીના બચાવ કરનારા સીપાહોની લોઠ પડીને તે જગા ખાલી થતી તે હમેસાંનીજ ખાલી રહેતી હતી. બીજો માહ પુરો થતાં આરબ લશ્કરની પાયામાલી બેહદ છતાં તે માહે નવાં લશ્કરની ભરતીથી કસો ખાડો પડયો હતો નહીં પણ કીલ્લાના જંગી લશ્કરમાં લગભગ ત્રણથી ચાર હજાર માહ ચુનદા તીરનદાજો ને હોમલો અટકાવનારા પેહેલવાનો ખપ્યા અને જંગનો જવાબ આપવાનું જોર ત્રીજે હીસ્સે કમી થઇ ગયું. ત્રીજો માહ સરૂ થયો, તે રાતે ઇરાની કીલ્લા ઉપર મોટી ગરબર ચાલુ રહી. દુશ્મનોનાં લશ્કરમાં મસ મોટી મશાલો સલગીને બજખબામીનો કીલ્લો આતશની ચેહથી ઘેરાયા જેવો આફતનાક બનાવ બન્યો હતો. દરેક જંગી ને જોરેમંદ ઇરાની સીપાહના દીલમાં દેહશત ઉપજી રહી હતી. શાહજાદો શાપુર નામદાર બેહરામ સાથ ગુફ્તેગુ કરવા લાગો "અરે આ બારીક વખ્તે મોટો જંગી દાદ કયાં છે? જે નામદારને તમામ બી-નાની ખબર કરનારા માહ ચુનનદા ઇરાની કાસદો મળેલા છે, અને જે

દુરઅંદેશના નખમાં હફ્ત અકલીમનો હીસાબ મોજુદ છે, તે મોટો જંગ આઝમોદાહ નર આજ શું બેપરવા થઇને કોઇ બેખબર સરજમીન ઉપર પોતાનો દેહરો તાણી પડયો છે? કે જે વખ્ત જાય છે તે વખ્તમાં આ મુદઇઓ કીલ્લાને ચોતર્ફથી સલગાવી નાખવાની હીકમત લડાવતા હોય એવો હીસાબ નજર આવે છે, અથવા તો એવી દેહસત પેઠાથી આપણે તમામ ઇરાની લશ્કર સાથ જીવપર આવીને કીલ્લા બાહેર નીકલી પડયે, કે મુદઇના મનની મુરાદ સફ્લ થવાનો પાસો પડવા દેવા જેવા ફાસામાં ફસાઇ જઇએ. ગમે તે હોય પણ હાલનો મુદઇઓનો ધુંજારો પોતાની હદ મેળીને બેસુમાર આગળ વધ્યો છે અને આપણ ઉપર જંગ કરતાં હજાર ધણી બારીક સમજ વાપડવાની ફીકર આવી પડી છે; તે આપણી એક શાહજાદીનો બચાવ કરવાનો જુમ્બો આપણી ગરદન ઉપર લટકયો છે. કરવું કેમ? અરે પેલી તર્ફ તો મોટી આગ પણ લાગવાનો ઝલ્લકાટ પંઠરાગ્યો છે. જયાં છે ત્યાં મુદઇઓ દગલબાજીની બાજી માંડવામાં પોતાના મગજ ને મસ્તીનો જેટલો પણ ઉપયોગ થાય છે તેટલો કરવાની હવધી કરે છે. અરે આ તે કેવી તરેહની જંગ ને કલ્લા વપડાય છે કે કીલ્લાના મગરેબી દરવાજા ઉપર આતશનું તુફાન ફુકાયાની જે પલ્લ જાય છે તે પલ્લમાં સરૂઆત થઈજ. શું મહજબ મુદઈઓના મસ્તકમાંથી મરદાનગીનો છાપ છેક ભુસાઈ ગયો કે નામોશીના દસ્યાવમાં દુબવા જેવો નામરદો ઇલાજ લેવાને ઉસકેરાયા છે!"

શાહજાદો શાપુર આ દેહશતનો ખ્યાલ લંબાવે છે તેટલાં તો ત્યાં એક આગ આસ્માનતાઇ ઉડતી બબખબામીના કીલ્લાને ફુકી દેવાનું સાધણ થવાને મંડાન કરવા લાગી, દસ્તુર બેહરામ ને શાહજાદા શાપુરના મોહ ઉપર આફ્તે ઘેરો ઘાલ્યો. દરેક ઇરાની આ આગ ઉપર આબનો મારો ચાલુ કરવા દરમ્યાન કાતેલ તીરનદાજીનો હુન્નર અજમાવા લાગો. દરેક જંગી આથોરનાન જાન ઉપર આવી જઇ કીલ્લા બાહેર નીકલીને દીન દુસ્મનોના લશ્કરનો ધાન કાઢવાના ખ્યાલમાં ગરમ થયો. શાહજાદી ગુલ્લશીરીના પોતે પણ આ વખ્તે પોતાની બાનુ ફોજ સાથ કીલ્લાના બુરઝ ઉપર આવી અને પોતાના તીરનદાજી હુન્નરથી હારેમન મીશાલના મુદઇઓની ફીનાબાજ ફોજનો જબરો ખરાબો કરવા લાગી; પણ દુસ્મનો આગના હોમલાથી કીલ્લાને ખાક કરી નાખવાના મનસુબાથી હટયા નહીં. વખ્તં એવો બારીક આવી લાગો કે એકી વખ્તે તે સારો કીલ્લો આગનો ભોગ થઇને ત્યાં જમાવ થયલી તમામ ઉલટમંદ ને વફાદાર ઇરાની ખલ્કનો આંકો લાવી મુકે; મગર માનવીનું ચાહવું ને મજદાનું કરવું, તેમ આફ્-

તમાં ઘેરાયલી ઇરાની આલમે પોતાના પાક દીલથી મજદાથી મુરાદ ચાહી કે 'આ માહ આફ્રત વખ્તે મદદ મોકલ' અને તેમજ મજદાએ તે મુરાદ બક્ષીને દસ્તુર દાદને ત્યાં પોતાના મસ લશકર સાથ લાવી હાજર કર્યો. મહાયુનથી કુચ કરતાંજ દસ્તુર દાદને રાહ દરમ્યાન વફાદાર જાશુસોથી ખબર મલી કે 'મોહાબ્યાએ લસ્કર ખેંચ્યું અને શાહે ફીરમાન સાથ જંગ થઇ મગર ઇતેફાક એ બન્યો કે શાહે ફીરમાન જંગ બંધ પડયાની શીહા રાતે છુપાછુપ પોતાના લસ્કર સાથ તે મેદાનથી કુચ કરી ગયો અને મોહાબ્યા બજખબામી ઉપર લસ્કર લઇ ચાલ્યો' આ ખબર એટલી તો પુર ચોંકાવનારી મલી કે નામદાર દાદની નેગાહમાંની રોશન જેહાન બીલકુલ શીહા રંગ થઇ ગઇ. 'શાહજાદી ગુલશીરીનાની કેવી હાલત થશે જો મોહાબ્યાએ પોતાના તમામ બલથી કીલ્લા ઉપર લશકર ચઢાવ્યું તો.' એ વીચારે તે નામદારે વીજલી મીશાલે કુચ ચાલુ કરી. જ્યારે છુપા માર્ગે બજખમાંના મેદાનમાં જવાના નાંકા ઉપર આવ્યો ત્યારે તે નામદારે દસ્તુર જામાસ્પને અર્ધ ઉપર જંગી લશકર સાથ તે માહે ઉતારી ત્યાં રવાના કર્યો, અને અર્ધલશકરથી પોતે ખુલ્લા મેદાનમાહે મોહાબ્યા સાથ દસ્તબદસ્ત જંગનો પાસો અજમાવાને ઠેરાવ કર્યો. આ ઠેરાવ માફક તે આ બારીક વખતે લસ્કર સાથ આવી લાગો પણ ત્યાંનો મામલો જાણતાં ને આતશને કીલ્લા ઉપર પંઠરાઇ જવાનો હીંગામ જોતાંજ તે નામદારે પોતાના કુચ કરી આવેલાં લશકરને એક પલનો વીસામો આપ્યા વગર મુદઇઓની છાવણી ઉપર હોમલો ચાલુ કર્યો. એક જબરી જંગ ત્યાં બરપા થઇ અને શીહા શબનો હીંગામ આગથી રોશન હોયાથી આરબને આરબ દેખાયા છતાં ખુદા માલુમ કેઇ મસ્તાન ધુંઇ મગજમાં ધુમી કે આપસ આપસમાં કતલ ચાલુ કરવાની ભુલથાપ ખાવા લાગા.

નામદાર દાદ ને તેનું આથોરનાન લશકર સુદ્ધ સપેત ચમરના બખતરમાં વીજલી ઝાંખી પડે તેવા ઝલકના ઓલા ફેંકનારાં હથ્યારો લઇ હોશથી બાહોશ થયલાં આરબ લશકર ઉપર ઉલટી પડ્યાં. અને કીલ્લાના લશકરને આગવાલા ભાગ તર્ફ નીકલી આવીને જેટલી પણ ઝડફ થાય તેટલી ઝડફે આબનો મારો ચાલુ કરનારી નીશાન ઉડારી. તેટલાં તો કીલ્લામાં દસ્તુર જામાસ્પ પોતાની ફોજ સાથ છુપી રાહે ફુટી નીકલ્યો. તે નામદારે શીતાબ ધાસ્તીમાં ગીર્ફતાર થયલા દસ્તુર બેહરામ ને શાહજાદા શાપુરને ખુબ ઉલટ આપીને ફરી જોરેમંદ કર્યા. શાહજાદી ગુલશીરીનાની દેહસ્ત ખાધેલી શીકલ સામે જઇને તે જંગી જામાસ્પે કુનસ બજાવી અર્જ કરી 'ઓ નામદારોની નામદાર શાહાનશાહજાદી, જ્યાંલગી સમશેર

બાંધીને દાદ ને જામાસ્પ દીનદુશ્મનો સામે જંગમાં છે, ત્યાંલગી ક્યાની ઇરાનની હકદાર તાજને તખ્તની માલકને જંગગાહમાં કમરબંદ થઇ આવી હાજર થવાનું સોભે નહીં.' એ કહીને તે નામદાર શાહજાદીને તેના તમામ બાનું રેશાલા સાથ મહેલમાં મોકલી દીધી. પછે પોતે દસ્તુર બેહરામને કીલ્લાથી મારો ચલાવનાર જંગી લશકર સાથ મેલીને શાહજાદા શાપુરને દસ હજાર આથોરનાનો સાથ આગ હોલવવાને કીલ્લા બાહેર કાઢ્યો. દરવાજો ખુલ્યો પણ ત્યાં જે બીજી કોટ મીશાલની ઇરાની ફોજ ગોઠવી, તેથી મુદઇઓને એક મસ્તકની જગો ચાર મસ્તક ને બે દસ્તની જગો આઠ દસ્ત ધરાવે તોપણ તે વચ્ચેથી પસાર થવાને કીડી જેટલો પણ રાહ પામવાને મુશ્કેલ હતું. અંતે નામદાર દાદે આવીને જે જંગી મારો મોહાવ્યાના ખાબમાં નહીં તેવા ખુનકાર મારાથી તેના જંગી લશકરની ખરાબી કરી નાખી. દાદથી મોહાવ્યા ધ્રુંજ્યો. અવલ તે જંગી આરબ સરદારે દાદને જોયો ત્યારેજ અરધો તો દેહશત ખાઇ પડ્યો હતો પણ જ્યારે તેની કઠણ જંગ ને દસ્ત્યાવના મસ મોજા મીશાલની ચલાવેલી કતલ જોઇ ત્યારે તો મોહાવ્યાના ચેહરાનો રંગ ઉડી ગયો. તે નામદારે એવી આફતનાક જંગ સામે હુલડાઇથી ઉભું રહીને પોતાના લશકરની તારાજી કરવામાં દાનેશ જોઇ નહીં. એક પલક તે ચુપ પોતાના ઘોડા ઉપર ઠરી રહ્યો. પોતાની આગલ પાછલ પોતાનાં ને મુદઇના લશકરની ચાલતી લડાઇ જોઇ, અને બીજી પલે તે નામદારે જંગના મેદાનથી હટવાનો હોકમ અમલમાં મેલ્યો. બોલ બોલતાં તુફાન નરમ પડ્યા મીશાલે આરબ લશકરે જહનુનથી જાન ખોવા કરતાં જાન બચાવાની ગત વાપડી. જંગી દાદને પણ તે જોઇતું હતું, સબબ તેનું લશકર એક વખ્ત જે ખપ્યું તે ખપ્યુંજ, જેની જગા પુરવાને બીજુ લશકર તો હોયજ ક્યાંથી? માટે મોહાવ્યા હટવા લાગો તે સામો બાહોશીથી પોતાનો મારો ચાલુ કરાવતો ને દુમબાલે લાગતો કોટની મદદ મલ્યા લગીની હદલગી પોંહોંચ્યો. એ રવેસ મોહાવ્યા ને દાદની દુમનબરદી ને જંગનો મામલો નીપજ્યો હતો.



# બાબ ૫૬ મો.

## [દસ્તુર દાદ મોહાવ્યાને દુમ્બાલે સોરીઆમાં—વટલેલ ઇરાની-ઓની કતલ. સીરીઆના મેદાનમાં મોહાવ્યા ને દાદ.]

દીવીમાં જોઇ ઝલકતી સમા, તરૂપે જોઇ કલીને ખીલતી,
ચાતકને જોઇ ઝીલતી બુંદા, ચંદાપે જોઇ ચકોર ફીરતી.
ખુશબોમાં જોઇ પમરતી લહેકી, ચાંદીપે જોઇ મોહીની રીજતી,
તુખ્મમાં જોઇ જીંદગી તેકી, ગગનપે જોઇ નુરાની હીલતી.
શરમમાં જોઇ જલતી વફા, મોબતપે જોઇ માશુક જીવતી,
સચ્ચેમાં જોઇ ઇરાની મમતા, નગદમાં જોઇ ઠગે નીભતી.
સમશેરમાં જોઇ રોશની જંગી રોશનીપે જોઇ મદદ મલતી,
રૂસ્તમ કહે જોઇ તંગ તકદીરમાં, ક્યાની શાહનશાહાત ચમકતી.

મોહાવ્યા હટતો ચાલ્યો. તેને જતો મેલવાનો વીચાર માંડી વાળતાં નામદાર દાદે દસ્તુર જામાસ્પને તથા શાહજાદા શાપુરને તેની ફોજ સાથ લઇ તે પાછલ દુમબાલે પડયો. બલ્ખના કીલ્લાને બાલી ખાક કરવા જેવી લગાડેલી દુશ્મનોની આગ તદન હોલવાઇ ગઇ હતી તેમ ત્યાં હાલ તર્ત તો કસી દેહસતની પંચાત આવી પડનાર નથી, એ નચીંતાઇએ નામદાર દાદને ઇરાનીઓનો નશીબો અજમાવવાને પુરતી તક મલી. તે પોતાના જાન ને ઇમાનના વેરી મોહાવ્યા ને તેની ફોજનો જમ થઇ પડયો. એક ગમથી શાહજાદો શાપુર, બીજી ગમથી જંગી જામાસ્પ ને ત્રીજી ગમથી પોતે પોતાના પેહેલવાન મીશાલના આથોરનાન લશકરથી મોહાવ્યાને ખુબ જીરજબર કરી નાખ્યો. અને તે બાજી આબાદ પાર ઉતારતાં લગોલગ સીરીઆ લગી આવી લાગો. ત્યાં આવતાં નામદાર દાદને ત્યાં એશઅરામ-માં વસ્તી વટલેલ ઇરાની ખલકને જોતાં જીવમાં કીનો સલગી પોતાના ન્યાગાનોનો કીનો લેવોજ યા તો આ જીંદગી બીલકુલ હરામ, એ ખ્યાલ કાયમ થયો. એ ખ્યાલ તે નામદારે જંગી જામાસ્પ ને શાહજાદા શાપુરને કહી સંભળાવ્યો. હજી તો આથોરનાન જંગીઓની સમશેર ને કમાન તેઓના જોરમંદ દસ્તમાં ચાલુ છે તેટલાં વળી તે જુસ્સામાં બેવડી ઝડફ ને ચાલાકી બજાવવાનો હોકમ થયો. મોહાવ્યાને દુમ્બાલેજ સીરીઆના મુલ્કમાં નામદાર દાદ પોતાના તમામ સરદારો ને હમનશીનો સાથ દાખલ થયો, કે 'યા પરવરદેગાર ત્હારી મદદ' એ પુકાર મારતાં વફાદાર દીનદોસ્ત ઇરાની રીપાહોએ ઇસ્લામી એખત્યાર કરેલી ઇરાની ખલક ઉપર કતલ ચાલુ કરી. માર જવાંમરદી ત્હારો રોબ ને બોલ રે દીનદાર ત્હારો હાદેશો કે ત્યાં જે

કતલ થાય છે, તે વતની વતનીનીજ કરે છે પણ બન્ને વતનીમાં ફેર પડ્યો છે. એક વતની વતન ને દીનનો તાબેદાર છે ત્યારે એક વતની વતન ને દીનથી સર ફેરવનાર છે. એક વતની પોતાની શાહાનશાહાત મેલવવા સારૂ મર-દાનગીથી મેદાન માહે પોતાનું સર હોમાવી પડ્યો છે, ત્યારે બીજો વતની પોતાની શાહાનશાહાત ગુમાવીને બેદીન થયો છે અને પોતાના આ જેહા-નના સુખ ખાતર પેલી જેહાનના અમબેરાને હારી ચુકો છે. જ્યારે એક વતની પોતાનો તમામ ફાની મહીમા ફરામોશ કરીને પોતાના ન્યાગાનોની પાદશાહાત પાયમાલ કરનારાઓ ઉપર કીનો લેવા ને પાદશાહાત છોડવવાને જીવની પરવા વના જંગમાં ઘુમ્યો છે ત્યારે બીજો વતની ફાની મહીમામાં લલચાઇ પોતાના ન્યાગાનોની શાહાનશાહાત તારાજ કરનાર સાથ એખ-લાશ બાંધીને પાદશાહાતનો ગમ ભુલ્યો છે ને જીવની પરવા ધરી દીન મેલી બેદીન થયો છે. તેવી કીસમના બે જુદી જુદી બાજીના ખેલનારા ઇરાનીઓમાં કતલ ચાલુ થઇ. આ વખ્તે ખુદા ખેર કરે દાદની દાનાઇથી કે તે નામદારને તો વટલેલ ઇરાનીઓ ઉપર એટલો કેહેર છુટો કે કોઇ-પણ જાતની દયા કે ઇન્શાન્યત તો હોય નહીજ; એ મીશાલે તે બેદીન ઇરાનીઓના કુટુંબના કુટુંબ કતલ અને તેઓનાં ઉંચા મકાન બોલબોલતા જમીનદોસ્ત કરતો ચાલ્યો. ગોયા એજગેબી આફત ઉલટયાં મીશાલ નામ-દાર દાદ ગોયા સીરીઆના વટલેલ ઇરાનીઓનો જમ જમીન ફાટી બરપા થઇ આવ્યો હોય એ મીશાલે ત્યાં ખુનખાર કતલ ચાલુ થઇ. શું બચાં, જવાન કે જઇફ; શું મરદ કે ઓરત, શું અમીર, ઉમરાવ, શોદાગરો કે નોકર નફરો. ગોયા કોઇ ખુદાઇ કોફમાં આવી જઇ તારાજ થઇ જતાં હોય એ મીશાલે નામદાર દાદના કીનાનો આતશ સલગ્યો અને કતલ ચાલુ થઇ. ગોયા તે ખુશ આબોહવાની સરજમીન લોહીનો દરયાવ બની ગઇ હોય એવો આફતનાક હોનારતનો વંટોળ્યો ફુકાયો. રેહેમ તો આ વખ્તે સીરીઆની હદમાંથી દાદની સમશેરની દેહસતે નાહાસી ગઇ હોય અને જ્યાં ત્યાં બસ કતલ કતલ ને કતલનો ત્રાસ ધીકી રહ્યો હોય એ મીશા-લની સીરીઆના વટલેલ ઇરાની કબીલાના કબીલા કતલ થઇ ગયા. એક દીન ને એક રાતમાં લગભગ તમામ વટલેલ ઇરાનીઓની કતલ થઇ ગઇ હોય ને હવે જે બચી ગયા હોય તે તેવી કોઇ છુપી જગોએ જઇ પોતાનો જાન ખોહવાના ડરથી ભરાઇ રહ્યા હોય એવી વેરાન તે સરજમીન થઇ ગઇ. ના ઇન્શાનની સુરત બાકી રહી કે ના જાનવર. ત્યારે દાદે શાહ-જાદા શાપુરને તમામ ઇરાની લશકરને સેજ આસાયશ લેવા ખાતર નીશાન ઉડારવાનો હોકમ કર્યો.

નામદાર દાદ કોઇ વખ્તે પણ કીનાના કબ્જામાં આવીને કતલ ચલાવ્યાની તકશીરમાં આવ્યો હોય તો તે આ એક મોટી કતલ હતી. જ્યાં દુશ્મનનું માહતમ વરસાવતું જોર જાહેર થાય ત્યાં વેપારી કે સોદાગર આલમ ક્યાં સાધણે પોતાનો બચાવ કે નીભાવ કરે? અને જ્યારે ઇરાનની શાહાનશાહાત તારાજ થઇ ત્યારે તેવી કમજોર વેપારી આલમ હકનાહક પોતાની દીન આઇનના બાહાને દુશ્મનોને લુટ ચલાવવા ને કતલ મચાવવાને કારણુ આપે તે માંહે આયન્દે ફેજ શો પામે? તેવા જોરમાં રજ બરાબર પણ વેપાર ને પેશામાં પાહાડ બરાબરનાઓએ ખુબ દુરઅંદેશીથી પણ પોતાનો બચાવ કરવા ખાતર નાચારીથી જીત મેળવનારા ટોલાની દીન ને કરાર કબુલ રાખ્યા હોય તો તેમાં દાદે ગોયા અહેરેમન મીશાલે કીનાબાજ થઇને કતલ ચલાવ્યામાં ઇન્શાફ જાણવો એ ઇન્શાનગીરી નથી તેમ તે માહે કોઇ પણ સંગીન ફેજ પમાડતો મુદ્દો પણ સમાયો નથી. આ કતલ ઘણી નાસજાવર ચલાવ્યામાં આવી અને જેટલી એ કતલની જવાબદારી દાદને સર રહી તેમાંની પા ભાગે પણ શાહજાદા શાપુર કે જંગી જામા-સ્પને સર હતી નહીં, સબબ ચાલતી કતલ દરમ્યાન બંને નામદાર ઇરાની-ઓએ બેરાહ ને બેદીન થયલા ઇરાનીઓ ઉપર રેહેમ નવાજવાની ઘણી વખ્તે અર્જ ગુજારી મગર તે ઉપર દાદે જેમ ના પોતાના કાન આપ્યા તેમજ મગજ પણ ના આપ્યું; એટલુંજ નહીં પણ પોતાની જીંદગીના છેલ્લા દીન દર-મ્યાન જેટલી પણ ઇરાનની પાયામાલી થાય તેટલી કરી લેવાને બેવફા થયલી ખુદરતના દસ્તમાં હથ્યાર થઇ પડ્યો. કતલ તો એવી ચલાવી કે આસ્માને અફશોશ પોકાર્યો. કુદરત પોતે શરમઇ ગઈ અને જવાંમરદીને પણ ગમગીની પોંહોંચી.

મોહાવ્યાએ ગુસામંદ થયલા દાદનો ગજબ સીરીઆની વટેલેલ ઇરાની આલમ ઉપર ગુજરતો જોયો અને જ્યારે તેની હદ રહી નહીં ત્યારે તે નામદારે પોતાના લશકર ઉપર પોકાર મારયોઃ "અલ્લા અકબરના નામે આ આપણા પાક મહજબને નામોશી પોંહોંચાડે છે તેમાંથી આપણી ખલકને છોડવો. શું સીરીઆના ઇરાનીઓએ આપણી પાક ઇસ્લામ દીન કબુલ કરી તેથી એ મીશાલે નાતરસ ઈરાનીઓની સમશેરથી કતલ થાય? અને તેઓની અસકયામત ભરેલા મકાનો ખાકનશીન થાય? અરે આપણુને અલ્લાના કશમ છે કે જો આપણે ખરા ઇસ્લામ હોઇયે તો આ નાતરસ કતલ ઝાઝો વખ્ત ચાલુ રેહવી જોઇતી નથી. અરે દોડો રે આપણી ઉપરના ઇતબારે આપણો મહજબ કબુલ કરનારાઓની મદદે ને મારો રે તે બેરેહેમ બનેલાં બબલીશ ઇરાનીઓને."

આ બોલતાં મોહાબ્યાના મસ્તકમાં રેહેમનો જુસ્સો તાજો થયો. તે આરબ છતાં ખરા રેહેમના ખવાસે ઉસકેરાયલો લ્હાહુમ દાદના લશ્કરમાં ધસ્યો. આરબો તે ઇરાનીઓની પુરી કરેલી કતલ દરમ્યાન એવા તો પોલાદી સીના ને મસ્ત હીમતે ધસ્યા કે હવેજ કતલ ચલાવનાર દાદને પોતાની હાલની હાલતનો જોખમ સમજાયો. ગોસપંદો મીશાલે કપાઇ ગયલા વટલેલ ઇરાનીઓના રૂવાનો પેલાં આરબ લશકરના સીપાહો દરમ્યાન દાખલ થઇને પોતાનો કીનો પોકારતા ઇરાની લશકરનો હોશ છીણુવી લેતા હોય એવી ત્યાં દેહશત પંદરાઇ ગઇ. જરથોસ્તી ઇરાનીને કોઇપણુ બલા કે દેવદરૂજનો વેહેમ પડતો નહીં તે છતાં હાલ તો તેવોજ કોઇ વીચાર મકમ થઇ તે જંગી ઇરાનીઓને નાહીમત કરવા લાગો. અને જ્યારે હીમત કાચી પડી ત્યારે મુદઇની બાજી પાકી ઉતરે એ તો નકી; તેમ ઇરાની ફોજનો મામલો થઇ પડયો. શીકસ્ત હાલ જેવો પાછળ પગલાં ભરતો આરબ સીપાહ હાલ ફરીને આગલ પેચતાં કદમે દીલાવર થયો અને ઇરાનીને ઝીરજબર કરવા લાગો. વખતે પોતાનો મદદગાર પંઝો ઇરાનીઓની કુમકમાંથી ખેંચી લઇ ઇસ્લામીઓની કુમકમાં આપ્યો કે દાદની શીકલ ઉપર શીહા વાદલ ફરી વલ્યું. પોતાના પેહેલવાન સીપાહોને લોકરી જેવા જુદદીન સીપાહોથી શેહ ખાધા મીશાલના બતંગીમાં આવેલા જોતાં નામદાર દાદને એકજ કારી ઉપાય તે માહેથી બચાવી લેવાનો દેખાયો. તે ઉપાય ફકત પોતે યાતૌકલ મોહાબ્યાનો હમનબર્દ થઇ ઉભો રહે. નામદાર દાદનો ઇરાદો ને અજમાયશ હરદમ એક હતાં. તે જંગી બુજોર્ગ જે અજમાયશે ઇરાદો નકી કરે, તેમ ઇરાદાએ અજમાયશ નકી કરે તેવો પુર બાહોશ હતો, તેથી જેવો તેનો ઇરાદો નકી થયો કે અજમાયશ પણુ નકી ઉતરી. પોતાના ચુનનદાં લશકરને બચાવવામાં તે પોતાનો જાન પણુ બક્ષીન્દા કરવાને આઘુંપાછું જોયતેવો નહીં, ત્યારે તે મોહાબ્યા જેવા દસ ગરદનફરાજો ને જંગબાજોથી શું ડરશે? ડર કે દેહશત તો તે નામદારે પોતાના જન્મમાં જાણી નથીજ.

આખરે નામદાર દાદે આદર ગોશૅસ્પ મીશાલનો પોતાના અસ્પ મોહાબ્યાની સામે દપટાવ્યો. સમશેરનો એક સપાટો જમની ને બીજો ડાબી બાજુ લગાવ્યો કે ગોયા પાહાડ ઉઠયો હોય એ મીશાલના દબદબાથી દાદ પોતાની રાહ કાઢીને આરબ લશકરની સફમાં ધુસ્યો. આ વખ્ત નીમાશામનો હતો અને લશકરમાં સમશેર ને સર વચ્ચે હરીફાઇનો એવો એકરાર થયો હતો, જે પોતાના એક સપાટે સરને જમીન ઉપર તેના પોતાના ખુનનો છાપ મારતી હાલતમાં ના નાખે કે તે સમશેર નહીં પણુ કોઇદું

અને તે સર નહીં પણ સફ્રચન જે પોતાને લાગતી સમશેરને તેની મુઠમાંથી છુટી પાડીને ખાકમાં રોલતી કરાવે નહીં. આ રવેસની હરીફાઇના હીંગામમાં મોહાવ્યા પોતાની સામે નામદાર દાદને પોતાનો અસ્પ દપટાવી આવતો જોઇ તે પોતાની અજલને યાદ કરીને મનમાં બબડ્યો.

"આ જંગગાહ નથી પણ જ્યાં છે ત્યાં અજલનું મેદાન છે." તેટલાં તો દાદે તે સામે આવતાંજ પોતાની કમાનથી તીર ખેંચ્યો અને લગાવનારને તો ખબર કે તે કેમ જંગ ને કેમ હરીફાઇ કરે છે પણ મોહાવ્યાને તો બીલકુલ ખાબ નહીં કે તેનો હરીફ આવી ના હર્ફ બોલશે કે ના નાખુશી દેખાડશે ને યાહુમ કમાનથી તીર છોડશે. તેથી તે જેટલો હોસ્યારીમાં રેહવો જોઇએ તેટલી હોસ્યારીમાં રહ્યો હતો નહીં. ખરૂં પુછાવો તો જે રવેસ આરબ લશકર જંગમાં મચ્યું હતું, તે મીશાલે જોતાં તેણે બીલકુલ વકી રાખી હતી નહીં કે તેવી ભરચક તેજ આરબોની જંગમાં અને તેના પુર ચઢતીના હીંગામમાં તેના દીનદુસ્મન લશકરનો વડો તેનો હરીફ થવા જેટલી હીંમત ધરાવશે! તેનો સબબ ઓસ્તવાર હતો. જ્યારે જંગ પુર તેજ હોય ત્યારે જે ઉપર તે જંગનો મુખ્ય આધાર છે તે જો બેપરવા થઇ ને અગર જંગમાં પોતાનો જાન હોમાવે તો તે હીંમતને કોઇ સાદો જંગી પણ પસંદ કરનાર નહીં તો પછે દુરઅંદેશ સપેહશાલારો દરમ્યાન તે બાબે કેટલી નાપસંદગી ઉતરશે? મોહાવ્યા એટલો બાહોશ ને અજમાયશી મોટો સરદાર હતો કે તેની જોરી આરબ લસ્કરમાં કોઇ જમાને થઇ નથી. તે જંગીને પોતાના હરીફની નાદાન્યત ઉપર અફશોશ છુટો પણ તે જો પોતાનો હરીફ જેટલી પોતાના લસ્કરની તારાજી બંધ પાડવાનો મુદ્દો સમજ્યો છે તેમાંનો પા પણ સમજ્યો હતે તો દાદની હીંમત ને દુરઅંદેશીની ભારી તારીફ કરવાને ચુકતે નહીં. અને જયારે તે જંગીનો આબાદ સપાટો કેવી ઉમદા હાંસલ નવાજતી અસર કરેછે, તે સમજાય તો મોહાવ્યા પોતાના હરીફ માટે બેસુમાર તોફા મત આશકારા કરવાને વાંધો ઉઠાવે નહીં.

દાદની કમાનથી તીર નીકલ્યો તે આબાદ મોહાવ્યાના તુફાની પવન મીશાલની ચાલના બેમુલા ઘોડાના મસ્તકમાં લાગો. લગાવનારની મતલબ પણ મોહાવ્યાને પાઉંપ્યાદો કરીને તેના લશ્કરમાં રમખાન ને દેહસત મચાવાની હતી; તેમ તે નામદાર દાદનાં મનની મુરાદ મીશાલે જંગનો પાસો પડ્યો. જોસામાં આવી જાન કસાકસી લડાઇ ચલાવતું આરબ લસ્કર પોતાના વડા સરદારને જમીનદોસ્ત થયલો જાણતાંજ દેહસત પામ્યું. હીમતમાં ધીલું પડયુ, જોમમાં નબલું પડી ગયું અને ઉલટ તો ખુદા

માલમ ક્યાં ગેબ થઇ ગઇ. હરીફાઇ તે એનું નામ, કે પોતાની બાજી સમાલનારી ફુનેહથી હથ્યારબાજી ખેલાય અને દુશ્મનના દીલમાં દેહસત પંઠરાય. બન્ને કાબુ મલ્યા કે નામદાર દાદે બીજો એક જોસ કરયો. ઇરાની લશ્કર ઉસકેરાયું. ફરી ઇરાની જોરેમંદ ને આરબ કમજોર બની ગયા. ફરી ઇરાની જવાંમરદી ને સમશેર નામદારીમાં ગરક થઇ જઇ ને આરબ મરદાનગી ને સમશેર નાદારીમાં આવી પડી. એ મીશાલે ઇરાની લશ્કર જીત મેલવતું ચાલ્યું ને આરબ લશકર બતંગીમાં આવી હારી જવા લાગું.

---

## બાબ ૫૭ મો.

**[ શાહે કીરમાનની કુચ–કીરમાન સરહદમાં અબદુલરેહમાન ને શાહે કીરમાનનો મેલાપ–કીરમાની લશકરે જંગમાં બજાવેલી નામદારી–અબદુલરેહમાન ને શાહે કીરમાન વચ્ચે મેદાનમાં તનહા જંગ–શાહે કીરમાન ને અબદુલરેહમાન–કીરમાની લશકરની જવાંમરદીની હદ–અબદુલરેહમાનનું મોત. સપેહશાલાર જેહાંગીરનું મોત ને કીરમાનીઓની શીકસ્ત. ]**

"મેં તો મ્હારી કહી કથા, હતો અમનના પાસામાં,
તખ્તો તાજ ઐશ આરાંમથી રહેતો ચમનના વાસામાં.
કોલ અનમોળ આવી લઇ ઉછાલતો મેલાપ આસામાં,
મગર નશીબા કીતાબમાં અંક, કટારી ખાઊં તમાશામાં."

સીરીઆમાં મોહાબ્યા ને દાદ વચ્ચે આગળ બયાન કરેલી જંગ આવી રહી ત્યારે શાહે કીરમાન પોતાના મુલકને બચાવ ને મદદ આપવા ખાતર રાતદીન વગર થાકની કુચ કરતો પોતાના લશકર સાથ સરહદમાં દાખલ થયો. ત્યારે તેના જીવને ચેન ને મગજને કરાર ઉપજ્યો. ત્યારેજ તે નામદાર શાહ પોતાના થાકી ગયલાં લશકરને એક દીન ને એક રાત સરહદના મેદાનમાં પોતાનો વાસો કરવા અદના સીપાહ મીશાલે પોતાના મોટા દરબારીઓ ને જંગી સરદારો સાથ ગમખાર ચેહેરે પડયો છે. ત્યાં તરેહવાર ખબર કેહનારા જાસુસો હજુરમાં સર નમાવી ઉભા છે. કોઇ ફરગાનાના તો કોઇ ફારસના સમાચાર કહેવાની હુકમાઇ માને છે. કોઇ કોહેસ્તુમનો કીલ્લો નામદાર દાદે કેવી રીતે ઉરાડીને અબદલ રેહમાનને શીકસ્ત આપી તે બયાન કરે છે પણ જયારે બજખઆમી ઉપર

મોહાબ્યા કેવો ધુંજારો ચલાવે છે અને ત્યાં શાહજાદી ગુલશીરીના પોતાના બાનું લશકર સાથ કોટની સરીલ ઉપરથી કેવો તીરનદાજી મારો ચલાવી આરબ લશકરનો ઘાન કાઢે છે તે ખબર જાસુસે કહી કે તે શાહના ગુલ રૂખશારા જરદ શીશાંને રંગને થઇ ગયા. તેની ચસ્મમાં શરમ આવી રહી. તેની બાજુમાં જોરે ધુંજરીનો ખેલ કરયો. તે નામદારને ગુલશીરીનાનું નામ સાભલતાંજ પોતાના કોલ ને વચનનો સંગીન ખ્યાલ આવ્યો. તે પોતાના મનનાં ત્રાજુનાં એક કાટલામાં પોતાનું મુલ્ક ને બીજામાં શાહાજાદીને મેલી ખુબ અંદેશાથી તેનું તોલ કરવા લાગો ત્યારે તેના ખ્યાલની ગુચવણુ આવ્યાની હદ રહી નહીં. જો તે શાહજાદી ગુલશીરીનાને વધારે વજન ને મદદ આપવાના ઠેડાવ ઉપર આવે છે તો તેનું વતન કીરમાન તે ઉપર તાનાજનીનો વરસાદ તોડી પાડે છે. એક ઉપર મોહબત સાબુત રહેવા લલચાવે છે તો બીજાં ઉપર પણુ મોહબત સાબુત રહેવાને દેહસત પેસાડે છે. જે મીરાસ તે નાંમદારને તેના ન્યાગાનોના ઓદ્ધાની રૂએ મલી ઉતરેલી તે ઉપર તે ઓસ્તવાર મદદ આપવાને બંધાયલો છે એવો ખ્યાલ ઉપજે છે ત્યારે જે નવજવાન મોહરદાર તે નામદારને તેના ખુદરતી મનના ભેદી પ્રતાપે મલી ગયલી તે ઉપર તે બેકોલ ને તકલીફી થયાથી તે કેવો હલકો પડે છે તેનો ઉપજતો ખ્યાલ બેસુમાર ભારી પડે છે. વતન ઉપર જાનફેશાન થવું કે મોહરદાર ઉપર? વતન કદીમ જમાનાથી તેની આલ ઓલાદ ઉપર પોતાના બચાવનો આધાર ધરાવે છે તો શું કદીમ જમાનાથી શાહો ને પાદશાહો પોતાની મોરદારને પોતાની પાદશાહાત મીશાલની બેમીશાલ ને બેકીંમતી ગણુતા આવ્યા નથી? અને મેં પોતે ચાલી ચલાવીને ઇરાનની મોટી શાહાનશાહાત જેનો હું એક ખંડણ્યો ભાગ, તે પોતાના વડા શાહાનશાહની હકદાર વારસના હકમાં મદદ આપવાને પાક વચન આપે તો શું તે વચનથી ફરી જવામાં હું ઇરાની નામ ઉપર અફશોશ ખેંચાવતો નથી? અને જ્યારે મને આ ખ્યાલ આવે છે કે જો મેં આદરબીજાન ને કોહેસ્તુમ જઇને આ જંગ બરપા કર્‌યાનો પાયો નાખ્યો હતે નહીં તો દુરઅંદેશ દાદ જેવો પીરાનપીર હજી પણુ આ જંગનો પાયો નાખ્યામાં વખ્તનો ફાવતો દાવ સાંધવાની રાહ જોયા કરતે. મેં તેવું જંગી કદમ ભરયું તે જ્યારે પુર તેજી ઉપર આગલ વધ્યું, ત્યારે હું તે તર્ફથી બેપરવા થઇને મ્હારૂં લશકર ને મદદ ઉઠાવી મ્હારા મુલ્કના બચાવમાં દોડી જાઉં? એ શું ઇન્શાન્યત છે? અને જ્યારે જેમાં ઇન્શાન્યત નહીં તેમાં ઇન્શાન્યત તે ક્યાંથી હોય?'

આ ખ્યાલમાં શાહે કીરમાન એટલો તો ગુંચવાઇ ગયો હતો કે તે

નામદારથી ત્યાં પોતાની આસપાસ મળેલી તમામ ફીરમાની નામદારોની દરબાર દરમ્યાન બાપોકાર કેહવાયું 'અરે હું વતન ને વચન બન્ને વચ્ચે ગોયા ગરજ ને ફરજ વચ્ચે ગેરાઇ ગયલા ફીરેસ્તા મીશાલે ગુંચવાઇ ગયો છું.' શાહના આ શોખન નીકલ્યા તેથી ત્યાંના તમામ હાજર અમીર ઉમરાવ ને સરદારો વગેરે દરબારીઓ માહે અજાયબી ઉપજ્યાનો સુમાર રહ્યો નહીં. દરેક હાજર જન એક બીજાના ચેહરા જોઇ રહ્યું. શાહે ફીરમાનની ચશ્મ આ વખતે ગોયા રોશન આતશની બે મશાલ બની હોય એ મીશાલ ઝલકાટ ફેંકવા લાગી, જે સામે કોઇપણ-રાજદરબારીની તાકત નહીં કે સેજ પણ ઝપટ મારે. આખરે શાહની હાલત એટલી ગરમ થઇ ગઇ કે તેના ચેહરા ઉપર ગોયા ગજબ ગાલેબ થઇને તેની પાયામાલી કરવાની કસરેવજી ચલાવતો હોય એવો તેનો મનસુબો થયો. મગર મનસુબો મનસુબાની જગો રહી ગયો અને નવા દાખલ થયલા જાશુસે ત્યાં કુચ કરી આવતાં નવાં આરબ લશકરના સમાચાર જણાવ્યા. તે જાશુસ બોલ્યો:—

"નામદાર શાહ, દીન દુશ્મનો નજદીક નથી તોપણ ચાહે તો બેદીનમાં તે તમામ લશકર આ મેદાનમાહે આવી પોતાના દેહરા તાણે. તે લશ્કર ફરસંગ લંબાયલું છે, તેની સરદારી ચુનનદા આરબ સરદાર અબદુલ્લ અસ્તક છે. તેના હાથ હેથળ આવેલા નવા સરદારો ઘણા જોરાવર, નવજવાન ને જંગી તાલીમ પામેલા છે. લશકર તદન જવાન ને જહનુની છે. લશકર દરમ્યાન જે નેઝાબાજ ફોજો છે તેઓ પોતાની જંગમાં ઘણા આબાદ જરબ મારનારા છે. આ લશકર નવી કળા ને જંગી ઢપનું કેલવાયલું છે. એ લશકરથી આપણા લશકરને બીહવાનું છે, સબબ સમશેર નહીં પોહોચતાં નેજો સીનામાં પેવસ થઇ જાય એટલે દુરથી હરીફાઇ કરી શકે છે. વલી હાલની જંગમાં તેના સમશેરબાજ લશકરની સમશેર ટુકી છે, સબબ હાલ જંગ આજમોદાહ આરબ સરદારોએ લાંબી સમશેરની જંગની હરીફાઇ તકલીદી ને બીન આબાદ ઉતરનારી ઠરાવી છે. હાલના લશકરમાં તીરનદાજી લશકર પણ નવી ઢપનું રચ્યું છે. એક કમાનની ઝોકમાં ત્રણ તીર નીકલવાની કલા કાઢી છે. આ લશકરમાં ખંઝર મારનારી નવી ફોજ ઉમેરી છે. આ લશકર ઘણું જહનુની ને બીનદેહસત લડનારૂં છે. ગોયા ખવીસોની તે ફોજ બની હોય એવા ઘણા ઘાતકી ને ખુની આરબોની તે બની છે. એ મીશાલનું એક મોટું લશકર રાતો દીન પવન મીશાલની કુચ કરતું મુલ્કે ફીરમાન ઉપર રેલતું આવે છે. નામદાર શાહ, આ લશકરથી આસ્માનની રોશનાઇ બંધ થઇ છે અને શીહા શબને પણ શરમ પોંહોંચે એવી ફાલાસી પંઠરાઇ છે. તે મોટું લશકર જ્યાં જ્યાં જંગલમાંથી પસાર

થાય છે ત્યાં ત્યાં ફાંડી ખાનારાં જાનવરોનો શીકાર કરીને ભુંજી ખાય છે. અને જ્યાં દરીઆવ કે નદીનો કીનારો મળે છે ત્યાં મગરમછો ને સોસવાટો પકડીને સેકી ખાય છે. એવું બેડોલ ને બેઅદબ લશકર ફક્ત ખુન ને કતલ ખાતરજ પેદા થયું હોય એ મીશાલની તે આરબ ફોજ છે. આ તો જેટલી વાકેફીની જરૂર તેટલીજ ફક્ત ખબર આપી છે. જો તુલોતવીલ બયાન કહું તો મ્હારૂં સર મ્હારા ધર ઉપર સલામત રહે નહીં એવો નામદાર શાહને કેહેર છુટે."

જાશુસે આ નાખુશ ખબર જાહેર કર્‍યાથી શાહે ફીરમાનના દીલમાંથી શાહજાદી ગુમ થઈ ગઇ અને ફીરમાનના બચાવના ઉપાય લેવાની તાકીદ થઇ. તે નામદારે શીતાબ હોકમ કાઢ્યો કે 'કાલ બામદાદ થંડે પોહોરે શીતાબ કુચનું નગારૂં કરવું ને ફીરમાન તર્ફે કુચ કરવી.' આ ખુલ્લા મેદાનમાં જંગનો પાસો ખેલવામાં જેમ સાર જાણ્યો નહીં તેમ પોતાના મુલક ઉપર એક મુદઇ લશકરનો ધુંજારો ચાલુ રહ્યા વચે આ નવી જંગમાં હીમતથી ખુલ્લું મેદાન પસંદ કરવું તે નામદારને તેમ તેની તમામ જંગી દરબારને દરૂસ્ત દેખાયું નહીં. અને જ્યારે વજીર બેહરામે તે દરબારમાં આ સખુનો કહ્યા, કે "જ્યારે આપણે ફીરમાન સરજમીનના દાનાવો ને સરદારો, આપણા મુલક ખાતર ખાસ શાહજાદી ગુલશીરીનાના હક ખાતરની લડત લડવાથી બંધ પાડીને હ્યાં લગી કુચ કરી આવ્યા; ત્યારે તો આ ખુલ્લા મેદાનમાં જંગ ખેલવાની બાજી રચવાની હેમકાઇ કરવી સજાવર નથી. જે મકસદ ખાતર ને મુલ્કની મોહબત ખાતર આપણે આપણાં જંગી ફીરમાની લશકર સાથ બજખબાગ્નીને લગતાં મેદાનથી આપણો અશબાબ ઉઠાવી આવ્યા ત્યારે લાજેમ તો આ છે કે આપણે આપણા મુલ્કમાં દાખલ થઇ આપણા અબલીસ શાનીના મુદઇઓ સામે આપણા વતન ને ખલકનો બચાવ કરવામાં આપણું તમામ જોર વાપડયે. જ્યાંલગી આપણા બદનમાં જાન છે ત્યાંલગી આપણે આપણા વતનના હકદાર બચાવ કરનાર છીયે. ઓ મ્હારા નામદાર હમજાતીઓ, આપણુને આપણા કોટ બાહેર પણ આપણો એક ફીરમાની સીપાહ ઉતારવાની જરૂર નથી. જ્યારે કોટ અંદર રહ્યાથી કોટ ઉપર હોમલો કરનારા મુદઇઓના મસ્તકો વાહાડવાને આશાનીથી ફાવનાર છીયે ત્યાં આપણુને આપણા બચાવનીજ જવાંમરદી બજાવવી લાજમ છે. મ્હારો નામદાર શાહ અગર મ્હારી મસલહત માફક આ જંગનો અમલ કરશે તો પોતાની નામદારીને છેક સાતમાં આસ્માન લગી પોંહોંચાડશે." શાહે ફીરમાન પોતાના અકલમંદ વજીરને સાંભળી તેની આપેલી સલાહ માફક અમલ કરવાને રાજી થયો. પણ સલાહ અમલમાં

આવે છે કે સરજત તે હેવાલનું બ્યાન એ કાબેલ શક્ષ તું આગળ વાંચ.

જ્યારે બામદાદને વખ્ત ફીરમાની લશ્કર પોતાના સપેશાલારોના હોકમ સર ફીરમાન શેહેર તર્ફ કુચ કરવાની તૈયારીમાં મશગુલ થયું, ત્યારે શાહે ફીરમાનને બીજો જાશુસ આવી મળ્યો, જેના મુખ ઉપર દેહસત પંઠરાઇ જઇને જીગરમાં ડર પેવસ થયલો જણાતો હતો. તેણે આવતાંજ અદબ અદા ને કુનસને એક બાજુ મેળી બે ત્રણ સતરો આયસ્તે કહી: "શાહ, આ મેદાનમાં આરબોની મોટી ફોજ પોતાના જુન્દાનો પુર દમામ દેખાડે છે. ફીરમાની ફોજ ઘેરાઇ ગઇ છે. આરબ ફોજ શેહેરે ફીરમાનના દરવાજેથી તે છેક આ મેદાન લગી લંબાઇ છે. આરબસ્તાની લશ્કરનું જોર હદથી જાદા વધી ગયું છે. સપેહશાલાર જેહાંગીર કીલ્લાનો બચાવ કરવા માહે પોતાની તમામ કળા ને જોર અજમાવે છે."

આ નાખુશ ખબર સાંભળ્યાથી શાહે ફીરમાનના જીગરમાં જંગનો નવરંગ જોશ ઉછળ્યો. તે શાહે બાપોકાર જણાવ્યું "જંગનું મેદાન તે તે મરદાનેમર્દાને મન રામસ્નીનું ચમન છે. એ મેદાનમાં મરદાનગીને પોતાના રોબ ગજાવવાને તક હાથ લાગે છે, અને પહેલવાગીરીનો દબદબો કેવો બુલંદ ને આતશી છે તે ત્યાંજ સાબુત નજર પડે છે. આપણે ઇરાનીઓ ઉપર જમાનો બેવફા થયો છે અને આસ્માનના બેઢંગ ઉપર કોણને ઇતબાર છે? હવે ફીરમાનને પોતાના મહજબ મુદઇઓ ઉપર કેવી કાતેલ ચલાવવાની અને પોતાના ન્યાગાનોના મુલ્ક વેરાન બનાવવાના કીનામાં કેવો કેહેર બરપા કરવો, તે નકશ મ્હારી જંગીઓના સર ઉડારનારી સમશેર ખેંચશે." એટલાં તો શાહે પોતાની હરોલ ઉપર આરબ જંગીઓની ફોજનો હોમલો થયલો જાણીને પોતાના તમામ જોરેમંદ લશકર સાથ તે હોમલા સામે થયો. જે દસ્ત મોહાબ્યાને ભારી પડયો તે દસ્ત ત્યાં આરબ લશકર દરમ્યાન દેહસત પાંઠરતો ચાલ્યો. પલકારામાં ફીરમાની પેહેલવાનો દુશ્મનોના લશકરમાં ધુસી ગયા અને દસને જમીનદોસ્ત કરતાં ને નામદારી મેળવતાં જખ્મી થઇ ત્યાંજ દુશ્મનોની લોઠ ઉપર મુરડાં થઇ પડવા લાગા. શાહે પોતાના જવાંમરદ લશકરનો જેમ બને તેમ બચાવ થાય તે માટે તીરનદાજીની જંગ સરૂ કરી નાખી અને તુફાંની મોજા સમ રેલતા આવતા આરબોના લશ્કરના સપેહશાલાર અબદુલ રહેમાનની તાકત તોડી નાખી. તેના સર ને બાજુ ઉપર પોતાના જબરા તીરોની નોક પેવસ કરી જખ્મી કરયો અને કંઇક ન્હાના જંગી આરબ સરદારોની ગરદન માહે પોતાના તીર પસાર કરીને મરતતોલ જમીન ઉપર બરાડતા નાખ્યા, પણ ક્યાં બેસુમાર આરબ લશકર ને ક્યાં ગણુત્રીનું ફીરમાની લશકર?

બન્નેમાં જીત મેળવનાર ફીરમાની લશકર ખપ્યા છતાં જંગ દરમ્યાન હાર ખાધા મીશાલનાં ગમખાર ચેહેરાથી ફીરમાની રીપાહો દીસ્તા હતા. જંગ ચાલુની ચાલુજ, પણ જંગનો રંગ ઘડીમાં ઇરાનીઓ તર્ફે તો ઘડીમાં આરબસ્તાની તર્ફમાં પોતાનો શેરો ખેંચતો હતો. આ જંગની ખબર સપેહ-શાલાર જેહાંગીરને ફીરમાનના ફીલ્લામાં પહોંચાથી તે જંગીએ ત્યાંના હોમલો કરનાર આરબ લશકરને પોતાના તેજ તીરનદાજ મારાથી એવા ગીરદાપેજ કરી નાખ્યા કે ત્યાં તે દીનદુશ્મન લશકરમાં આફતનો ગુલબાંગ ઉઠયો અને જયારે આરબસ્તાની લશકરને બેહાલ ને બેરાહ થયલું જોયું, કે તે ગભરાટનું માર્યું ચોતર્ફે નાહાસભાગમાં પડયું છે ત્યારે સપેહશાલાર જેહાં-ગીરે જંગની માહ ચુનનદી ફીરમાની લશકરની તુકડીઓ સાથ ફીલ્લા બાહેર નીકલી. પડીને એક વગર વાંધાની જીત મેલવી. આ જીતના સબબે આરબ લશકર ફીરમાન ફીલ્લાથી દુર થતાં જ્યાં શાહે ફીરમાન ને સપેહશાલાર અબ્દુલરેહમાનને જંગ મચી હતી ત્યાંના લશકરમાં આવી મલ્યું. લ્યાંની જીવ સટોસટની તીરનદાજીની જંગબાજી જોતાં તે લશકરે આપોઆપ ઉસ-કેરાઇ જહનુન ભરેલી જંગ તાજી કરી, પણ દુમ્બાલે લાગેલા સપેહશાલાર જેહાંગીરથી તે લશકર એક બાજુ અને શાહે ફીરમાનથી બીજી બાજુ ઘેરાઇ ગયું. અને જયારે 'અબદુલરેહમાને બેહદ બારીક બાજી દરમ્યાન પોતાના લશકરને સઘનતર ઘેરાયલું ને નાહીમત થયલું જોયું ત્યારે તેણે પોતે જખ્મી થયાં છતાં પોતાના રક્ષક લશકર સાથ શાહે ફીરમાન ઉપર ધસી જવાને અજાયબ જોર અજમાવ્યો. આ વખતે જે જંગ રસ ઉપર ચઢી તે ગોયા એક સેહેતાન્યત હતી. આરબ રીપાહ આ વખ્તે પોતાના પુર જોશ ને જહનુનમાં આવી ગયો હતો. અને તેનો ચેહરો એવો દેહ-શતનાક બની ગયો હતો કે ફક્ત દેખાવેજ ફીરમાની ચશ્મમાં ડર ઉપ- જાવતો હતો. આ વખતે તીર ને સમશેર કહે મ્હારૂં કામ. નવજવાન ઇરાની ને આરબસ્તાની લશકરમાં ધોંધાટ ફેલાયો તે ગોયા કયામતજ બરપા થઇ હોય એમ ધરતી કોઇ ખુદાઇ કોપથી ગર્ક થઇ જતી જણાતી હતી. જ્યારે અબદુલરેહમાન ને શાહે ફીરમાન ચશ્મ બચશ્મ સામાં મલ્યા ત્યારે બન્નેની સમશેરોના ઝલકાટે ઘડીભર જંગને ઠોબાવી. મેદાન ચુપ થઇ ગયું. આસ્માને ઇનતેજારીના ચમકાટથી પોતાના તેજને ઘેરી નાખ્યું અને હવાએ તે જંગનો રોબ જોવા પોતાની ઝડફ બંધ રાખી. અવલ અબદુલરેહમાનની સમશેરે એક ઝલક ખેંચતો સપાટો ખેંચ્યો. તે શાહે ફીરમાને પોતાની ધાલ ઉપર ઝીલ્યો પણ ધાલની તાકાત રહી નહી. તે પોતે નીમોનીમ કપાઇ ગઇ, તેથી સમશેર તાજના તોપ ઉપર આવી પડીને અટકી, પણ

ત્યાં સમશેરની તાકાત રહી નહીં તેથી તે પોતે વચોવચથી બે ટુકડા થઇ ગઇ કે તે આરબ સપેહશાલારની ઉમેદ બરબાદ મલી. હવે ઝલકી ઉછલી ઘેરાયલી હવાને ચમકાવતી શાહે કીરમાનની સમશેર, જેને અબદુલરેહમાને મોટી ઘેંડાની ધાલ ઉપર ઝીલી પણ જેમ કોઇ ખોદાના લાલથી તલેસમ તુટે તે માફક તે સમશેરથી ના ધાલ સલામત કે સપેહશાલારી તોપ સલામત કે ના સર સલામત કે ના તન સલામત કે ના સ્વારીનો અસ્પ સલામત એ મીશાલે અબદુલ્લાનો હેવાલ નીપજ્યો. તે કીરમાનીઓની જંગમાં પડયો. પણ આ બનાવ બેહદ ખરાબી કરનારો બનવાને ચુકયો નહીં. અબદુલની લોઠ ઉપર હજારો આરબો તુટી પડ્યા અને તેને મેદાનમાંથી ઉઠાવી લઇ ગયા. તે જંગીની કજાએ તમામ આરબ સરદારો ને લશકર કીનો લેવાને ઉલટયું. અબદુલ રહેમાનની જગાએ વાકાસ બીન સાઆદ ઠસ્યો, જે જવાને લડાઇનું સુકાન ફેરવી નાખ્યું અને દુરથી જંગ કરવાને કુનેહ નાપસંદ કરી. યાહુમ એક મોટો ધસારો કરાવ્યો અને કાતેલ કીનામાં ઉસકેરાયલા જંગી આરબ લશકરને એવું તેજ કર્યું કે શાહે કીરમાને ત્યાં પોતાની સલામતી જોઇ નહી. સપેહશાલાર જેહાંગીરે શીતાબ પોતાની બાજુ બદલી નાખી. તે શાહની બાજુએ ફર્યો અને પોતાના શાહને મીનતગુજારીથી આ શખુન ફકત સંભલાવી સકયો. "નામદારોના નામદાર, શીતાબીથીજ કીરમાનના કીલ્લામાં લશકરને લઇ દાખલ થઇ જાવો, હું ત્યાં મ્હારાં લશકર સાથ મહજબ મુદઇઓ દરમ્યાન જ્યાં લગી મ્હારા સીનામાં એક પણ ધપકારો ચાલતો બાકી છે ત્યાં લગી લડી ફરસુદ આપીશ." પછે પોતે દુશ્મનોના જબરા મારા સામે તલેસમાત તરેહ જંગમાં મચ્યો. પોતાના મોટા સપેહશાલારને દુશ્મનોના મેદાનમાં મોતને દસ્ત ઝીલાતો મેલવાને શાહનું દીલ ચાલે નહીં પણ દુરઅંદેશ જંગીઓ તો જંગનો ત્રણ કલાક આગલથી નસીબો પીછાણી જાય છે; તેમ સપેહશાલારના શખુનોમાં શાહે પોતાની ને બલકે પોતાના તમામ જંગી કીરમાની લસ્કરની સલામતી જોઇ. મબાદા તેથી ઉલટું કદમ ભર્યું તો તમામ પાયામાલી, શીકસ્ત ને આખરે કીરમાનની પાદશાહતની તારાજી શીવાય બીજો ફેજ નહી. આખરે શાહે પોતાના જંગી સપેહશાલાર જેહાંગીરની સલાહ ઉપર અમલ કરયો. તે મોટી બાહોશીથી પોતાના લશકરને દુશ્મનના મારાથી બચાવતો ને આગલ કુચ કરાવતો કીરમાનનાં કીલ્લામાં દાખલ થયો, તે ખુશ પલકે કીરમાનના શાહને એક જમાનો ધ્રુંજાવનારી ચીચારી સંભળાઇ. કીરમાની શાહને પોતાના ઘણા ખરાં લશકર સાથ સપેહશાલાર જેહાંગીરની તદબીરબાજ જંગથી છટકી ગયલો જોઇને આરબ સરદારો ને લશકરે એકી વખ્તે ભેદના ફંદામાં નાખનાર

કીરમાની લશકર ઉપર આરબ ફોજ ઉલટી પડી. અરે આ વખ્તે એકજ પલકે ને એકજ હોમલે તે પોલાદનો સીનો ધરાવનારાં કીરમાની લશકરે અજલ આવેલી જોઇને એક જોસબંદ ખુનખાર ચીચારી પાડીને એક દાવ ખેલ્યો અને શાહ ને મુલ્કગીર લશકરને સલામત રાખવાની નામદારી પાંમવા સારૂ પોતાનો દમ મેળ્યો. સપેહશાલાર જેહાંગીર તો ગોયા પાહાડ હોય એ મીશાલે હજારો સમશેરના ચલાવનારા આરબ હરીફોના ફટકા ખાધા છતાં દીનદુશ્મનોનો જબરો ધાન કાઢતો રહ્યો. અંતે જંગી વાકાસની સમશેરનો સપાટો તે તમામ તનબદન જખ્મોથી રૂંઢઇ ગયલા કીરમાની સપેહશાલારના સર ઉપર ખેંચાયો ત્યારે તેવા એક જુદદીનથી પોતાને કતલ થવાની નામોશીનો ગમ ઉપજતાંજ તે પોતાના અસ્પ સાથ ઠોકડ ખાઇ પડયો તે ફરી ઉઠયો નહીં. તેનો જાન પોતાના જંગીઓના જાન સાથે ગુરથમાન બેહસત ૨હોંચી ગયો. એ મીશાલે કીરમાની ને આરબસ્તાની જંગનો છેડો આવ્યો.

---

## બાબ ૫૮ મો.

[બલ્ખબામીના મેહેલમાં ગુલશીરીનાનો ગમ—ગુલબહારની જીકર ને દીલાસો—સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન ગુલશીરીનાની દરબારમાં.]

"અને હું છું એક નાચીજ, જ્યાં ના મોબત,
જ્યાં ના મેહેર ખેર યા મોબત લોગત.
જ્યાં ના જાહેલ્યત પણુ સંગીન કરાર,
તાજો તખ્તે મ્હારા ન્યાગાનો નામદાર.
મ્હારૂં નામ, બખ્ત ને શાહાનશાહી મદાર,
મને ફલે એજ મ્હારી ઉમેદ ઓસ્તવાર.
જીતે ઇરાન તે મ્હારો ખાવીંદ શેહેરયાર,
નહીં તો છું સ્વાધીન ખાક હું ખાકસાર."

જ્યારે પેહેલવાની બજાવનાર દાદ સીરીઆના મેદાનમાં પોતાના મોટા હરીફ દીનદુશ્મન મોહાવ્યાને પાઉંપ્યાદો કરીને પોતાના લશકરને તાજી ઉમેદ ને ઉલટમાં લાવીને જંગબાજી ફેરવ્યામાં ફાવ્યો હતો ત્યારે બલ્ખબામીના શાહનશાહી મેહેલમાં શાહજાદી ગુલશીરીના પોતાની બાનુ દરબાર સાથ હાલના ઇરાનના મામલા ઉપર ચુનોચરા ચલાવતી હતી અને પોતાની મુરાદ ને મોહબત ઉપર ગમ ખેંચતી હતી. પોતાની બાનું દરબાર જે

દરમ્યાન ઇરાનના થઇ થયલા તાજદારોની ઓલાદથી ઉતરેલી બુલંદ મરતબાની શાહજાદીઓ બીરાજેલી હતી, તે તમામ નામદાર બાનુઓ ને શાહજાદીઓ હજુર ગુલશીરીનાએ અફ્શોશ ખેંચ્યો.

"કયાં લગી હું મ્હારી મુરાદના મેહેલમાં કરાર લેવાથી દુર રહું? કયાં છે તે ઉમેદ તાજી કરનાર મ્હારો શાહે કીરમાન? જેણે મને મ્હારી મકસદ તલગ આબાદ પોંહોંચાડવાની જવાંમરદી ખેલવાનો કોલ આપ્યો હતો. જેણે મ્હારી મોહબત ઉપર જાનફેશાની કરવાને બીલકુલ આનાકાની કરી નથી. તે શરીકે મ્હારા દીલની રગેરગ ને તારેતાર મ્હારા ન્યાગાનોના તખ્તતાજની ઉમેદવારી નવાજ્યામાં મ્હારા જીગરને ગોયા વંટોળ્યો બનાવ્યો. મેં તો જાણ્યું કે હું મ્હારા ન્યાગાનોના તખ્ત ઉપર ઇરાની તાજ પેહેનીને સ્વાર થઈ અને શાહાનશાહ બની રહીજ. મને મ્હારી મોટી પાદશાહાત મેળવવાનો નશીબો ફળ્યો એટલે પછે બીજી તે શું ફીકર રહી? શાહાનશાત મળી, સરનો સરદાર મળ્યો અને દીલ ચોતર્ફેથી રેલછેલ થઈ ગયું; પણ ઇન્શાનની ઉમેદ તે શું? માત્ર મનની ઠગારી ધારણા ને ભોળાઇથી ભમાઈ જતાં મગજની મઝાક. અરે આજ હું કયાં છું? કોહેસ્તુમ કયાં પાતાલમાં ગેબ થયો? કયાં આદરબીજાનની જાવોજલાલ ઇરાની આલમની નીશાન ગઈ? અરે એ મીશાજેજ મ્હારો આખર હાલ છે. હાઃ હાઃ અરે પેલો જવાંમરદીનો અવલ નામદાર જંગી આજ કોઈ સરજમીન ઉપર જઇ રહ્યો છે? શું તે પોતાની તનમને પાદશાહત અર્પણ કરેલી રાણીને ભુલ્યો અને કોલથી બેકોલ થયો? અરે ગુલશીરીના, ત્હારા નસીબ ઉપર નાશ બેઠા છે, તે દરેક સારાં ચોઘડયાને નાબુદ કરે છે. ત્હારા ઇરાદાની ઇમારત કેવળ ખાક સમાન જમીનદોસ્ત છે. અરે આ મ્હારી નીર્જીવ હાલત મને તદન પસંદ નથી. અરે જે જવાન બાનુંને ઉંચ તુખ્મ, મોટો વારસો ને જાવોજલાલી મળી છે. જે જવાન બાનુંને જેહાનની તમામ ઓરતોની આંખ દીપી રહે તેવી ચાંદસી ખુબસુરતી, પાક નઇઅત ને વફાદારી મળી છે; તે બાનુંને મોહબતની નીરાશી, જુદાઇ ને ગમ મળવામાં મોટો જુલમ ગુજરે છે. અરે મ્હારાં ઉમેદવાર જીગર ત્હારા પાસામાં તું આતશને પાલ ને ત્હારા નશીબાની પાયામાલી ઉપર પડીને ત્હારાં મનની લેહેર ખેંચ. અરે દાદ, અરે મતલબી દાદ, તેં મને નાહક દુશ્મનોના પંઝેથી બચાવી અને ત્હારી મંકસદ માફકનો પાસો ખેળવા ખાતર પાછી આજની અમુલ્ય હાલતમાં મેળી; પણ અફ્શોશ આદમની બાજી યજદની બક્ષેલી સરજત સામે ટકી નથી. અરે મ્હારો ભરજવાન ને ઉમેદવાર જીવ આજે

આ વખ્તે એકાએક જેરીને પોંહોચી જાય છે. હું નવજવાન નવબહારમાં ગોયા નીકાબમાં નુર પ્રકાશી ગુમ થયા મીશાલે જીંદગીથી સફા થઇ જાઉં એવો મ્હારો હીંગામ નજરે પડે છે. ઓ શાહે ફીરમાન તું મ્હારે ખાતર વતન ને મેહેલ મેળીને આવ્યો, અને તું બેફામ થયો. તે વતનને મેહેલ ખાતર મને આ દુશ્મનોના લશ્કર ને મારામાં મેળી ગયો? ઓ અકલ ત્હારી ઉપર અફશોશ હોજો કે ખાલેશ દીલમાં પણ તું ખાર ઉપજાવેછે ને ખાયકી વસાવેછે. જેઓ જે કામમાં મોટામાં મોટી મગરૂરી માની લેછે તેઓ તેજ મગરૂરીથી બેશરમ થવાને પણ ચુકતા નથી. અરે પણ જે કતલ, જંગ ને ઉમેદનો પાયો નહીં, તેનો પાયો બનીને છેક પગથી તે મસ્તકલગી ગરક ઉતરીને ત્યાંથી તે કેમ અવલ તુખ્મીઓ પાછા ફરતા હશે? આ કેવી પાયામાલી, આ કેવી આફત, કે પોતાના લોહી ને ઓલાદના થઇનેજ જેવી ખરાબી કરવાને સાધન થાય છે તેવી ખરાબી લોહી પીનારા દુશ્મનોથી તો કદી બનનાર નહીં. ઓ ખાક થતી ઉમેદ, હજી પણ જાદા ખાક થઇ જા, અને મ્હારા કલી બદનને જંગના મેદાનમાં લોહીથી લપેટીને સલગાવી દે."

ગુલશીરીનાનો ગમ એવો તો તપ્યો કે ગોયા આતશનો દસ્યાવ. તેના મનની દરેક ખુશાલીનો અંત આવ્યો. તેના માહતાબ ચેહરા ઉપરની રોશનાઇ જતી રહી. તે બર્ફ જેવી ફીકી ને ઉજલી શીકલ બની ગઇ. તે મુરડાંનો નક્ષ બની ગઇ. તેની ચશ્મને ગમનો નીશો ચઢયોજ. એક મોટી કાતેલ ગોયા જીગર ચાલી હોય એવી તે શાહજાદીને મન તીક્ષણ બેચેની ઉપજી. તેની જબાન બંધ પડી. નશીબો તેજ નાશ એ તરીકે તે ત્યાં દીવાનખાનામાં એક તસ્વીર મીશાલ થઇને પડી.

ગુલશીરીનાનો આ ગમ તેની દરબારની વીસ શાહજાદીઓ સાંભલીને સમજી ગઇ. સઘલી સુંદરીઓએ શીતાબ પોતાની કચશરાનો ગમ વીસરાવાના ઉપાય લીધા. સઘલીઓમાં મોટા દરજ્જે શાહાનશાહ ખુસરો પરવેઝની ત્રીજી પેહેડીની શાહજાદી ગુલબાહારનો હતો. તે ઘણીજ દીલનવાજ ને શીરીન જબાન હતી. મસલહતમાં પુખ્ત તઅ. તે બાનુંએ પોતાની શાહાનશાહજાદીને શીરીન જબાનથી જેહાનની પડતી ચઢતીનો એક બેત કહી સમજાવ્યો. દીલાસો દીધો પણ દીલગીર દીલને દીલાસો કેમ કારગાહ થાય? ગુલબાહાર અદબ બજાવી બોલી:—

"નામદાર શાહાનશાહ બાનું, ગીરદેશે અફલાકને પણ ગીરદાપેજ કર્યો છે, અને કયાં ગયો ફીરદુન એના ફટકાથી ખાલી? કે જે જેહાન જીતનારે મોટા જુલ્મગાર જોહાક જેવાને પકડીને દમાવંદ ઉપર બાંધ્યો છે.

તે જેવો શાહાનશાહ પણ પોતાના નશીબાના તરેહવાર રંગમાં ગીર્દાપેન્જ થયો છે. તેના બે બેટાઓ સેલમ ને તુરે પાક મનસનીવાલા એરચ જેવા ભાઇને હકનાહક મારી નાખીને તેનું મુરડું ઘોડેસ્વાર કરીને તાજ પેઢાવીને બુજોર્ગ પેદર ઉપર રવાના કર્યું. બુજોર્ગ પેદરની કેવી મજાક, કે તેના દીલમાં ગોયા ખંઝર પેવસ થયું; પણ પછે તેજ બુજોર્ગ પેદર ફીરેદુને ઘણાક વર્ષો સબર એખત્યાર કરીને મીનોચેહેર જેવાં પોતાના ફરજનથી ખુની બેટાઓને પકડાવી જબે કરાવ્યા. પડતી ચઢતી સર્વે જીંદગીનું અચરત છે. આજે તમો નામદાર શાહજાદી પોતાના નશીબાના વીલાપમાં સરગરદાન છો. કાલ કોણુને ખબર છે કે એજ નશીબો રોશન થઇને મનની ચાહી મુરાદ ઉપર જીવને ઠેડવશે નહીં? મ્હારી નામદાર શાહજાદીને એ મતલબી ગમ સોભતો નથી."

ગુલશીરીના પોતાના તન ઉપર પેચ ખાઇને બોલી:—

"અરે ગુલબહાર, શું મ્હારો ગમ મતલબી છે? અરે ગુલબહાર, મ્હારી તમામ મુરાદ ધુલ મલેછ કેમકે મારી આદરબીજાનની તમામ ખલક તારાજ થઇ જાયછે. મ્હારા હકમાં લડનારાઓની દેહ દુશ્મનોના મેદાનમાં કસા પણ ફાયદા વગર પડેછે અને આજે એક સગ ને ઇરાનીના મોતમાં કસો તફાવત રહ્યો નથી. તેવી હાલતમાં મને લાવી મેલનારા ઉપર અગર મ્હારો ગમ આશ્કારા થાય, અને બાકી વફાદાર ઇરાની આલમનો નાહક બીન ફોકટમાં આંકો આવે તે ઉપર મ્હારા દીલમાં આતશ બરપા થાય તે શું મતલબી ગમ? અરે પેલા મોટા કીલ્લામાં હું શાહાનશાહી તાજ પેઢીને તખ્તનશીન હતી અને મ્હારી દેખરેખમાં 'પેલો ચુનનદો દાદ રાતો દીન બંદગી ને દસ્યાફથી મશગુલ, તે હાલતમાથી હું નીકલી તે સા ખાતર? કે મ્હારા ન્યાગાનના તખ્ત ઉપર બેસું ને મ્હારૂ શાહાનશાહી તાજ પેઢીને મ્હારી તારાજ થયલી ઇરાની શાહાનશાહતને નવેસરથી રોશન કરૂં. મ્હારા મહજબનો મંબો જાલવું. તારાજ થયલાં આતશખાના ફરી રોશન કરૂં. બંધ પઢેલા જંદ ભંત્ર મંત્રને નવી ઝમક ને જબાન બક્ષું. નવેસરથી શાહાનશાહાત સ્થાપું ને દીન તાજી કરૂં. મ્હારા ઇરાની પેહેલવાનોની ફોજ બનાવું અને ઇરાની હાકમોની નામદારી ગજાવું. હું મ્હારા ન્યાગાનોના તખ્ત ઉપર અદલ અમલ કરૂં અને મ્હારે લાયક પાદશાહી તુખ્મના શાહ કે હાકમ સાથ શાદી કરીને ઇરાન ને ઇરાનીઓને એક એવો નેક વારસ બક્ષુ કે તેના અદલ ઇન્શાફ ને જંગી સમશેરને જેહાન સર નમાવે અને જરથોસ્તી દીનના મહીમા પાસ બીજી દીનના

મહીમા નીચા પડે; તે મ્હારો ગમ શું મતલબી ગમ? અરે ગુલબહાર ત્હારા માહતાબ મુખમાં જબાન નથી પણ જંબૈયો છે. તેં મને દીલાશો દીધો નથી પણ કાતલ જખ્મ કર્યો છે. અરે આજે હું કયા આફતના શેરાના ઉપર પડી છું અને મ્હારા જાનની પાયદારી કેવી તકલીફી છે, તે બાબે તેં સેજપણ ખ્યાલ કર્યો હતે તો ત્હારૂં મોહડું બંધ રેહતે અને બેઇજતી બદલે ઇજત પાંમતે; પણ ગુલબહાર, હવે આપણા નશીબાની છેલી લડતમાં આપણે તમામ ઇરાની બાનુઓએ કમાન કસવી પડશે અને જાન પર બાજી ખેલીને ખુવારી પાંમવાનો વખ્ત નજદીક છે." તેટલાં ત્યાં સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાન દાખલ થયો. તેની ખબર શાહાનશાહજાદીને થતાં પોતાની દરબાર સાથ દબદબાથી તેને આવકાર દીધો.

---

## બાબ ૫૯ મો.

**[સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાને ગુલશીરીનાને કહેલો સંદેસો—મોહાવ્યાની મોટી નવી આરબ ફોજની ચઢાઇ.]**

"હકનાહક હકતાલા રૂઠ્યો ત્યાં ના ઇનશાફ રહ્યો ના યાર રહ્યો,
બામુદતના હકપર પાણી ફર્યું ના દરયાફ રહી ના સાર રહ્યો.
અફસોસ હતો અશ્રાફને બીરાદર બેબુન્યાદને ના કસુ ખોહવું,
અસીલ તુખ્મીપર ગજબ ઉલટયો ના જોર રહ્યું ના વીચાર રહ્યો.
મન ફીરાવન થઇ જ્યાં મતલબ, ત્યાં આદમી ગોયા છે અબલીસ,
અકલ ફરી જ્યાં શીકલ કજલી, ત્યાં ના હક રહ્યો ના હકદાર રહ્યો."

સપેહશાલારે આવતાં વારમાં ત્યાં તરેહવાર ઢપે પોતાની જબાનને આજે તેજ કરી. તે બોલ્યો.

"નામદાર શાહજાદી માહરે જનાબ જે બે ચાર હર્ફો કેહવા છે; તે ઉપર તમો નામદારે દુરઅંદેશીથી કામ લેવામાં ઇરાન ને ઇરાનીઓની શોભા છે. સીરીઆથી નામદાર દાદનો પેગામ મલ્યો છે, તે દરમ્યાન મને મ્હારી તમામ ઇરાની ફોજ સાથ કુચ કરી આવવાનો હોકમ છે. જંગી દાદે ત્યાં ફક્ત દસ્તુર બેહરામને તેની ફોજ સાથ રેહેવા શીવાય કોઇપણ બીજા જંગી ઇરાની સીપાહની જરૂર જાણી નથી, મગર હાલનો આ પેગામ મને અમલ કરવાને ઠીક ફાવનો નથી. નામદાર દાદ ને જામાસ્પ ને શાહજાદો શાપુર ત્યાં વટલેલ ઇરાનીઓની કતલ ચલાવીને મોટાં પાપમાં ગીર્ફતાર થયા છે; તેઓનો હું શરીક થવા માંગતો

નથી. હું તો મ્હારી નામદાર શાહજાદીની જનાબમાં મ્હારાં જંગી લશકર સાથ હાજર રહીને આવતી દીનદુશ્મનોની ફોજ સામે કમર તંગ કરી ઉભો રેહવામાં મ્હારા ન્યાગાનોનો તરીકો જાલવવા માંગુ છું. એ નેકનામ શાહજાદી, નામદાર દાદના પેગામમાં મોટા આરબ હાકમ મોહાવ્યા જીરજબર થયાનો ઇશારો છે; મગર મોહાવ્યા કાંઇ ન્હાનો સપેહસાલાર નથી. તે આરબ જેવો જંગી જમાનાએ જોયો નથી, તે નામદાર દાદને ત્યાં જુદીજ ઢપે જંગમાં ગુંટેલો રાખીને એક જંગી બાજી ખેલવા સારૂ ખુબ દુરઅંદેશીથી ત્યાં કુચ કરી આવે છે એવી મને છુપી ખબર મલી છે. તે જંગી આરબ, જેની બરાબરીનો હાલની ઇસ્લામી આલમમાં કોઇ નથી; તે નામદારે ઇરાનના તમામ ઇસ્લામી હાકમોને આ જંગમાં શામેલ થવાને તેઓ અસ્તકના જંગી લશ્કર સાથ બોલાવ્યા છે. ખુરાસાન ને તબરીજના હાકમોને સીરીઆમાં જંગી દાદ ઉપર છોડી દીધા છે, જ્યાં શાહજાદા શાપુર ને સપેહસાલાર જામાસ્પ ઘેરાઇ ગયલા જણાય છે. તેઓને હું મ્હારા લશકર સાથ જઇ મદદ કરૂં, પણ તે બાજી માહે આપણી તદન પાયામાલી થાય છે. હું ત્યાં જાઊં તે દાદ ને જામાસ્પ મીશાલે ઘેરાઇને ફક્ત એક વંગર હાંસલની કતલ ચલાવીને મ્હારાં લશ્કર સાથ સગને અવતારે જંગમાં પડું; તે માહે નામદારી કે દુરઅંદેશી કાંઇ નથી. અને મારી ગેરહાજરીમાં જંગી મોહાવ્યા ત્યાં આવીને જેમ શાહમુર્ગ કોઇ ચમનમાં ખુશ તએહ રેહતાં બુલબુલનો શીકાર કરી જાય, તેમ આ કીલ્લો ને કીલ્લા દરમ્યાન વાસો પકડી રહેલી શાહજાદીનો હાલ થાય. નામદાર શાહજાદી, આ મ્હારો ખ્યાલ ને હીસાબ છે."

શાહજાદી પોતાના સપેહશાલારની જુબાનથી બેસુમાર નારાજ થઇ. તે બોલી "ત્યારે શું જે મોટા ને નામવર દાદે મ્હારા હક માટે પોતાની મરજી વીરૂધ લડાઇ ચલાવી અને એક વખ્ત નહીં પણ ઘણી વખ્તે ઇરાની જંગની લડ઼રતી બાજી સુધારીને દુશ્મનોને હંફાવી જીરજબર કર્યા, તેની માંગેલી મદદમાં શું મ્હારૂં ઇરાની લશકર નહીં જવા ચાહે? અને જેહાનમાં સદા ઇરાની સપેહશાલારો પોતાના શાહ ને બુજોર્ગોના ફરમાનબરદાર, તે નામદારી ભુસી નાખનારી નાફરમાનીને આજ રોશન કરે? રૂસ્તમ બીન ઝીરૂજાન આજે પેલો અસલ ઇરાની સપેહસાલાર નથી. અને તેની જબાનથી નીકળેલા હર્ફનો આજ અફશોશ શીવાય બીજો કોઇ લતીજો નથી. નામદાર દાદને શીતાબીથી મદદ આપવનો અમલ થવો જોઇએ."

સપેહશાલાર બોલ્યો "નામદાર શાહજાદીને હાલે લાગણી ને મોટા-

ઇની વાત એક બાજુ રાખવી જોઇયે. મોટો મોહાવ્યા નવાં ને મોટા લશ્કરથી કુચ કરતો પાણીના રેલા મીશાળે ત્યાં આવે છે. તે એક લેહજામાં આ કીલ્લો ને તેની વસ્તીની ખુવારી કરી નાખશે. કોઇ પણ એવો મોજેજો નથી કે તેથી પણ શાહજાદીનો બચાવ થાય. હું એ જંગમાં એક નામદારી ભરેલું કદમ ભરવા ચાહુંછું કે મોહાવ્યા નહીં તો હું બેમાંથી એક એ જંગમાં પોતાનો જાન ખોવે અને જે તે ફેજ જાહેર થાય. દાદે તો આ છેલ્લાં ભરેલાં કદમમાં બીલકુલ દુરઅંદેશી ગુમાવી છે. તેણે ચાલી ચલાવીને જ્યાં ના જવું જોઇયે અને જેવી કમજોરોની કતલ ના કરવી જોઇયે, તેવું નાસજાવર કદમ ભર્યું છે, અને જ્યાંથી જેની હાજરી એક પળ ના કમી થવી જોઇયે ત્યાંથી પોતે દુર જઇને ગીરદેશમાં ગરક ગયો છે. તે સાથ કોઇ પણ દાનેશ ધરાવનાર ઇરાની જંગી નાહક ચાલી ચલાવીને શેરના પંઝામાં જવા જેવું બેહુનદુ કદમ ભરવાને તો કબુલ થનાર નહીં. શાહજાદી, હું તે સપેહશાલાર નથી કે જેઓને જંગના મેદાનની બીલકુલ માહીતી નહીં તેઓના હોકમ અમલમાં મેળીને મ્હારા નામને શીહા કરૂં ? હવે શાહજાદી, જે બનનાર નથી અને બનાવવાને વખ્ત નથી તે ઉપર જીકર ચલાવ્યામાં કસો સાર ઉપજનાર નથી. આ પેલો પેહેલવાન મોહાવ્યા આવ્યો. જો તેનો જુન્દો આસ્માન સાથ વાત કરે છે અને જેની ફોજના કદમનો અવાજ પાતાળની જેહાનમાં ત્રાસ પેસાડે છે. સાંભળ પેલા જંગના કરનાયના અવાજ, અરે આજેની આજ આપણી ઇરાની ખલકનો છેડો આવે છે કે કેમ ? તેના લશ્કરના શીપાહોના તીર હવામાં નાજ મચાવે છે; એ છે શુ ! શાહજાદી એ જંગમાં નકામી કતલ ને પાયમાલીમાં ગીર્ફતાર થયા કરતાં દુરઅંદુશી એ ભેદ સમજાવે છે કે આપણે આરબસ્તાનના ખલીફની સત્તાને તાબે થઇયે. જો મ્હારૂં કહ્યું માનો તો મને તો એ અછો ઇલાજ અમલમાં મેળવો નેક સમજાય છે. આપણે નામદાર ખલીફ સાથ કોલકરારથી મળી જઇયે અને જજીઆની સલામી ભરીને આપણુ તખ્ત સમાળ્યે. પછે આપણે શાદીના કોલથી જોડાઇયે કે કોઇ બીજો આરબ સરદાર નામદાર શાહજાદીની ખુબસુરતીમાં લલચાઇને પોતાના ખલીફનું મસ્તક ના ફેરવી શકે; બાકી મેહેરબાન શાહજાદી બીજો ચારો નથી. જંગમાં હાંસલ નથી અને જવાંમરદી તે નહીં કે જે મકસદને ના પોંહોંચે."

શાહિજાદી ને તેની તમામ બાનું દરબાર સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાનની જબાન સાંભળી હેરત થઇ. ગુલશીરીનાએ એક શરદ હાય ખેંચી ને શાહે કીરમાન ઉપર આફ્શોશ પોકારી. હવે ગુલશીરીનાને જઇફ દાદની અગમચેતી બાબે ખાતરી થઈ. તેની ચશ્મમાથી એક આસું તપક્યું.

તે તેની દરબારે જોયું ને સપેશાલારે પણ જોયું; પણ જબાન શું બોલે ? એક હર્ફ નહીં. તેના ગમની હદ રહી નહીં, સબબ સપેહશાલાર રૂસ્તમ બાબે તમામ ઇરાની લશકરને બેસુમાર માન ને ઇજત હતી. અને તેની જંગ માહ આફત વર્ષાવનારી હતી. તે એક રાસ્ત, વફાદાર ને પોતાની શાહાનશાહાત ખાતર જાનની પરવા વગર જંગમાં હોમાવનાર હતો; શાહજાદીને તેવા મોટા વફાદાર જંગી સપેહશાલારની બેવફાઇ ને નાલાયકી ઉપર ગુસ્સો ઉપજ્યા બદલે પોતાના કીસમતના નેહેસ્યતપણા ઉપર ગમ છુટો. તેના મનમાં આ નવી આવેલી આફતથી પોતાની સલામતી જોખમાયલી અને જંગ તો દસ ઘણી જબરી આફતનાક લાગી. ગુલશીરીનાને હવે જણાયું કે ખરી આફત ને હાંદેશો સરૂ થયો. તેના બચાવનારા દાદ ને શાહે ફીરમાન જેવા કયાં ને કેઇ હાલતમાં છે ? તેની બેખબરાઇમાં તે બેચેન થઇ. તે નામદારે પોતાના તન ઉપર એક પેચ ખાધો. સપેહશાલાર સામે એકીતગર ચશ્મોથી જોયું; અને તેના મનમાં ભરાયલો હારેમન ઉંધો વળે એવી શરમ ઉપજાવવાની પેરવી કરી; મગર જેની અકલે એક વખ્ત ખતા ખાધી, તે ફરી અસલ તરીકા ઉપર ઘણી જલદ સજો પાંમ્યાવના આવવી મુશ્કેલ. અંતે આ હાલતમાં શાહજાદી છે, તેટલાં કીલેદારે મોટા મોહાબ્યાને જબરાં લશકર સાથ કુચ કરતો આવ્યાની નીશાન ઉડારી. સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાને પોતાના સર ઉપર નાહકની આફત ઉઠાવ્યામાં પોતાના ન્યાગાનોના નામને નામોસી લગાડી. તુફાન મીશાલ દીનદુશ્મનોનો ધુંજારો ઉલટી આવતો જોતાં છતાં તે મોહબતની દેવાનગીમાં ગરક ગયો. ના તે જંગીએ કોઇ આગલો પાછલો વીચાર કે દરયાફ જાળવ્યો કે કોઇની શરમ કે હયા ધરી. ના તે નામદારોમાં અવલ દરજ્જેના સપેહશાલારે પોતાના દરજ્જાનો તેક રાખ્યો કે પોતાની હૈયાત શાહાનશાહી હક ધરાવનારી શાહજાદી ગુલશીરાનાનો કોફ જાણ્યો. ના ખુદાનો ડર કે ના મહજબની દેહસત ધરી અને જ્યાં સેજ વખ્તમાં આરબ જેવા જબરા ને જીતની ખુમારમાં ગરૂર થયલા હરીફો સામે કેવી કાતેલ બાજી ખેળવી પડશે તેનો કસો ખ્યાલ રાખ્યો નહીં. તે બસ પોતાના મનમાં ઉપજેલા નાસજાવર ને બેવફા વીચારો અમલમાં મેળતો હોય તેમ તે જમાનાની ઇરાની શાહજાદીની પરીજાદ દરબારમાં હટ ધરી ઉભો. અને પેતાની જબાનની નાલાયકી ઉપર કેટલી અજાયબી ને અફશોશ ઉપજ્યો છે તે સમજ્યા વગર મોહબત ગોયા બે ચાર સતરો બોલ્યામાં આબાદ ઉતરી હોય એવા તે દાનાઇ ને દુરઅંદેશી છેકી ચુકેલા મોટા સપેહશાલારને જણાયું ! અને આરબસ્તાનના ખલીફને તાબે થઇને ઇરાનનું રાજ કરવું કેવું

એક શેહેલ હોય બલકે ઇરાનીમાંથી ફેરવાઇ ઇસ્લામી થયામાં મુજાકો તે શું ? એ ઢપે તે મોહબતના શીકાર થયલા સપેહશાલારને દીવાનગી ઉપજી. ગુલશીરીનાને ચુપ ને નીરાશ હાલતમાં જોતાં પોતાની મસલહત કબુલ થઈ હોય એવો ખુશમીજાજ થયો અને મોહાબ્યા જે હાલમાં નવી ને જબરી ફોજ સાથ નવી ચઢાઈ લાવ્યામાં ઇરાનીઓને કસી બદી પોંહોંચનાર નથી, અને જે પણ થશે તે તમામ લાભમાંજ ઉતરશે એ મીશાળે તેના મગજની વળણુ થઇ ને તેના દીલમાં ખુશાળી સમાઇ જાય નહીં. તે બાજી ચુકયો. તેણે હદ બાહેર ગુલશીરીનાને સતાવવાનો પાસો ફેંકયો પણ તે કયાં તેના મગજમાં હતો કે તે માટેનો જોખમ સમજે ? તેનો નશીઓ ફરયો હતો. તેના મનમાં શીહાઇ ને બેશરમી દાખલ થઈ હતી. વફાદાર ઇરાની આલમ ઉપર સપેહશાલાર રૂસ્તમની દીવાનગીથી એક નવી મોટી હોનારત નીપજી હતી. સપેહશાલાર રૂસ્તમ પોતાના દીવાના ખ્યાલની ખુશાલીનો એટલો હદ બાહેર કેફી થયો હતો, કે તે ઉપર શાહજાદી ને તેની તમામ પરીજાદ દરબારને દયા ઉપજી. તેના મનની હાલત દરૂસ્ત હતી નહીં, તેથીજ શાહજાદી ગુલશીરીના પાસ તખ્ત ઉપર બેસવા ગયો, પણ બીજી જંગી ઇરાની બાનુઓએ તેની દીવાની હાલત જોતાં સીતાબ દસ્તુર બેહરામને બોલાવી ત્યાં ને ત્યાં તે જંગીને ગુપચુપ મેહેલના એક છુપા ભંડારમાં બંધ કરયો. તે ઉપર તદબીરબાજ ઇતબારી ચુનનદાઓની ચોકી મેળી. ગુલશીરીનાને દીવાના થયલા રૂસ્તમ બીન ફીરૂજાનની બેશરમ જબાન ઉપર ગુસ્સા બદલે ગમ ઉપજયો અને તેની નાફરમાની ઉપર કસો કોફ ઉપજયો નહીં. મોટો અફશોશ તો એ હતો કે મોહાબ્યા અજાયબ શીતાબીથી ને જાદુઇ મીસાળની હેરતમંદીથી ગજબ ગુજારનારી આરબ ફોજ સાથ કુચ કરતો બજખબામી ઉપર ચઢી આવતો હોય એ મીશાલે આસ્માની આફત વર્ષાવનારૂં તુફાનજ ચઢયું અને પળમાં કોઇને પણ બચવાની ઉમેદ રહી હોય નહીં, તે રવેસ મોહાબ્યાના આવ્યાથી બજખબામીના તમામ ન્હાના મોટા જંગી કે કમજોર દરમ્યાન દેહશત પેઠી. ગોયા ગજબનો દુંગર રેલતો આવ્યા સમ તે મહજબ મુદઇઓઓનું કુચ કરતું લશકર દોડી આવતું દીસવા લાગ્યું.

---

# બાબ ૬૦ મો.

[મોહાવ્યાનો બજખબામી ઉપર મોટો ધુંજારો—ગુલીશીરીના પોતાના બાનુ લશકર સાથ મેદાનમાં-બાનુ ફોજની જવાંમરદી ને તારાજી-ઇરાની લશકરની જંગ ને તારાજી—જંગી બેહરામનું મોત—]

"ગીરદેશે અફ્લાક ના છોડયો, ત્યાં આદમ શું છે બીસાત?
ગીરદેશે અફ્લાકને મારયો ત્યાં આદમ ક્યાં મેળવે હાત?
ગીરદેશમાં ઇરાન અટવાયું ઇરાની ક્યાં રહ્યો છે આજ?
ગીરદેશ સામે જેને જંગ મચ્યા તે જીવ છે ફસ્યો મુશ્કેલાત?"

જેહાન જીરજબર કરનારાં લશકર સાથ મોટો મોહાવ્યા પોતાની પાકી ગણત્રી ને દુરઅંદેશીથી આ વખ્તે ફતેહની પુરી ખાત્રી સાથ બજખબામી ઉપર ચઢી આવ્યો. સીરીઆમાં તે જ્યારે જંગી દાદની દુરઅંદેશીએ પોતાના અશ્વ ઉપરથી ખાકમાં પડીને પાઉંપ્યાદો થયો, ત્યારેજ કોઈ અજાયબ ખુદાઇ કરાંમત તેના દીલમાં દાખલ થઇ હોય અને તે સમજથી તે જંગી આરબ સપેહશાલારને આરબોના ચઢતા નશીબાને જોરે ઇરાન ને ઇરાંનીઓની પુર પાયમાલી કરવાની રાહ સમજાઇ હોય; એ મીશાળે મોહાવ્યાએ ઇરાની પ્રાંતના તમામ નેમાયલા ઇસ્લામી હાકમો ઉપર ખલીફ ઓસ્માનનો હોકમ મોકલીને તેઓને લશ્કરો સાથ સીરીઆની મદદમાં બોલાવ્યા. તેણે શીતાબ પોતાના અજમાયશી મગજનો ખ્યાલ અમલમાં મેળ્યો. ખોરાસાન ને તબ્રીજના હાકમો જેવા પોતાના લશકર સાથ આવ્યા કે તેઓને દાદ સામે ટક્કર જીહીલવા મેગીને પોતે પોતાને આવી મળેલી નવી આરબ ફોજ સાથ પવન મીશાળે બજખબામી ઉપર કુચ કરી. આ કુચ ગુપચુપ એવી શીફ્તે થઇ કે જેહાનંની ખબર રાખનાર ઇરાનીઓના મોટાં દાદને તેની બીલકુલ ખબર પડી નહીં.

જંગી મોહાવ્યાએ આવતાંજ બજખબામીના કીલ્લાને ચોતર્ફથી ઘેરી લીધો અને પોતાની ખાસ છાવણી મુખરે નાખી. જબરા બદનના આરબોની ટુકડીઓને કીલ્લાની ખારી પુરી નાખવા સારૂ રોકીને કીલ્લા ઉપર ચઢવાની ગંજાવર સીરી બાંધવાને હજારો કામદારોને રોકી દીધા. આરબો આ વખ્તે જે બાહદુરીથી ચીકાર ને દીલના દેલાવર જણાતા હતા તેવાજ જંગના ઘણાજ જહનુની ને દસ્તના ઘણા મજબુત હતા. જ્યારે પણ ને જ્યાં પણ કીલ્લા ઉપર ઇરાની ફોજ તેઓના કામને હરખત કરવા સારૂ જંગ

મચાવતી ત્યારે ઘણી સખ્ત અને જાનની બીલકુલ પરવા વગર એવી તો આફતનાક લડાઇ લડતા કે ઇરાનીઓ મોટી ખરાબી ને પાયમાલી ખમીને હટી જતા હતા. ગુલશીરીનાને આ જંગથી ઘણી બેતાબ થઇ. તે પોતાની બાનું ફોજ સાથ હરદમ દરરોજ કીલ્લા ઉપરથી દુશ્મનો ઉપર તીરનદાજી ચલાવતી અને બનતી રીતે ઇરાની નામની દેહસત પાંઠરતી, મગર જંગ દનબદન જાદા ને જાદા તેજ થતાં દીનદુશ્મનોના લશ્કર ઘણા સરસ ખપી ને ફાવી જતાં હતાં.

મોહાવ્યાને જંગનો મારો ચલાવ્યાને સાત દીન ગુજર્યા તેટલાં તો બઉખબામીમાંના ઇરાની લશકરના હજારો જંગીઓ ખાકમાં પડ્યા. બાનું લશકરમાંથી લગભગ હજાર ચુનનદી તીરનદાજી કરનારી જંગી નાજનીનો બેજાન થઇ. કોટમાં આ આફત સાથ મરકી ચાલુ થયાથી શાહજાદીના નીરાસ જીગરમાં દેહસત દાખલ થઇ. અને આજે જે જંગ મચી, તે દરમ્યાન કીલ્લાવાલાં ઇરાની લશકર ઉપર છુટભાલડીનો જબરો મારો ચાલ્યો. કીલ્લાની સરીલલગી સીરીઓ બંધાઇ માત્ર એક પગટચું બાકી તેથી કીલ્લા ઉપરથી ઇરાની ને નીચેથી આરબોએ નેજાની જંગ મચાવી. આ જંગમાં આરબો ને ઇરાની બન્ને સરખી સંખ્યા લડાઇમાં પડી. આ વખ્તે મોહાવ્યા ખુદ કીલ્લા ઉપર હલ્લો કરવામાં આગેવાન હતો. તે એવી તો અજમતી ઢપે પોતાનો ઝેરી નેજો ઘુમાવતો કે ઘણા નામીચા ને ચુનનદા ઇરાનીઓના સીના ચીરી નાખી શક્યો. આ નેજાબાજીમાં જ્યારે આરબસ્તાની ફોજથી બેસુમાર પાયમાલી થવા લાગી ત્યારે જંગી બેહરામ પોતાના સર કે સીનાની પરવા વના દુશ્મન સામે થયો અને નેજાનો એક જંગી સપાટો મોહાવ્યાને લગાવ્યો. તે બોલ્યો 'ઓ આરબ, તને ને મને જાત સંબંધી વેર દરમ્યાન આ જંગ લાગી છે, પણ જો તું આ મ્હારા સપાટામાંથી બચ્યો તો ત્હારૂં મોત કોઇ ઇરાનીથી નીપજનાર નથી.' અને તેમજ હતું. તે જંગી બેહરામનો જરબ વટાવમાં ગયો. જો કે મોહાવ્યાની સપેહશાલારીની નીશાન દેખાડનાર તોપ નેજાના જરબે છીન છીન થઇ મગર તેના સરના એક બાલને પણ એલજામ પોંહોંચ્યો નહીં. અને હવે મોહાવ્યા બોલ્યો 'જંગી ઇરાની, સમાલ આ મ્હારો સપાટો, અને સમજ આ મ્હારો શોખન, કે જો આ મ્હારા નેજાના જરબે ત્હારો સીનો સલામત રહ્યો તો તું એમજ જાણ કે જેહાનમાં ત્હારૂં મોત નથી.' એ કેહતાં ગોયા પાહાડમાં સુરંગ ફુટયા સમ દરતુર બેહરામના સીનામાં મોહાવ્યાનો નેજો લાગો કે 'યા પરવરદેગાર ત્હારો હોકમ' એ ફક્ત છેલ્લો સાસ ખેંચતાં તે નામદારે પોતાનો જાન છોડયો. તેનું તન કીલ્લા ઉપરથી તુટી પડયું. તે છેક કીલ્લાને ટલ્યે જઇ પડતાં બોટી બોટી

થઇ ગયું. મોહાબ્યા આ બનાવથી ગમગીન થયો અને એક મોટા જંગીનો એવો આફતકારક છેડો જોતાં તે નામદારે તે વખ્તે તેના ગમમાં આગલ જંગ ચલાવવી બંધ પાડી. જંગી બેહરામના મોત સાથ આજે ઇરાનીઓની દસ હજાર ચુનનદા સીપાહોની ફોજનો ધાન નીકલી ગયો. કોટમાં મરકીથી પણ બે હજાર ઉપર ઇરાની બચાં ને બુઢાં મરદ ઓરતો અજલના ફીરેસ્તાને સ્વાધીન થયાં.

આ રવેસ મામલો બહુ બારીક ને શાહજાદીના નશીબાની બાજી શીકસ્ત થતી ચાલી છે. તેનું લગભગ બાનું લશ્કર કીલ્લાના બચાવમાં તારાજ થયું છે; ફકત ત્રણસો જંગી બાનું, તે પણ પોતાની હમશરીકોનાં મોતથી માહેતમ ભરેલા જીગરની છે. બલખબામીમાં દરેક પલે કાંઇ ને કાંઇ ખુદાઇ કેહેરનો માર પડે છે. અને રસ્તામાં તો મુડદાં એક પાછલ એક ગોયા મોતનું લશ્કર કુચ કરતું હોય એ મીશાલે ઉંચકી લઇ જવાનું કામ ચાલ્યું છે, તેવો કોહેકાફની છાતી ફાડી નાખનારો દેખાવ બલખબામીનો થઇ રહ્યો છે.

---

# બાબ ૬૧ મો.

[શાહજાદી ગુલશીરીના ખાકમાં બેઠી છે—તે શાહે કીરમાનની પાયમાલી સાંભલે છે—દાદ ને શાપુરનું મોત કેહનાર કાસદ—જંગી જામાસ્પ સપેહશાલાર રૂસ્તમને સમજાવી લે છે—છેલ્લી જંગ—રૂસ્તમનું મોત ને જામાસ્પે ચલાવેલી આરબો દરમ્યાન કતલ —ઇરાની લશ્કરનો અંત.—બબ્બખબામીની પાયામાલી—બાનું લશ્કર તમામ સાફ—મોહાવ્યાની મોટી જીત]

"જા ઓ જમાના તું કયામત પાસ આજ,
જા ઓ ઉમેદ તું થઇ જા કુલ તારાજ.
જા ઓ ખુબશુરતી તું કાફૂર બન ખાર,
જા ઓ શાહાનશાહાત તું દીગર અખત્યાર.
જા ઓ ઇરાન તું સદા થા ખેજાન,
જા ઓ ઇરાની આજથી થા હેવાન.
જા ઓ જરથોસ્તી દીન યજદાન દરબાર,
જા ઓ કયાની જોર આજથી પાતાલ.
જા ઓ જાવોજલાલી દફે થા ફનાઇ,
જા ઓ અકલ હોશ હમેશાં કરમાઇ.
જા ઓ જદ બંદગી જફા ગીર્ફતાર,
જા ઓ શાહજાદી તું વતનથી બહાર."

ગુલશીરીના જેહાન શીહા થયા જેવી હાલત પોતાના સર ઉપર આવતાં સમજીને આજથીજ તખ્તને છેલ્લી સલામ કરી ને ગાલીચા ઉપર બેઠી. તેની આસપાસ હમશરીક બાનુંઓ ખીદમતમાં ગમખાર ચેહેરે કમાન ધરીને કુંડાળું થઇ રહી છે. ત્યાં વફાદાર જંગી ઇરાનીઓ પોતાની શમશેર ધરીને સાંમે અદબથી ઉભા છે. એક એવો અંદેશમંદ આ દેખાવ થયો છે કે ગમને પણ ત્યાં નજર ફેંકતાં ધ્રુંજરાં છુટે અને માહેતમ મેહમાનદારીમાં ખપે, એવો શોકાતુર નકશ બન્યો છે. ગુલશીરીના ને તેનું તમામ બાનું મંડળ ગોયા જેરીના અવતારમાં આવી ગયું હોય તેવું જુફ્તું ને મુરડાલ હાલતનું થયું રહ્યું છે. તમામ જંગી બાનુંઓની જબાન મુગી થઇ ગઇ છે અને એકબાલની નવાજેશની ઉમેદથી હાથ ધોયા છે. સામે ઉભેલા ચુનનદા જંગી મરદાને મર્દોના મોહડાં જમીન જોયા કરે છે. ગોયા

પળેપળે વગર હાંસલની અજલના મેદાનમાં ઘસડાઇ જતા હોય તેમ તેઓના જંગી ચેહેરા ઉપરથી ઝલેહ ઉતરતી જાય છે. પળેપળ બદન સુસ્ત ને બેફામ બની જતું હોય તેમ માંસ ગળે છે. આ પ્રમાણે જ્યાં ઇરાનના તાજની ઉમેદવારનો હાલ થયો છે અને હોનારતની બાજી આબાદ ઉતરતી ચાલી છે. તેટલાં ત્યાં એક ગગરાટ ઉઠયો. છુપા મહેલના માર્ગમાં પાતાળ ગગરતું હોય એ મીશાળે ત્યાંથી અવાજાઓ ઉપર અવાજા નીકલવા લાગ્યા. તે સાભળતાં ગુલશીરીનાની ચશ્મમાથી આતશના બાન છુટવા લાગ્યા. અંતે આતશ થયલાં મગજની ગરમ થયલી જબાને શખુનો ફેંકયા.

"શું આખર તદન પાયમાલીમાં હું મ્હોરો છેડો જોવું છું? ખેંચો રે નામદાર હમશરીકો ઇરાની કમાનમાં ખદંગી તીર ખોસી ને જ્યાં ધસી આવતા દુશ્મનોના દમ તેઓની ઉમેદ સાથ મોકલો મલકલ મોતના મકાનમાં."

એ કેહતાં તે જંગી ગુલશીરીના ઉઠી. તે સાથ ગુલબહારે તમામ જંગી બાનુંઓને ચલાવી. ત્યાં હાજર જંગી ઇરાની મર્દો શમશેર ઉઠાવી રહ્યા અને છુપા માર્ગના મોહ આગળ ગયા. ત્યાં ગુલશીરીનાએ પોતાની તમામ બાનુંઓને હોકમ કરયો, 'ઉઠાવો આ સંગ ને બજાવો એક મોતને દેહશત પમાડનારી જંગ.' કે વીજલી પડ્યા મીશાળે જર્ફથી સંગ ખસી ગયો કે છુપા માર્ગથી એક પીરાનપીર, છેક કંમરથી વાંકો વળી ગયલો; જેના તનપર તમામ હથ્યાર અને મોહ ઉપર યજદી નુર, તેવો શક્ષ કુદી બાહેર નીકળ્યો અને બબરયો.

"અંતે હું મ્હારી મકસદને પોંહોંચ્યો. કામ એટલું આફતથી ભરપુર રસ્તે પાર પાડવાનું હતું, કે મને આ વખ્ત જોવાની બીલકુલ ઉમેદ હતી નહીં. ત્યાં ના અજલનો આરામ પાંમ્યો તો જ્યાં પામીશ. સરખું છે. કેની ઝેમત ને જફા અને કેની સરજત ને શીકસ્તગી."

પછે તે નામદારે પોતાના સરની તોપ સરખી કરી. પા ઘડી તે કયાં છે તે નક્કી કરવા ચસ્મ ફેરવી. અને એક માત્ર પોતા મીશાલના પીરાનપીર બનેલા ઉપર લગભગ હજારો બાનું ને મર્દો કમાન ને શમશેર સાથ એક પાપણુનો ઈશારો થતાં ઉલટી પડવા સારૂં તઇઆર તે જોઇને તે, નેતરના ઝાડ મીશાલે ધ્રુંજ્યો. તેનો દમ એટલો ચોંકયો કે તે અફશોશ ભુલ્યો અને અર્જ કરતી હાલતમાં ઉભો.

ગુલશીરીના આ અજનયબ આદમીને જોતાં ઇરાનની હાલતનો છાપ સમજી ગઇ અને તે કોણ, કયાંથી અને શા સબબ ઇરાની શાહાનશાહોના ભેદી માર્ગથી આવ્યો તે જાણવાને ઇન્તેજાર થઇ. ગુલશીરીનાના મનની

ઉમેદ ગુલબહારે બયાન કરી. તે બોલી. 'ઓ પીરાનપીર, કયો સંદેસો ને કેઇ મતલબ ખાતર તેં આ અમારી આફ્ત દરમ્યાન હોમાવ્યું છે? તું કોણ તુખ્મ, કયો દરજ્જો ને કયાંનો વતની?'

ગુલબહારને સાંભલી પીરાનપીરની ચશ્મમાં બચાં ભીશાલે આશું આવ્યાં. તે બબસ્યો, 'અરે શું હું એટલો ફેરવઇ ગયો કે મને ત્યાં કોઇ ઓલખતું નથી? ઓ યજદાન આ તેં કેવો કેહેર ઇરાન ઉપર ઉતાર્યો. કયા કાતેલ ગુનાહ ને તકશીરની આ સજા છે? અરે જ્યારે આદમીમાં આદમીની ઓલખ રહી નહીં ત્યારે આસ્માનને આદમીની ઓલખ કયાંથી રહે? અને આસ્માનને આદમીની ઓલખ રહી નહીં ત્યારે યજદાનના ફીરેસ્તાઓની રેહેમ કયાંથી ઉતરે?' પછે તે જમીન ઉપર ઉંધે મસ્તકે પડ્યો. તેણે સર ઉપર ખાક લીધી. તેની જબાન પોતાનો ગમ રડવા જેવી થઇ. તે ખોખરા ગળાંથી માહેતમ બોલ્યો:

"નામદારોની નામદાર ને સાસાન્યાન શાહાનશાહાતની ખરી હકદાર શાહાજાદી ગુલશીરીના ઉપર હું પેગામનામું લાવ્યો છું. જીવતાઓ તર્ફથી લાવ્યો નથી પણ મોત પાંમતી ઘડીની જબાની છે. હું શાહે ફીરમાનની દરબારથી આવ્યો છું. શાહે ફીરમાને માફી ચાહી છે. 'મોતના મુલકમાં પણ કરાર મલનાર નથી' એમ તે જંગી ઇરાનીના છેલા શખુનો હતા."

ગુલશીરીનાને આ શખુનો તો ગોયા કોઇ બલા ટોટો પીસીને લોહી પીયે એવા હૈયાતીનો છેડો લાવનારા ગલે વલગ્યા. તે જંગી શાહાજાદીની ચશ્મમાંથી ગરમ આંસુ ટપક્યાં પણ તે શીતાબ બંધ પડયાં. તે તમામ ફીસ્સો સાંભલવાને તઇઆર થઇ. પીરાનપીરે આગલ માહેતમ જારી કરી:

'તે નામદાર, પોતાના વતન, પોતાની ખલક ને પોતાના કબીલાને બચાવવા ત્યાંની જંગ ને મેદાનથી કુચ કરી આવી ફીરમાનમાં દાખલ થયો. અમારા મોટા સપેહશાલાર જેહાંગીરે જંગના મેદાનમાં પોતાનો જાન ફીદા કર્યા પછે શાહે ફીરમાનને ફીલ્લામાં બેચેની ઉપજી. દીનદુશ્મનોનાં લશ્કર ને તેના જંગી સરદારો સાથ અમોને એક આખો માહ ખુનખાર જંગ ચાલી. શાહ પોતાના લશ્કર સાથ ફીલ્લામાંથી ને આરબ લશ્કર ફીલ્લા બાહેરથી જંગ મચાવતાં, રોજે રસ્તાખેજ મીસાલની આફ્ત ફીરમાન ઉપર ગુજરી છે. તે આફ્ત નહીં હતી પણ યજદાનતાલાનો કોફ ઉલટયો હતો. તે આરબોનું લશ્કર નહીં હતું પણ હરેમનોનું લશ્કર હતું, પણ જ્યાં લગી હથ્યારો ને જંગીઓથી જંગ ચાલી ત્યાંલગી તો ફીરમાની સામે આ જેહાનમાં કેઇ ખલક છે કે પોતાની સમશેર અજીત અંકાવે? ખરી જંગ લગી ફીરમાની લશ્કરની બાજી અવલ હતી અને જો કે દરરોજ હજાર ઉપર ઇરાનીઓને

અવલ મંજલગાહ પોંહોંચાડવામાં આવતા તોપણ દીનદુશ્મનોના લશ્કર સાથ ફીરમાની લશ્કર પોંહોંચી વલે તેટલું પુરતું હતું. માહ એક પુરો થયો તે અવલ ચાનની શીહા રાતે ફીરમાનનો કીલ્લો સલગ્યો અને દરવાજો જલી ખાક થયા દરમ્યાન રાહથી આરબ લશ્કર શેહેરમાં પેઠું. અરે તે શીહારાતે તે શીહાદીલ આરબોના ઉલટેલાં તુફાની લશ્કર સાથ ફીરમાની જંગીઓ હાથોહાથ લડાઇમાં પડ્યા. શાહે ફીરમાને આ વખ્ત પોતાના ન્યાગાન જંગી શીહામર્દનું શીહા બખ્તર પેહેરી તેની શીહા રંગ શમશેર દીનદુશ્મનોમાં ચલાવી તે અબલીશોના મુડદાંનાં ડુંગરો રચ્યા મગર અંતે હોનારતનો દસ્ત તે ઉપર ફાવ્યો. શાહ હજારો જખ્મ ખાઇ છીનછીન થયા મીશાલના શોરાખદાર બદન સાથ બરી બામદાદમાં તેનું પેહેલવાની બદન તેના પેહેલવાની અસ્પ સાથ તેના જલીને ચોગરદમ આતશ પુરતા મેહેલ સામે પડ્યું. જ્યારે ખુરશેદ તલુ થયો ત્યારે ફીરમાનનો કીલ્લો આ ફાની સરજમીન ઉપર કોઇ જમાને હસ્તીમાં હતો નહીં એ મીશાલે જલીબલી ખાક થઇ ગયો. તેની તમામ પુરાની વસ્તી એ ગજબમાં ગેપ થઇ ગઇ. તમામ ફીરમાની લશ્કર એ જંગમાં જાયાં થયું અને હૈયાત તો ફીરમાન શેહેરનો એક પણ જઇફ કે જવાન શેહેરી તો શું પણ હેવાન વટીક પણ રહ્યું નહીં. હું એક કમનશીબ વધારે આફત ને અફશોશ જોવાનો નશીબો ધરાઉ છું તે ખાતર મ્હારા શાહનું છેલ્લું મોત માશીનું પેગામનામુ ત્યાં લગી બ્યાન કરવા ખાતર હૈયાત આવી લાગોછું."

એ બ્યાન આગલ ચલાવવાની તે પીરાનપીરમાં જાદા મગદુર રહી નહીં. તેની જબાન લઠરી. 'અરે મ્હારા જંગી બીરાદર હું ત્હારી પાસ આવ્યો' એ છેલા નીરાશ શખુનો સાથ તે તનબદન ધ્રુંજીને ત્યાં પાંઠરેલા ગાલીચા ઉપર પડચો. બીજી પળે તેનો દમ તેના દાદાર જનાબ રવાના થયો.

આ બનાવ ત્યાં ઉભેલાં તમામ મંડલને ગોયા આવતી બસારતનો છાપ સમજાવ્યા જેવો બન્યો. ગુલશીરીનાએ શીતાબ રૂસ્તમબીન ફીરૂજાનનું બંદ દીવાનખાણું ખોલ્લું કરાવ્યું. તે જંગી આવ્યો, તેણે તે મુડદું થઇ પડેલા જંગીને ઓલખ્યો. તે બેસુમાર દીલગીર થયો. ત્યાં ગમગીનોની મીજલસને કહ્યું 'આ તે જંગી છે, જે શાહે ફીરમાનનો બીરાદર શેહેસ્યાર, જેની સમશેર પાસ ગમે એવા પેહેલવાનને ઉભું રહેવાને દેહશત પડતી હતી.

પછે તે સપેહશાલારે ઘણાજ ગમખાર ચેહેરે ગુલશીરીનાને જોઇ, કે તે ખાકમાં બેઠી છે. તેની બાનું મીજલસ તે આસપાસ ખાકમાં બેઠી છે, અને ત્યાં ગમ ને ગજબ બન્ને દરમ્યાન જગડો ચાલ્યા મીશાલનો દરામનો

દેખાવ થઇ રહ્યો છે. આ દેખાવે મોટા જંગી રૂસ્તમની અકલમાં ફેર પડી ગયો. તે પોતાની દેવાનગીથી મુક્ત થયો. તેના મનમાં આ ફેર-ફાર થયલા ગુલશીરીનાના નશીબના દેખાવે તોબાનો વાસો થયો. આગલી ખુબશુરત ગુલશીરીના કે જેના ઝલકાત પાસ માહતાબને ઝાંખ પોંહોંચતી હતી અને પરીઝાદીઓની ચશ્મમાં ખીજાલત આવતી હતી; તે પરી-રૂખ ગુલશીરીના હાલ તો અજલના ફીકા રંગની બની ગઇ હતી. તેની ચશ્મમાં વીજલી ફેંકતા ચમકારા બદલે હાલ તદન બેફામી ને ખાબ સાહી જુફન હતું. તેની તખ્તનશીન બેઠક બદલાઇ જઇ ને ખાકનશીન થઇ હતી તેના લક્ષ આદરબીજાની પેહેલવાનોનાં લશ્કર બદલે હાલ ભાયગે દેહશત ખાઇ ગયલું પચીસ ત્રીસ હજાર સુનુ સાવછ થયલું લશ્કર હતું. તેની બાનું ફોજ લગભગ જંગ કરી ખપી ગઇ હતી; અને હવે તે પોતે શું છે? ફક્ત સરગરદાની ને મોતનો અવતાર.

આ રવેસના વીચાર સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાનના ચાલ્યાછે, તેટલાં વળી ભેદી માર્ગમાં ગગરાટ થયો, અને ફરીને ત્યાં હાજર તમામ દરબારને દેહસત પેઠી; પણ આ વખ્ત તો સપેહશાલાર રૂસ્તમ હોયાથી તે એકલો ત્યાં દોડી ગયો. સંગ ઉચકયો કે શીતાબ તે માહેથી 'યા યજદાન ત્હારી મદદ' આ શુખન બોલતો એક દસ્તુર ઢપનો શક્ષ કુદી આવી ત્યાં જાહેર થયો. તેણે આવતાંજ શાહનશાહોની જનાબ જે ઢપ છપે અદબથી કુનસ બજાવ્યામાં આવે, તેમ શાહજાદી ગુલશીરીના સામે ખાકમાં દોઝાને પડયો અને બોલ્યો 'ઓ નામદાર શાહજાદી જમાનો તમો નામદારની મુરાદને ફલજો.'

આ નવા દાખલ થનારે જયારે ખાકમાંથી પોતાનું સર ઉઠાવ્યું ત્યારે સપેહશાલાર રૂસ્તમે પોકાર માર્યો "ઓ મ્હારા નેકનામ જંગી જામાસ્પ તું કયાંથી?" શાહજાદી ગુલશીરીનાએ તો ઓલખ્યો નહીં પણ ગુલબા-હારને તેનો ચેહરો જોતાં જામાસ્પની ઓલખનો વેહેમ ગયો હતો, તેની ઓલખ પડ્યાથી ત્યાં નાઉમેદ થઇ ઉભેલાં તમામ બાનું ને મર્દોના દીલમાં ઉલટ આવી; અને તમામ દરબારને મોટા દાદનો હેવાલ જાણવાની ખાયશ થઇ. તે નામદાર હાલ કયાં છે અને કેવી જંગ ને કયા મેદાનમાં છે? તે જાણવાની એટલી ઇન્તેજારી થઇ કે તમામ તરફથી ગુલબહારે તે હેવાલ પુછવાનો સવાલ કર્યો હતે; મગર સપેહશાલાર રૂસ્તમે ગમખાર ચેહેરે જંગી જામાસ્પને ઇસારામાં પુછયું 'અરે બીરાદર, દાદનો કેવો છેડો? ને શાપુરની શું હોનારત?' આ મીશાલે સવાલ કર્યામાં સપેહશાલારે

પોતાનો જંગી અનુભવ દેખાડ્યો. જંગના મેદાનના અજમાયશીઓને ખબર કે જ્યાંલગી જંગ તમામ ખલાશ થાય નહીં ત્યાંલગી તે જંગના મેદાન ગજાવનારાઓ કાસદ મીશાલની સુરતના ને તનહા શકતીના થઇને કુચ કરે નહીં.

સપેહશાલારના સવાલના જવાબમાં જંગી જામાસ્પે પોતાનું સર ખાકમાં મસલ્યું. તે ત્રણ વખત જબાનથી બબસ્યો, તેણે ત્રણ વખ્ત ચશ્મ વીંચી. તેણે ત્રણ વખ્ત છાતી ઉપર દસ્ત ધર્યો. તેણે ત્રણ વખ્ત જમીનને શલામ કરી અને ત્રણ વખ્ત આસ્માન તર્ફ જોયું; પછે પોતાના ત્રણ વખ્ત બંન્ને દસ્ત જોડીને ગુલશીરીનાને ત્રણ વખ્ત સર નમાવ્યું; પછે સપેહશાલારને પછે જંગી બાનુને પછે જંગી મર્દાને. પછે તેણે ત્રણ વખ્ત ડોકી ડાબા જમની ફેરવી અને અફશોશ કરતો હોય તેવો તે ખ્યાલમાં ગર્ક ગયો. તેણે સાફ જબાનથી બોલવાને એક બે ને ત્રણ વખ્ત કોશેશ કરી, પણ જ્યાં ગમની હદજ રહી નથી ત્યાં જબાન કેમ બયાન કરી શકે? મગર જેવું તેવું પણ, ભાગું તુટું પણ કાંઇ બયાન કરવું તો જોઇએ. અને તે પોતે દાદ ને શાપુર ને આથોરનાન લશ્કરનો સાર નહીં કહે તો બીજો કોણ બચી ગયલો છે કે તે કેહવાનું માથે લેશે? અને જીગર ને જબાન વચે રસાકસી ચાલી. જો જીગર ઉલટ પકડે તો જબાન બેફામ રહે; જીગર થંડુ થય ત્યારે જબાન સેજ ખીલવા ચાહે. આખરે એ આનાકાની ને સુસ્તીનો છેડો આવ્યો ને જંગી જામાસ્પ બોલ્યો "શાહજાદી ને સપેહશાલાર ને બાનું ને મર્દો, સાંભલો રે ઇરાનની કમનશીબ તવારીખ ને મોટા દાદની કાહાની:–

"આરબોના મોટા સપેહશાલાર મોહાવ્યાને આપણા મોટા જંગી દાદે સીસ્થના જંગ મેદાનમાં શીકસ્ત પાંમ્યા મીશાલ જમીનદોસ્ત કર્યા પછે આસ્માને ઇરાની લશકરને યારી દીધી, અને જ્યાં ત્યાં ઇરાની સમશેર ને ઇરાની નેજો મુરાદસર મુદઇઓના ટોલે ટોલાં ધોળી પાડવામાં ફાવતો ગયો. ઇરાનીની કમાન ને ખદંગી તીર તેમ ઇરાનીની કમંદ ને ઝરફ દરમ્યાન એવી ઝમક ઝલકી કે ઇરાનની શાહાનશાહાત ઇરાનીઓની થવામાં કસો વીલંબ દેખાયો નહીં. પલ પછે પલ વફા થયલા જમાનાએ એવી ફતેહમંદ ઉતારી કે દાદના રૂખશાર ઉપર નવજવાનીની ઉમેદ ઝલકવા લાગી અને શાહજાદા શાપુરને પોતાનો બુઢાપો નામદારીમાં ચીકાર જોતાં જંગી સીનામાં શેરગીરી ઉછલી. અરે તે વખ્તની ઇરાનીની જંગે આરબોની ચશ્મના તેજને જલાવી નાખ્યું અને જંગીમાં જંગી જુદદીનના દીલમાં દેહશતને ઘર કરાવ્યું. ફતેહના ચઢી આવેલાં વાદલમાંથી ખુશાલી વરસવા લાગી ને ઇરાની નામદારોની બાજુ ઉપર પેહેલવાનગીરીના લેખ કોતરાયા.

"તે રાત ઇરાનીઓ દરમ્યાન એવી નવરોજ મીશાલની શાદમાન ગુજરી કે બરી બામદાદ એક આશાન જંગમાં ઉતરીને વતનની સરજમીન ઉપરથી સરકશ થયલા દુશ્મનોને હાંકી કાઢવાનું કામ રહેલું જાણ્યું હતું. જ્યાં જોવો ત્યાં મુડદાં ઉપર માતુતમ બદલે ગુરથમાન બેહસ્ત પોહોચવાની દુવા પઢાવા લાગી. દીલના દીલાવરો ને વતનના ચાહનારાઓના મુડદાં ઉપર મજદાના બક્ષીન્દા થયલા સપેન્તમાન જરથોસ્તના લાવેલા માથ્રવાનીના પદના ઇસ્મ પઢાવા લાગાં. ગોયા આફતમાંથી જયાફત ને આજારમાંથી આરામ આસ્કારા થયા મીશાલની મુરાદ ભરેલી તે રાત તમામ રાસ્ત ઇરાનીઓએ ઘણી ગનીમત ગુજારી. મોટા દાદ, મ્હારી સાથ તે રાતના પાક મનસનીથી એકવીસે નુશ્કની કીસ્સામાં મશગુલ રહ્યો. અને માથ્રના અજમતી ઇસ્મોની બરખતથી આસ્માનના તમામ ફીરેસ્તાઓને બોલાવ્યામાં ફાવ્યો. આ વખ્તે ઉમેદ નવમાં આસ્માન તલગ હકતાલાના નુરમંદ સાહ્યા દરમ્યાન પોંહોંચી હતી ઇરાન ઇરાનીઓનું થયું હતું અને સરગરદાન સરજમીન મોટા જમશેદના જમાના મીશાલની ઝલકાટમંદ ને અમર હાલત પાંમવા તલગ પોંહાચવાની રૂખ ઉપર આવી હોય એવો નવબહાર દીસતો હતો.

"પણ બામદાદ, બીજી બામદાદે આપણો નશીબ ફર્યો. આપણા નશીબના ફરવા સાથ ઇરાનનો નશીબ ફર્યો. ઇરાનના નશીબ ફરવા સાથ દીનદુશ્મનોનો નશીબ ફર્યો તે બામદાદે, જાબજાથી આપણા મહજબ મુદઇઓના જોરમંદ નવાં હાકમો મોટાં લશકર સાથ આવી પોંહોંચ્યા. પણ તે નવી આફતના ઉલટેલા સમાચાર મુદઇઓએ એવાં છુપા રાખ્યા કે અમને તેની બીલકુલ જાણ પડી નહીં. અમારાં લશકરને આશાન જંગ મારવાની હોયાથી બેહદ જંગી જુબએસમાં ઉતરવાનો ખ્યાલ આવ્યો નહીં. ગોયા દગલબાજી થયા જેવો કુદરતનો પાસો ઉલટાયો. આરબના નવા સરદારો ને નવા સીપાહોની અમને ક્યાં ખબર કે અમો અમારા લશકરને નવા ગજબથી હોશ્યારીમાં આવવાનો સબક સમજાવ્યે? જંગનું મંડાણ તેજ મોહકાન થઇ પડી. અચ્છું ને પેહેલવાની દસ હજાર આયોરનાન સીપાહોનું લશકર અવલ તડાકેજ ગોયા હસ્તીમાં હતું નહીં એવી કરાંમત મીશાલે કતલ થઇ સાફ થઇ ગયું. ક્યાં કીડા મીશાલના ઉભાઇ જતાં લખોબંદ દુશ્મનના લશ્કર દરમ્યાન-દસ હજાર સીપાહોની બીસાત? આ લશકર જેવી રવેસ બોલ બોલતાં કતલ થઇ ગયું તે ખેલ તર્ફ જોતાંજ દાદે પોકાર માર્યો 'દગાઇ થઇ, દગલબાજી થઇ, અફશોશ! મોહાવ્યાએ માહ શક્તાનો પાસો ખેલ્યો. અરે આપણે જીદાજ ને નવાંજ આરબ સરદારો ને લશકરો વચ્ચે ફસાયા છીયે. થઇ

ચુકું. હું મ્હારી તમામ મુરાદ ને ગણત્રી સાથ હકનાહક વગર હાંશલની જંગમાં ગુંટાયો. જંગી આથોરનાન લશકર તારાજ થયુંજ. હવે જે આપણી હાલહવાલી ને પાયમાલી થશે તે સાથ તમામ ઇરાન, મુદઇઓ જીતી લેશે. આપણા ટોલાનું નામ નીશાન જેહાનથી ભુસાઇ જશે. અફ્શોશમંદ દાદે અમારામાંના ઘણા બાહોશોને હાલના આરબ લશકર દરમ્યાનની તમામ જુસ્તેજુ પાંમવાને છુપા લેબાસમાં મેલી દીધા. તે તમામ વફાદાર જંગી કાસદો અમારી સરગરદાની ને તારાજીનો હીસાબ નકી નીપજનારો હેવાલ લઇ આવ્યા. ઇરાનના તમામ જીતાયલાં પ્રાંતના મહજબ મુદઇ હાકમોને પોતાના જબરાં લશકર સાથ અમારી આસપાસ આવી છાવણી નાખી પડ્યાનો ભેદ સમજાયો. મોહાવ્યા આ સઘલા આરબ સરદારોની જંગ દરમ્યાન દાદને રોકીને બળખ ઉપર જબરા લશકર સાથ ચઢી ગયાનો ભેદ જાહેર આવ્યો. મોહાવ્યાએ જ્યારે એ મુસ્તકીમ હાથ બતાવ્યાના મુદ્દાથી દાદ વાકેફ થયો કે તે નામદારે પોતાના કપાલ ઉપર એક ગુરજ કરતાં પણ જબરી ત્રાપ મારી. શીતાબ એક જંગી દસ્તુર ખાનદાનના ઘણા વફાદારને એક પેગામ આપીને સપેહશાલાર રૂસ્તમ ઉપર રવાના કર્યો, કે નામદાર રૂસ્તમ અગર હોકમ થયા માફક અમલ કરે તો એક વખ્ત મોટો દાદ, ખુદરતની સરજત પણ ફેરવવાને ફાવે એવી તે જંગી હીમત રાખવા લાગો; પણ જમાનો જ્યાં ઉલટયો ને ખુદરત જ્યાં બેઢંગ થઇ, જ્યાં આ-શ્માન બેવફા થયો અને તદબીરના તમામ મોહરાં ઉધાં પડ્યાં ત્યાં મુરાદ ફુલનાર હોકમ ઉપર કોણ અમલ કરે? અને સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂઝાન, જે ઉપર તેના પેદરની શીહાઇ વીટાયલી તે કેમ ઇરાનની શાહા-નશાહાત બચાવનારો ઠરે? એક બે ત્રણ ચાર ને પાંચ દીન ને પાંચ રાત લગી અમોએ દીવાના પલીતો મીશાલના દીનદુસ્મનોના લશકર સામે ઘણી શીફતથી જંગ જારી રાખી. અને એક મેદાનથી બીજે મેદાન હટી જતાં ને જબરો જંગી મારો ઝીલતાં અંતે શીરોઇના કીલ્લામાં ગરી જવાને ફાવ્યા, જે કીલ્લા આસપાસ દીનદુસ્મનોનું લશકર ફરી વલ્યું. અમો માત્ર ત્રણ જંગી સરદારો ને હજાર જંગી આથોરનાન સીપાહો, અને મુદઇઓના અપાર લશકરનો હીસાબ કયો હીસાબી કાઢી શકે? જ્યાં દનબદન નવાં નવાં લશકર ને નવી નવી ઉલટ મચાવનારા સરદારોની ભરતી થાય ત્યાં ગણત્રી કેમ નકી થાય? આ મીશાલના ઠેડવાયલા મોતના છેડામાં મોટા દાદે રીઆજતનો રૂમાલ સર ઉપર બાંધ્યો. તે નામદારે શીરોઇના કીલ્લાનું મોટું આતશખાનું ત્યાં પડેલા ઢગનાઢગ અગર સલગાવીને રોશન કર્યું. તે નામદારે બંદગીનો હલક હકતાલાના કાન લગી પોંહોંચાડયો. હું ઘણો દુર

ગાથાવાની ગાતો હતો. શાહજાદો શાપુર સર ઉપર ધુલ લેતો હતો. હજાર આથોરનાન સીપાહો હથ્યારબંદ ઇજશ્ને પઢતા હતા. તેઓ ઇજશ્નેની કીર્‍યા હથ્યારોવડે કરતા હતા. આ વખતે અગર કોઇ પલીતની ફોજ અમારા માથ્ર બંત્ર મંત્ર ને ઇશ્મ રીયાજતના લબ્જ સાંભલે તો શીતાબ ખાક થઇ જાય; એવી નામદાર દાદની રીઆજત ખીલી હતી. મધ રાતને એક કલાક થયા પછે અમો તમામ મોતના એક હજાર ને ત્રણ શીકારોની અચરતીનો પાર રહ્યો નહીં; જ્યારે અમારી સનમુખે માહ નુરમંદ તેત્રીસે ફીરેસ્તા આવી ઉભા. આ દેખાવથી અમારી ચશ્મ દીપાવા લાગી પણ રીઆજતના જોરે ફીરેસ્તાઓનું નુર નરમ પડી ગયું. જ્યારે રીઆજત આધારે દાદ અદ્ધર થયો, ના તે જમીન પર ઠસ્યો કે આસ્માનને વલગ્યો. તે હાલતમાં થયલો જોતાંજ તમામ ફીરેસ્તા કાંઇ જંદમાં બેદ પદ બોલ્યા તે સાંભલતાંજ દાદે તમામ નુરમંદોને સેજદો કર્‍યો. અવલ સાતે અમસાસ-પંદોએ કાંઇ ઇશ્મ કહ્યું. દાદે તે જબાનમાં જવાબ દીધો; પછે સઘલા ફીરેસ્તા એક પછે એક દાદ પાસ આવી નમ્યા. દાદે તેઓ સાથ પણ કાંઇ ગુફ્તેગુ કરી. દાદના બોલવા ને દેખાવ ઉપરથી તો તે નામદાર પોતાના વતન ને વતનીઓની મદદમાં ફીરેસ્તાઓને ઉતરવા અર્જ કરતો હોય એવું કાંઇ હતું. આ નુરમંદ ફીરેસ્તાઓ સાથ અમારો મેલાપ તે રાતના લગભગ ત્રણ કલાક લગી ચાલ્યો. દેખાવ ઉપરથી ફીરેસ્તાઓ પણ આપણ ઇરાનીઓના કમબખ્તને મદદ કરવામાં કમજોર હતા. તરેહવાર રવેસ દાદે આપણા મજદા ને નુરી ફીરેસ્તાઓને અર્જ કરી અને રયાજતના પાક સાફ ઇશ્મથી આપણી આવતી હોનારતની કીતાબ વાંચી. હોશબામ લગી દાદે આપણી માજદીયશ્નીના તમામ નુરમંદ નુશ્કો ગજરાવ્યા. ફરેસ્તાઓ આવે ને જાય ને મજદાનો શોહોલો ઝલકે ને ગેબ થાય; મગર ચાહી મદદ માટે શું નકી સાર મલ્યો, તે તો દાદ શીવાય કોઇએ જાણ્યું નહીં.

"આજની ફજર એક નજર જોતાં ગોયા ગમની ચેહ સલગ્યા મીશાલ આસ્માન ઘેરાયું હતું. ખુરશેદને ખેજાલત લાગતી હોય તેમ તે આજ તલુ થયો નહીં. પવનની મગદુર રહી નહીં કે સેજ પણ જેહાનને વા નાખે. શીરોઇના કીલા ઉપર પલીતોના ધારાં ને ધારાં ઉલટવાનો વખ્ત આવ્યાનો મોતે એક દેહશતમંદ પેગામ મોકલ્યા મીશાલે લાંચો અમો એક હજાર ને ત્રણ તનબદન જીવતાં જીવત જીનત મુકામ પોંહોચવા ખાતર રાહ માપવાની અણી પર હોઇયે એવો અમારો નક્ષ થઇ રહ્યો હતો. પહાડ જેવા બદન ને પેહેલવાની છક કરનારી બાજુ છતાં અમો ગોયા નાતવાન બચ્ચાં

મીશાલે ત્યાં ઘુમ થઇ ઉભા હતા. આ વખ્તે દાદ પોતાના બરફ જેવાં બદને ચાંદી જેવા ઉજલાં ઝળઝળતાં બખતરે શીકરાઇ આવ્યો. તે જંગીએ તમામ છેલા ને વફાદાર વતનીઓના ચેહરા જોયા. અને જમને ત્રાસ પડે તેવી કાનેલ ચસ્મથી શોહોલા ફેંક્યા. દરેક દલેર દીલ ધંજતું ને ચસ્મ આસું ગરતી થઇ. દાદે અવલ શાહજાદા શાપુરને પોતાની પાસે બોલાવ્યો. આ વખ્તે તે મોતની મુલાકાત લેવાને તૈયાર થયલા દાદની જબાન શાહજાદી ગુલશીરીનાનું પાક નામ બોલી અને તેના જઇફ જાને તેનો અફશોશ ખેંચ્યો, મગર જ્યાં લગી જાન ત્યાં લગી ગુમાન રહે છે; તેમ તે છેલા નામવર જંગી ઇરાનીની હાલત હતી. તે નામદારે હાલે પણ શાહજાદી ગુલશીરીનાનો બચાવ કરવા હીસાબ ખેંચ્યા. તે ત્યાં બાંગેબુલંદ બોલ્યો 'અગર આપણી નામદાર શાહજાદી ગુલશીરીનાને આપણા કોઇ માહ ઇતબારી પેહેલવાન ને લશ્કરની ન્હાની ટુકડી સાથ તુર્કસ્થાન દરમ્યાન ત્યાંના બુજોગ શાહના બુલંદ આશ્રામાં રવાના કરી હોય, તો ત્યાં આપણી સાસાન્યાન અવલ ઓલાદની નેક ખાનદાનની શાહજાદીને જીંદગી લગી કોઇથી એલજામ પોંહોંચનાર નથી. અગર તુર્કસ્તાન નહીં જવા ચાહે ને હીંદુસ્થાન જાય તો તે પણ બેહતર છે, કે ત્યાં આપણા ન્યાગાનોનાં ટોલાંઓની આજ હાકમી ચાલેછે તેમ તે આપણા દોસ્ત મુલકમાંની બોહલી જમીનમાંનું એક ખુનું પસંદ કરીને ત્યાં આપએખત્યારીથી આપણા અમલની સ્થાપણા કરી હોય તો આકેબત હાંસલ છે. હવે આપણા વતન ઇરાનને છેલ્લી શલામ કર્યામાંજ શાહજાદીની શોભા જલવાયા જેવો સાર જણાય છે. હવે ઇરાન ને ઇરાનીઓ બન્ને એકબીજાથી એવા જુદા ને દુર થશે કે જમાનાના જમાના જેહાન ઉપર વહી જશે ને શાહાનશાહાતોના શાહાનશાહાતો ફાની ખાકનશીનો દરમ્યાન ગુજરી જશે, મગર ઇરાનને ઇરાની મલનાર નથી. ઇરાન જીતવાની બાજી તો દસ્તથી ગઇ, મગર ગુલશીરીનાને સલામત ઇરાન બાહેર કાઢવાની બાજી તો દસ્તથી ગઇ નથી. ગુલશીરીનાને સલામત ઇરાન બાહેર કાઢવાની બાજી તો હજી આપણા દસ્તમાંજ છે.'

"પછે દાદે પોતાની પાસે બેસાડેલા શાહજાદા શાપુર તર્ફ જોઇને ઘણા આરજુમંદ ચેહરે શાદજાદી ગુલશીરીનાને લઇ તુર્કસ્તાન કે હીંદુસ્થાન બેમાંથી એક પાદશાહાત તર્ફ રવાના થવાને અર્જ કરી; મગર મોતના ખ્યાલમાં ગરક તેમ જેરીના સબબે તદન નાઉમેદ થયલા શાહજાદા શાપુરે પોતાનુ સર ખાકમાં નાખીને તે અર્જ કબુલ કરી નહીં. શાહજાદો બોલ્યો. 'ઓ મોટા દાદ, મ્હારી નાફરમાની માફ કરજો, હું હવે ઘણો જઇફ

થઇ ગયો અને મ્હારા બદનની રગેરગ નાઉમેદીની સુસ્તી ફેલાઇ ગઇ. હવે મને મ્હારાં વતનમાં મ્હારા છેલ્લા જંગી વતનીઓ દરમ્યાન મ્હારા ન્યાગાનોની શાહાનશાહાત તારાજ કરનારા દુશ્મનો સામે મ્હારાં ઇરાનનો કીનો લેતાં અજલ પાંમવા દો. હવે બેચાર કલાક રહેલી જીંદગીને તાકાત નથી કે તે જાદા જવાંમરદીની જોખમદારી માહે ઉતરે ને પાર પડે. હવે તો ઉમેદની વીજલી ગેબ થઇ ચુકી અને નાઉમેદીની શીહાઇ પંઠરાઇ; ત્યાં તે કાતેલ શીહાઇમાં બેચાર તરફરચાં મારીને મને આ ફનાઇથી કુચ કરી જવા દો. આ જંગનાં મેદાનમાં મોત સંગ એક ટક્કર ખેલનો દાવ ચલાવા દો.' આ કીનાનીની જબાન સાંભલીને મોટા દાદની ચશ્મ એક પલ વીંચાઇ, તેના જઇફ ચેહરા ઉપર અજલની શીહાઇ ફરી વલી.

"જ્યારે દાદે ફરી ચશ્મ ખોલી જોયું ત્યારે અવલ મ્હારી તર્ફ. મને મોતને મલવા જનારા તમામ બાકી લડાયકો દરમ્યાનથી પસંદ કર્યો અને પોતાના બન્ને દસ્ત જોડીને મને મોટી ઓજરખવાઇથી પોતાની છેલ્લી અર્જ ગુજારી 'ઓ મોટા ને ભલા ઇરાની, એટલી મ્હારાં મનની મુરાદ બક્ષવાને તું કબુલ થા. જામાસ્પ, આ જંગમાં જાન આપવામાં જે નામદારી છે તે કરતાં કરોડ ઘણી જાદા નામદારી આપણા સરના તાજ મીશાલની હકદાર શાહજાદી ગુલશીરીનાને બદકાર દુશ્મનોના દસ્તથી બચાવી લીધામાં છે. જંગી જામાસ્પ તું મને આજે આ વખ્તે મ્હારી અર્જ કબુલ કરી મ્હારી એકની એક એ ઉમેદ નવાજ અને છેલ્લી વખ્તે સરફરાજ કર.'

"હું આ અર્જ સામે કયા શખુન કાઢું? કેઇ આનાકાની કરૂં? દાદ જેવા ઇરાનના મોટા ખેરખાહ ને ફીરેસ્તે આદમને નાફરમાન થવું કે તાબે રહેવું; એ મને સમજાયું નહીં. મ્હારૂં મોહ બંધ રહ્યું. દાદ એથી ઘણોજ ખુશી થયો. તેના દીલમાં એવી તેજી આવી કે દીનદુશ્મનો શીરોઇના કીલ્લાને સરંગ પાડીને ઉડારવાનો મનશુબો કરતા હતા, તે જંગલીઓની એક છેલ્લી જંગથી એવી પાયમાલી કરવી કે મોતના ઘેરાયલા ઇરાની દીલાવરોની જંગની યાદગારી રહી જાય. પછે નામદાર દાદે મને બીજો હોકમ કર્યો:

'ઓ નામદાર જંગી, તું જેવો બજખામીના કીલ્લામાં પોહોંચે કે તેવોજ શાહજાદી ગુલશીરીનાને મ્હારી તર્ફથી નેક દુવા ચાહજે, અને મ્હારા હોકમ ઉપર શીતાબ અમલ નહી કરીને મોટા સપેહશાલાર રૂસ્તમ બીન ફીરૂજાને તમામ ઇરાન ને ઇરાનીઓની તારાજી કરી છે, તે સાર સમજાવજે. સપેહશાલાર રૂસ્તમ હોકમ માફક કુચ કરી નીકલ્યો હતે તો મોહાબ્યાને

બેશક રાહના દરમ્યાન મલ્યો હતે ; જો એમ થતે તો બીલકુલ બળખબામીની પાયમાલીનો પાયો પડ્યો હતે નહી અગર તે શીતાબ કુચથી સીસ્યા આવી લાગો હતે તો મોહાવ્યા હાથ બતાવ્યામાં ઓર ફસી પડીને ત્યાંજ જંગમાં ગુંટાયો હતે અને મોહાવ્યા જેમ ગુપચુપ દાવ સાંધીને બળખ ઉપર ઉતરી પડ્યો તેમ હું સીસ્યામાંથી છુટો થઇને બળખ આવી લાગો હતે અને આપણા ઇરાન ને ઇરાનીની આખર આવવા દીધી હતે નહીં.'

'પછે કેહજે શાહજાદી ગુલશીરીનાને કે ઓ શાહજાદી, ઇરાન જીતવાનો હજી વખ્ત હતો અને ઇરાની જોર ફાવવાને હજી વીલંબ હતો; મગર જેનો પાયો અવલ પડવો જોઇતો હતો, તે અવલ પડ્યો નહીં; તે પાયો શાદી હતી; અને જેનો પાયો આખરે પડવો જોઇતો હતો તે આખર પડવાનો ઠેડાવ રહ્યો નહીં, ને ઇરાન જીતવાની જંગ હતી. અને હવે આપણે પાયમાલ થઇ ગયા. ઇરાન હારી ગયા. તદન તારાજ થયા. ઇરાન ને ઇરાની બન્ને એખલાશનો ખાબ. બનનાર બની ચુકી. ઇરાન ને ઇરાનીઓ દીન દુસ્મનોના ભોગ ઠેડવઇ ચુકા. મ્હારી તકશીરની ક્ષમા ચાહું છું. ઓ મ્હારી તાજદાર કયશરા, ઓ અમારી જેહાનની અવલ સરતાજ તું તુરને ખુદાના આશ્રામાં મેલું છું ને આ છેલ્લી ઉમેદની મારી છેલ્લી દુવા ગુજારૂં છુ કે મજદાની મદદ ફલો ને દીન દુસ્મનો ફના મલો.'

"દાદના આ શખુનો પુરા થયા અને શીરોઇમાં દુસ્મનોની ફોજની ફોજ કુચ કરી આવી. શીરોઇનો કીલ્લો એક પડતલ મોટો શાહાનશાહી મેહેલ જોઇ લેવો. હાલ તે તદન વેરાન થયલો હતો. માત્ર મોતની ઘડીએ સેજ વીસામો લેવા ખાતરજ આ એકવાર ઇરાનની તવારીખને ઝલકાવનાર કીલ્લા દરમ્યાન દાદ પોતાની મુઠીભર ફોજ સાથ દાખલ થયો હતો. યજદેજર્દના છેલ્લા હાંદેસાના જમાનામાં આરબોના હાથે એ ક્યાની કીલ્લાના તમામ આતશખાના, મેહેલો, રાજદરબારો ને અદલગાહોની તારાજી થઇ ગઇ હતી. કોઇપણ ઇરાની મકાન બચ્યું હતું નહીં કે તે ઉપર હાલની ઉલટેલી આરબ ફોજોનો કોફ ઉતરે? એક કીલ્લો બે ચાર કલાક જંગ રમત ખેલવા જેવો હતો; જ્યાં મોતના ઘેરાયલા એક હજાર ને ત્રણ ઇરાનીઓ, ઇરાનના બેકીમતી ખજાનાની કીમતના પોતાનો છેલ્લો દમ મેલવાનો એક જંગી ખેલ કરવાને તૈયાર થઇ રહ્યા હતા. આ એક ન્હાની ટુકડી; ગોયા એક દરખત જેને જમીનદોસ્ત કરવાને હજારો હજાર તુફાની પલીતો ઉલટીને ધુરકતા હતા. આ પલીતોની ફોજ દરમ્યાન તબ્રીજનો આરબ હાકમ છેક નજદીક ધસી આવ્યો હતો. જે પોતાની કમાનમાં ખોસેલા તીરની નેમ દાદ ઉપર કસતો હતો. તેને જોતાં દાદે નામદાર શાહજાદા શાપુર તર્ફ જોયું કે શાપુરે

તે પલીત હાકમ સામે પોતાનો અસ્પ દપટાવ્યો. શાહજાદા શાપુરનો સાસાન્યાન પોહેલો ચેહરો જોતાં તથ્રીજના હાકમ ને તે સાથનું તેનું રક્ષક લશકર ધડીભર ચોંકી ઉભું રહી ગયું. અને શાહજાદા શાપુરે પોતાનો નેજો તથ્રીજના હાકમના દસ્તમાં ખેંચાયલી કમાન ઉપર લગાવ્યો. કમાનનું મોહ ફરી ગયું. તે છુટેલો તીર તેની જાતનાજ બીજાં લશકર દરમ્યાન બે ત્રણ આરબ સીપાહોને જખ્મી કરીને જમીન ઉપર પડયો. આ મામલો જોઇને તથ્રીજના હાકમે શાહજાદા શાપુર ઉપર સમશેર ખેંચી પણ શાહજાદા શાપુરે એક આરબ મારીને મરવાનું શરમ ભરેલું જાણ્યું. તે નામદાર પોતાના ન્યાગાનોના તરીકા મીશાલે ત્યાં જંગ મચાવીને તથ્રીજના રક્ષક લશકરની ટુકડીનો અંત લાવ્યો. આ ખેજાલત તથ્રીજના હાકમથી ખમાઇ નહીં. તેણે શીતાબ પોતાનો નેજો ઉઠાવીને શાહજાદા શાપુરના સેંકડો તર્ફથી જખ્મી થયલાં બદન ઉપર માર્યો. બીજો એક જરબ તેના મરોદ લેતા સીના ઉપર લગાવ્યો. ત્રીજો ગરદન ઉપર અને ચોઠો પેહેલુમાં, એ માફક પેદરપે ચાર જરબો મારીને શાહજાદાની જેહાન શીહા કરવા ચાહી; મગર શાહજાદો શાપુર એવા ચાર પાંચ નેજાના જરબોના સબબે જાનથી બેજાન થાય તેવો નબલો હતો નહીં. આ વખ્ત અજલ પાસે આવી છે અને જાન નામોશી ને નામદારી વચ્ચે હમનબરદી કરતો ઉભો છે; એ જાણીને તેણે તથ્રીજના હાકમની ગરદન ઉપર પોતાની ઝેરી પાણી પાયલી સમશેરનો એક કલાબાજ દસ્ત અજમાવ્યો. તે સપાટો જબરો ને મરદાનગીનો ખેલ કરનારો હોયાથી તથ્રીજનો હાકમ સેજ ઝટક ખાધા મીશાલે પોતાના રક્ષક લશકરીઓના લોહી દરમ્યાન રેલતો થયો. શાહજાદો શાપુર પોતાના દીનદુશ્મનને બેજાન કરી રહ્યો કે પછે તેના મગજમાં એક પછે એક ચકર આવવા લાગાં. હવે તેના તન ઉપર સેંકડો કારી જખ્મો થયાની અસર પોંહોંચી. તે પણ પોતાના અસપ ઉપર બે ચાર પાંચ પળ ડાબા જમની ડોલ્યો અને પછે એક મોટા ઝોંકા સમેત દીનદુશ્મનોના મુડદાંના ઢગ ઉપર તુટી પડયો ને મુડદું થયો.

"શાહજાદો શાપુર ને તથ્રીજનો હાકમ જંગમાં પડયા, તે વખ્તે બીજી બાજુ ખુરીશાનના હાકમ ને તેનાં જબરાં લશ્કરના જબરા ધુંજારા સામે હું લગભગ પાંચસો ઇરાનીઓની એક જબરદસ્ત લડનારી ટુકડી લઇ થયો. આ લડાઇમાં અમો જેટલા ગુંટાયા હતા તે તમામ ફક્ત હું એક કમબખ્ત શીવાય મેદાનમાં મુડદાં થઇ પડ્યા. હવે મુદઇઓના મસ્તાન ટોલામાં આપણા ઇરાની જોર ને જંગની જબરી દેહશત પેઠી. જે સમશેરબાજી આપણા ઇરાનીઓની આરબો દરમ્યાન ચાલી, તે એવી તો

આફતનાક ને અજલગાર હતી કે તેનું જોર જમાનાએ જોયું હોય તો તે વખતેજ. આ અમારી જંગ જોવાને ઘેરાયલાં આસ્માન ઉપર તે જેહાનની નુરી ખલકત જમાવ થઇ હોય અને અમારા કીના ને કેહેરથી હદ થયાની હવા ફુકાતી હોય એવો ત્યાં શીહાઇ પંડરાયાનો તોર જણાતો હતો.

"આ વખતે મોટા દાદને શીરોઇના કીલાના ભોયરાંમાં ઇરાનના શાહાન-શાહોના શરાબોના હજારો પીપો ભરી મેલેલાની યાદ આવી, તેથી તે કીલા દરમ્યાનની રદ થયલી નેહેરની નલીમાં ભરવા સારૂ મશગુલ થયો હતો. આ કામ તે નામદારે બાકી પાંચસો ઇરાની દલેર અથોરનાનો સાથ પુરૂં કર્યું અને હવે બીજા ઉલટી આવેલા આરબોના હોમલામાં એ બાકી ઇરાની જંગીઓ સેજમાં સાફ થઇ ગયા. દાદ, એકલો કીલામાં ને હું બાહેર. વખ્ત કેવો કે જાણે ક્યામતજ બરપા થઇ. આસ્માન કેવું કાલું થઇ ગયું ને સરજમીન કેવી અંધારી બની ગઇ. જાણે અલમોની દુન્યા ઉપર અહેરમનો ઉલટી ફાવ્યાનો રંગ મચ્યો. વાએજેહાન દાદે, બેહરામ યજદની બંદગી કરીને તેની મદદ માગી અને એક હજાર શાહમુર્ગો આસ્માન ઉપરથી ઉડી આવ્યા મીશાલે દેખાવ થઇ રહ્યો. તે તમામ શાહામુર્ગો દાદ પાસ આવી સર નમાવી ઉભા. ત્યાં તેઓ દરમ્યાન કેવી જબાન બોલાઇ અને શું ઇસ્મ મચ્યું તે હું તેઓથી ઘણો દુર તે કસુ સમજી કે જાણી શકયો નહીં. આગલ હોતે તોપણ દાદના તરીકા ઉપર હું કાંઈ આપણા તંત્ર મંત્ર દરમ્યાનની રીઆજતને પોંહોંચ્યો નહીં હતો કે તેથી વાકેફ થતે. અંતે આ સો શાહ-મુર્ગો સાથ દાદ વીજલી મીશાલે તમામ કીલાને નાંકે નાકાં જોઇ ફરી વળ્યો. એક જેહાન લરજ્યા મીશાલનો ઢપકારો થયો. મને ચેતવણી મલી. હું છુપા માર્ગ માહે ગરચો. તે વખ્તે મેં એક આસ્માન સાથ જમીન ઉછલ્યા મીશાલનો એક અવાજો સાંભળ્યો; જ્યારે હું હવા ખાવા ભેદી માર્ગના મુરઝાન જંગલના ખુલ્લા વેરાન માહે નીકળ્યો, ત્યારે ત્યાંના પાહા-ડના શીખર ઉપરથી મેં શીરોઇના કીલા તર્ફ મ્હારી નેઘા કરી તો ત્યાં ના તે કીલ્લો જણાયો કે કાઇ લશ્કર કે લઢાઇની હીલચાલ. ગોયા ત્યાંની જેહાંનને આકેબતની નીંદ આવી હોય અને રોઝે અવલથી તે તર્ફ કોઇ આદમ અવતાર કે કદમ આસ્કારા થયું નહીં હોય એવો એક સલગ પાતાલ કોહ મીશાલનો શીકા ગાર ત્યાં જણાયો. સીસ્થાની જંગ ને દાદનો અંત આ મીશાલનો આવ્યો છે. હું એક કમનશીબ મ્હારા હમશીરીકો સાથ બેવફા થઇને ત્યાંથી નાહાસી આવ્યા જેવો પોતાને જોઇને હાલે બે-સુમાર શરમીન્દો થાઉં છું. મ્હારી નામદાર શાહજાદી જનાબ હું મ્હારા સપેહશાલાર દસ્તુરાન દસ્તુર દાદનો હોકમ બજાવવા હાજર થયો છું. જ્યાં

લગી ત્યાંની જંગ તમામ ખલાસ થાય ત્યાં લગી ત્યાં મ્હારા ન્યાગાનોની ઓલાદની હકદારના ઇરાની પાદશાહાત ઉપરના દાવા ખાતર જંગમાં ઉતરૂં ને મોટા મોહાબ્યાના જબરા ધુંજારાનો સવાદ ચખાડું."

જાશુસ બનેલા જંગી જામાસ્પની જુબાનથી મોટા દાદ ને શાહજાદા શાપુર ને આથોરનાન દીલાવર લશ્કરનો દીન દુશ્મનોની જંગમાં આવેલો અંત સાંભળીને નશીબાની તદન નાઉમેદ થયલી ગુલશીરીનાએ જારી કરી. ગુલબદાર ને તે સાથ બીજી શાહજાદીઓએ પોતાની શાહાનશાહજાદીની માહેનમમાં મોહ ને ચેહરા ગરક કર્યા અને સામે ઉભેલા દીલાવર આદરબીજાની જંગીઓની જબાન ઉપર અફ્શોશના અવાજ ગાજ્યા. પણ હવે કોટની સફીલ ઉપરથી આદરબીજાની લશ્કરે આફતની નીશાન ઉડારી. તમામ બજખઆમી મોતના ચોધરદમ મારાથી તારાજ થવામાં કસુ બાકી નહીં હતું, ત્યાં મોહાબ્યાનું લશ્કર કીલ્લાની સપાટી લગી સીરીઓ બાંધીને ઉપર ચઢી આવ્યું. ઇરાની ને આરબસ્તાની હાથો હાથ કુસ્તીબાજીમાં મસ્ત દેવજાદ મીશાલ વલગી પડયા. ગોયા કોટની સપાટી કુસ્તીનું મેદાન બની ગયું. મોતના ખેલની કુસ્તી માહે એક બાજુ જંગી ઇરાની ને બીજી બાજુ ઝનુની આરબ પડવા લાગા. જાન સલામત ને હાડકાંનો ચુરેચુરો થયલા હજારો આરબોનો એક વખ્તે ઉઠનો પોકાર કેવો દેહશતનો દોર ચલાવે, તે લડાઇના મેદાનબાજોનેજ ખબર પડે. અને જંગી ઇરાનીને તો અંતે મોતને મેદાન પોંહોંચ્યા વગર છુટકો નહીંજ, તેથી તે ગમે એવો દોડરો થયા છતાં બીજા તાજા હરીફના હાડ સાથ વીટલાઇ જઇ હઝદાં મીશાલે વલ ઉપર વલ લેઇ સંગીન બદનના નવા આરબનો એવો ગલખરો ડાબતો કે મરતાં ના હાર કે જીવતાં ના કરાર એવી તેની હાલત થતી. આ જંગ જબરી ચાલી. બજખના કીલ્લામાં હજારો હજાર આરબો ચઢી આવીને જેતું જેતું જહનુન તેવી તેની જુમબેસ. ગોયા આદમીથી આફત આવી હતી નહીં પણ અબલીસોથી આફત ઉલટી હોય એવો અફ્શોશકારક હીંગામ ત્યાં હતો. આ વખ્ત સપેહશાલાર રૂસ્તમને સર તેના રદી નામને રોશન કરવાનો શીતારો બેઠો હતો કે કેમ, તેમ તે જંગીઓના મોટા સપહશાલારે પોતાની સમશેરનો ખેલ જારી કરચો અને જંગી જામાસ્મ, અરે તે તનબદન રૂંવે-રૂંવે રેજરેજ થયલો ને નાઉમેદીની કંટાયલી શીકલ બનેલો એવો તો શાહજાદી ગુલશીરીનાના ખરા હક ખાતર મોહાબ્યાના મસ્તાન ને ખુનખાર લશ્કર દરમ્યાન કતલ ચલાવા લાગો, કે તમામ કતલ થયલાં ઇરાની લશકરના શીપાહોના પાક રવાન ગુરથમાન બેહસતથી સાબાસ સાબાસ પોકારતાં હોય, એવો તેની જંગનો જશ ગવાવા લાગ્યો. ઇરાની તે એનું

નામ, કે જેની જંગ ને સમશેર ને દીલાવરીનો સુમાર નહીં રહ્યાથી કોટ ઉપર ચઢી આવતું આરબ લશ્કર ડર ખાઇ ગયું. ઘડીભર બજખબામીના કીલ્લા ઉપરથી કીરતારનો કોફ કમી થયો હોય એવો એક રોશન હીંગામનો શીતારો તલુ થયલો જણાયો.

કીલ્લાની સરીલ લગી ચોવીસ ફરતી સીરીઓ બંધાયાથી તે તમામ ઉપર આરબ લશ્કર કીડી મીશાલે ઉભાઇ જતું અને જંગની જેહાન લરજાવનારી ચીચ્યારી પાડતું તે ઇરાની જોર ને જંગ જાનફેશાનીથી આ વખ્તે જેવું ઝાખુ પડયું તેવું તો તે કોઇ વખ્તે પડયું હતું નહીં. જંગી રૂસ્તમ બીન ફીરૂજાન પોતાની આદરબીજાની ફોજોની ફોજ સાથ આ છેલ્લી જંગમાં જેવો જબરો ને ખુનખાર સમશેરબાજ જણાયો, તેવો તે આગલી કોઇ લડાઇના હીંગામમાં આસ્કારા થયો હતો નહીં. જહનુની આરબોએ રાતનો હીંગામ નજદીક જોઇ ગુરૂજ મીશાલની મસાલો રોશન કરી અને મગજમાં ખુબ ધુંઇ રાખી કે આ રાતેજ કંઈ પણ રીતે બજખબામીનો કીલ્લો તારાજ કરવો. કઇ કઇ તર્ફ તો આતશની આશ્નાઇ ચાલી ચુકેલી અને આગના ભભુકા ઉઠી રહેલા, મગર મોતનો શીકાર થયલો ઇરાની તેની કસી પણ પરવા વના આંખ વીચીને લડતો રહ્યો. પલકે પલક સો સો આરબો કીલ્લા ઉપરથી ગગડી પડીને સીરી દર સીરીએથી બીજા આરબોને લઇ છેક ટલ્યાં ઉપર પછડાઇ બેજાન થતા રહ્યા. બજખબામીમાં પલકે પલક ચાલેલી મરકીના ભોગ સો સો બુજોર્ગ ને બચ્ચાંઓ થઇને ત્યાં તો માહેતમ ને માહેતમજ ચાલી રહી હતી. રૂસ્તમ બીન ફીરૂજાન રાતનો હીંગામ થતાં તો હજારો જખ્મોથી ગોયા મોતનો બંદીવાન થયા મીશાલે જંગી આદરબીજાનીઓ સાથ દીન દુશ્મનોના ઢગના ઢગ મુડદાં પાડતો રહ્યો.

મગર યાહોમ દસ હજાર દમની એક સલગ ચીચ્યારી પડી. બજખબામીનો કીલ્લો ગોયા બોલતો થયો હોય તેમ તેના જીગરમાંથી માહેતમ ચાલુ થઇ. એકી પલકે દસ હજાર સમશેર હવામાં ઘુમી અને એકી પલકે હજારો ગરદનફરાજ જંગીઓની ગરદન કપાઇને સર હવામાં ચકર ખાતાં ખાતાં કીલ્લાને ટજ્યે ચાલ્યાં. ઇરાનીઓના ઇકબાલનો હીસાબ નકી થયો. રૂસ્તમ બીન ફીરૂજાન કીલ્લા ઉપર બેજાન થઇ પડયો. તેનું મુડદું મુદઇઓએ ઘસડી લઇ જવાનો એક જોર કર્યો. આ વખ્તે ઇરાની ને આરબ લશ્કરને નોક જાલવવાની જંગ લાગી. ઇરાનીઓ પોતાના મોટા સપેહશાલારનું મુડદું ઘસડી જતા મુદઇઓ ઉપર પડ્યા. મુદઇઓ પણ જાનની પરવા વગરના થયા હતા. એક કલાક સુલતાની જંગ મચી મગર બન્ને બાજુ નાશીપાયશ રહી હતી. આખરે એક આરબ જંગીએ

પોતાની કમરમાંથી ખંઝર ખેંચી કાઢીને ઇરાંની સપેહસાલારનું સર કાપી લીધું કે બદન ઇરાનીઓ અસ્તક હોયાથી તે વગર ધરનું તેઓના કબજામાં આવ્યું. અફશોશ હવે વધ્યો તેની હદ ક્યાં લાગે? આરબોએ રૂસ્તમનું સર નેજાની નોકમાં ખોસીને કીલ્લા ઉપર ચઢાવ્યું. તમામ બજ્ખબામીની જબાને જેહાનનું જીગર જખમી થાય એવી માહેતમ મચાવી. નાતરસ મોતને પણ રેહેમ આવે તેવી તે વખ્તે દીલાવરોની છાતીનો જોસ ઉઠયો. જંગી જામાસ્પે કપાલ ઉપર ત્રાપ મારી અને ગુલશીરીના પોતાની બાકી બાનુ મંડલ સાથ પોતાના જંગી સપેહશાલારના મોતનો ગમ રડી.

હવે ઇરાનીઓના આખરના ગમનો કીનારો ક્યાં લાગવાનો? સપેહશાલાર રૂસ્તમના મોત સાથ બજ્ખ દરમ્યાનની આદરબીજાનની જંગી ફોજનો પોનો ભાગ તારાજ થયો હવે બાકી ભાગ સાથ જંગી જામાસ્પ કોટ ઉપર હાજર હતો. મુદઇઓએ રૂસ્તમના સરને નેજા ઉપર ખોસીને ખુશાલીના પોકાર ખેંચ્યા છે. ચોધરદમ સલગેલી મશાલોથી રોશની મોતનો સાલ્લો પેઠી ત્યાં પોતાની દેહશતમંત ઝલક ફેકતી હોય તેવો ઘેરો રંગ ઝલકે છે. મુદઇઓની ભારી ખુવારી છતાં નવાં બીજાં મુદઇ લશકરોના આવ્યાથી ઓર વધારો થતાં તેઓની જંગ દમબદમ જાદા ને જાદા ફતેહમંદ ઉતરતી ચાલી.

મધરાત લગીમાં તો આ જંગ ગોયા આસ્માની ગજબ મીશાલનો પોતાનો દોર ચલાવી રહી. બાહુરીથી દરેક ઇરાની પોતાના દમની છેલ્લી ઘડી તલગ જંગ દરમ્યાન નીભ્યો અને પોતાના એક જાન ને બદન સારૂ મુદઇઓના દસ બદન ને દસ જાન લેનારો રહ્યો, તોપણ હવે ફક્ત જામાસ્પ ને સો ઘણા બુઢા બુજોર્ગ કીલેદારોજ બચેલા હતા. લખ્ખો લખ આરબ સીપાહો કોટ ઉપર ચઢી આવ્યા હતા. ચારે તર્ફ આગ લાગ્યાનો સુમાર રહ્યો હતો નહીં. આ દેખાવ જોતાં જામાસ્પે કહ્યું 'મ્હારા બુજોર્ગ હમશીરીકો હવે બંદગી વગર આ જંગમાં બીજો ઇલાજ અજમાવવાનો રહ્યો નથી. બંદગીથી મદદ થાય તો થાય બાકી હવે થઇ ચુકું. તમામ બુજોર્ગ કીલ્લેદારોએ એ સંગીન મત કબુલ રાખ્યું.'

જામાસ્પે અવલ તીર યજદની બંદગી કરી, અને ચોતર્ફ આતશના શોહોલામાં વીટાઇ જતા બજ્ખબામીના કીલ્લાનો બચાવ ચાહ્યો, અને બુજોર્ગ કીલ્લેદારો એક પછે એક તે આગ હોલવવામાં યજદાનના નામથી જીગર ઉપર દસ્ત મેલી રહ્યા. તેને થોડીક સાયત ગુજરી કે તીરયજદ બર્ફનો વરસાદ વરસાવવા લાગ્યો. બર્ફના ગોલા ને ગોલા આસ્માન ફાડીને જેહાન ઉપર

તુટી પડતા હોય એ મીશાલે મજદાની મેહેરબાની ઉતરી, તેથી આરબ લશકરના લશકર તે બર્ફના વરસાદથી પોતાનો બચાવ કરવા ખાતર જ્યાં સરને બચાવ મલે ત્યાં ત્યાં ભરાઇ જવાં લાગાં. જામાસ્પ એ બંદગીમાં લગભગ બામદાદ લગી મશગુલ રહ્યો અને બર્ફના વારસાદથી તમામ બળખઆમી જલી બલી ખાક થતું બચ્યું.

જાણે બળખ મોતનું મેદાન હોય તે મીશાલનો તેનો હાલ મામલો નજર આવવા લાગો. કીલ્લા ઉપરથી લોહીનો વરસાદ વરસ્તો હોય એવો કીલ્લા ઉપરના લોહીલુવાન મુડદાંઓના લોહી સાથ બર્ફનું પાણી મલીને ત્યાંથી ધમધુકાર ખુનની નદી વેહતી હોય એવો તલેસ્માતી તમાશો દેખાતો હતો. આ તલેશમાત દરમ્યાન ગુલશીરીના પોતાની બાકી લડાયક ત્રણુસે બાનુંઓની ફોજ સાથ તે કીલ્લાની સરીલ ઉપર કુચ કરતી આવી.

ગુલશીરીનાની ખુબસુરતી કે જુવાનીનો બાહાર તદન ગુમ થયો હતો. ફક્ત હાંડકાનો આકાર ગોયા પલીત સમ બની જઇને એવો દેહસ-તમદ બન્યો હતો કે ફક્ત તે ઉપર નેત્રા જતાંજ જાન માહે લખલખાં ચઢવ.ને સરૂ થાય. તન ઉપર પોતાના ન્યાગાનોમાના મોટા ન્યાગાન આદેલ નોશીરવાનનું બખતર પેહર્યું હતું. સર ઉપર તે કેસરાનુંજ લડાયક તોપ મેલ્યું હતું. કમરમાં એક સાંકલની કમરબંદમાં એક પોલાદની ઝેરી પાણી પાયલી તલવાર સાદાં પોલાદી મ્યાનની લટકતી હતી. તેના હાથમાં કયાનીઓના જમાનાની ચાંચી કમાન ધરેલી અને ખભે ઝેરી તીરનો ભાથરો લટકાવેલો હતો. તેની ચશ્મમાંથી ઝલક જતી રહાને તેમાં આતસ્યા ઘેરો રંગ પુરાયો હતો. તેની શીકલ તદન ફેરવાઇ ગઇ હતી. તે પાસ રેહનારી ને મસલહત આપનારી રાત દીવસની વસેલી બાનુંઓ ને શાહજાદીઓ પણ તે આગલી ગુલશીરીના છે એ ઓલખ ખાતરીથી આપવાની હીમત કરી શકે નહીં એવો અજાયબ ફેરફાર. અરે કોઇપણ માને નહીં કે તે એક મરદ નથી ને ઓરત છે એવો ગુલશીરીનાનો કરક આકાર ફેરવાયો હતો.

તેમજ તે નામદારનું બાનું લશ્કર કોઇ બલાઓનું બન્યું હોય એવો મુદઇઓની દેહશતે તેનો ફેરફાર કરયો હતો. આ બાનું લશ્કરને મન નકી હીસાબ થઇ ચુકેલો, કે આ છેલા જંગમાંથી જીવતાં તો કદી પાછાં ફરનાર નથી. અને હવે જે જીવતી જીંદગીની સાયતો બાકી છે, તે માત્ર કોઇની પા કે અરધાજ બાકી. ત્યાં પછે રૂપ રૂવાની ને રંગ છોક રહે કેમ! અને લખ્ખો દીન દુશ્મનો, તે પણ લોહીના તરસ્યા, તે લશ્કરો વચ્ચે ફતેહ ફીરૂજગર ઉતરવાની ઉમેદ તે ક્યાંથી બંધાય? અંત નકી, તે પણ કેવો અંત કે મોત પાછલ ના ખાદીનું કફન કે માતીનું ઢાંકણુ. તે મોત પણ કેવું કે જે હાલ મુદઇ મુડદાંઆના તે હાલ તેઓનો પોતાનો. એ ખ્યાલજ કેવો કે જીવતો જીવ સેજેજ બેહોશ થઇ બદનમાંથી નીકલી જાય.

એ હાલતમાં તે બાનું લશ્કર ને શાહજાદી ગુલશીરીના હતાં, તેટલાં ફરીને મુદઇઓ કીલ્લા ઉપર ચઢી આવ્યા, ગોયા જમીનમાંથી ફુટી નીકલતા હોય તેવો ગજબ ઉઠયો એક જંગનો વંટોળ્યો ફુકયો. ચોગરદમ સમશેરબાજી ચાલી, પણ બાનું લશ્કરે તીરન્દાજીથી મુદઇઓને મરતાં લગી નજદીક આવવા દીધા નહીં જ્યારે છેલ્લી ગુલબહારે ચીચ્યારી મેલી ને છેલ્લો ખદંગી તીર છોડ્યા સાથ પોતાનો દમ મેલ્યો, ત્યારે બખ્ખબામીમાં એક ઇરાની સીપાહ કે સરદાર હૈયાત રહ્યો હતો નહીં. ના એક બાનું તીરનદાજ કે ના એક બુઢી ઓરત સલામત રહી હતી. ના કોઇ ખલકનો શક્ષ કે ના કોઇ લશ્કરનો શીપાહ. તમામ તારાજ તારાજ ને તાગજ ને તારાજ. તમામ ઉમેદ ઉપર આતશનો દસ્યાવ ફરી વલ્યો. શાહજાદી ગુલશીરીનાની તમામ બાજી ફોકટમાં ગઇ અને મોહાબ્બાએ તમામ ઇરાન જીરજબર કર્યું.

પણ છેલ્લી બાનું લડાયક એક ગુલશીરીના સલામત રહી. અને જંગી જામાસ્પને પેલા દાદની મોત વખ્તની ફરજ બજાવવાની, તેથી તે પોતાને બનતાં લગી બચાવવાને બંધાયલો, તે એક ફક્ત ઇરાની સપેહશાલાર બચ્યો. સપેહશાલારે પોતાની નામદાર શાહજાદીને ઘણી ઘણી સમજાવીને ઓજરખવાઇથી આરઓનો ભોગ થતી બચાવી લીધી જામાસ્પ મોટી મીનત ગુજારીથી પોતાની શાહજાદીને પોતાની સાથ કીલ્લાના મેહેલમાંના છુપા માર્ગે દીન દુસ્મનોના પંઝેથી છટકાવી નસાડવામાં ફાવ્યો.

એ રવેસ ઇરાનની છેલ્લી હકદાર શાહજાદી પોતાની તમામ બાજીથી નામુરાદ થયલી જઇફ જામાસ્પ સાથ ઇરાન સરજમીન ને સરહદને છેલ્લી સલામ કરી ગમખાર ચેહેરે બખ્ખના છુપે માર્ગે તુરકસ્તાન તર્ફ લાગેલા ગંજાવર કોહે અલબુર્ઝ તર્ફ ચાલી. પોતાના વતનને છેલ્લી નેઘા કરતાં તેની ચશ્મની રોશની બીલકુલ જાંખી થઇ ગઇ. એક આંધલા હાલતના ઇન્શાન ને તે વચ્ચે કસો તફાવત રહ્યો હતો નહીં.

શાહજાદી છુપા માર્ગે કુચ કરતાં છેલ્લા શખુનો બોલી, તે આ હતાઃ—

"આવ નાશીપાયશી હવે તું પુર બલ,
છે રોશન શીતારો થયો શીહા ચલ.
ઉતર્યો છે શાહાનશાત ઉપરનો અમલ,
કયાની તખ્તાતાજ ઉતર્યું જ અસલ.
ઉલાદ અસલથી થઇ છું આજ બાતલ,
બાતલમાં ઔર છું બાતલ શીકલ.
શીકલ તો ફરી ગઈ આતશની કાજલ,
કાજલ હજી બેહતર ચશ્મ થાય કાતલ.
કાતલ જ્યાં ચાલી જ્યાં સરજત સબલ,
ગીર્દેશમાં ગીર્ફતાર કજલ પર અજલ.
કરાર મને મોતના મેહેલમાંજ આ પલ."

---

# બાબ છેલ્લો.

[જામાસ્પ આવાં અર્દ્વીસુરની બંદગી કરીને રેલ ચલાવે છે-બઝ્ખબામીમાં રેલથી તારાજી-જામાસ્પ ને ગુલશીરીના અલબુર્જ ઉપર-જામાસ્પની છેલ્લી બંદગી ને મોત-ગુલશીરીનાનો ગમ-અલબુર્જના પાહાડનું ફાટવું-ગુલશીરીનાનો શ્રાપ-ગુલશીરીના કોહે અલબુર્જમાં ગરક.]

યજદાન, ઓ જેહાનના, જાનના યજદાન,
આ આફતમાં શું રાજી તું તુરે તુરાન?
કે તારાજ થાય તમામ જરથોસ્તી ઇરાન,
બરબાદ થાય આબાદ જરથોસ્તાન.
નામ નીશાન નાબુદ ને નાબુદ જાન,
છેલ્લી સલામ કરે ઇરાનને જબાન.
ઇરાનને જોય છેલ્લી ચશ્મ સાસાન્યાન,
હવે કાહાનીમાં ક્યાની-સાસાની ખુશરવાન.

બઝ્ખબામીના મેહેલના છુપા માર્ગમાં જામાસ્પ ઇરાનની હકદાર શાહાનશાહજાદી ગુલશીરીનાને લઇ ચાલ્યો, તે પાછલ આરબ લશકર ધુસની ધુસ તે છુપાં મુખ ખુલેલા માર્ગ માહે દાખલ થઇ. શીહાગાર મીશાલના માર્ગમાં એ ઇરાની જાન, જોર ને જીગરના અવલ આબવાલા પાછલ હજારો આરબોની ધમાલ પડતાં બચાવના કારી ઉપાય લેવાને અગર વીલંબ થાય તો પછે થઇ ચુકું, તેથી જામાસ્પ ચોંકયો અને જહુન નદીની નેહેરના નાકાં ઉપર આવી લાગતાં આવાંઅર્દ્વીસુરની બંદગી પઢવા લાગો. તે મનમાં બબસ્યો ને હાથના ઇશારા કરી રહ્યો. તે મોટા આથોરનાને મોટી ત્સાજતથી નેહેરને સજીવણ કરી. પાછલ દીનદુશ્મનોને થોડે છેટે દુર જોઇ મંત્ર અવાજની હદ રહી નહીં. જંદ પદ ને જબાન હદ બન્ને દરમ્યાન જીવતો આતશ રોશન થયો. ગુલશીરીનાએ પણ નવધાર ચશ્મથી અહુરામજદાને અર્જ કરી અને આ શીહાગાર દરમ્યાન હેવાન મીશાલના મોતે પીસાઇ જવામાંથી બચાવ ચાહ્યો. પળ આ વખ્તે કેવી કીમતી ને કામની હતી કે જો જામાસ્પની બંદગીને બારેતાલા કબુલ રાખવાને એક તે પળ વીલંબ થયો તો જોઇ લેવી તે છેલા બે અવલ આબના ઇરાનીઓના બદનની હાલહવાલી. એક પલ માત્ર બાકી હતી. આરઓની ધુસની ધુસ તે બન્નેનો ચુરો કરી નાખવાને, તેટલાં તે નેહેરના નાકાં ઉપરનો સંગ માહ જોર કરીને જામાસ્પે ખીસા-

ડતાં ને ગુલશીરીનાને બાજુમાંથી પકડી મોટા કોહે અલબૂર્ઝ ઉપર જવાને રસ્તે ફરી જતાં એક જબરો અવાજો થયો. જાણે પાતાળનું મોહોડું ત્યાં ફુટી નીકલીને ધસી આવતી આરબોની ફોજ ઉપર દસ્લાવ ઉલટી આવ્યો હોય એવી રેલ આવી. જહુન નદી તે પડત નેહેરના સાધને પોતાનો કોફ વરસાવવા ગોયા જંગમાં ઉતરી હોય એ મીશાલે હજારો આરબોને પોતાની સાથ તાણતી બબખબામીમાં આવી. ગોયા શેહેર તે નેહેરના યોગે જહુન નદીની કોઇ શાખા હોય એવો રંગ બન્યો. જીત મેલવી રહેલું આરબ લશ્કર પોકાર ને તુફાન કરતું ત્યાંથી નાહાસવા લાગું પણ કીલ્લામાંનું તમામ લશ્કર તે રેલમાં તણાઇ તારાજ થયું. આ રેલથી તમામ બબખબામી પાયામાલ થયું. શેહેરમાં દાખલ થયલું એક પણ આરબ તન સલામત રહ્યું નહીં. અને બાકી રહેલા તમામ ઇરાની કારીગરીના મહેલોના ભાગ ને કીલ્લાના ખંઝર એવા પાયામાંહેથી ઉખડી ગયા કે ત્યાંની જીત ઉપર મગરૂર થવાને આરબોએ ઓર પોતાને શરમીન્દગી હાંસલ થયલી જોઇ.

થોડી સાયત ગુજરી કે જામાસ્પ શાહજાદી ગુલશીરીનાને લઇને આશ્માનમાં પેવસ થતો હોય એમ અલબૂર્ઝની ટોંચ ઉપર નીકલ્યો. જાણે તમામ જેહાન એક ગોલ દાનો હોય તેમ તે બે તારાજ થયલા ઇનશાનોની ચશ્મમાં સમાઇ ગઇ. જામાસ્પ બોલ્યો 'અરે અહુરમજદાના અજમતની ભરપુર જેહાન, તું ખાતેર જેઓ જંગ ને કીનાથી ખુનની નેહેર ચલાવે છે અને વગર હાંસલની ખુનામરકી ને વેરમાં પોતાનો દસ્ત લંબાવે છે, તે હારેમન ખવાસ ને સેતાન સીનાના શક્ષોને ત્યાં આવીને પોતાના લોભ ને મતલબનો ચીતાર જોવો જોઇએ કે જે નામદારી ખાતર જેહાન ટલ્લે ઉપર કરવાની ખુનશ ચઢાવ્યામાં આવે છે તે તો એક પક્ષીની આંખના જીના ડોલા જેવી નીર્જીવ ને ન્હાની છે. તેનો ધાત ફકત તસબીના એક દાના જેવો છે. અરે નથી તે દરમ્યાન અજાયબીનો રોશન રંગ ઝલકતો કે નથી તેના રોબનો ઢંગ ફરકતો. ગોયા ફાનસમાં ઝલકતા ચેરાગ સમ એક નક્ષ શીવાય જાન ને ગુમાનની ચીકાર જેહાન શું છે? કંઇ નથી. એક ખાબ પણ હજી પાયદાર તેટલી તે નાપાયદાર છે. એવી નીર્જીવ જેહાન સાથ જેહાનનશીનોએ પોતાના જાન બાંધ્યા છે અને અમન ચમનની ઉમેદ ઉપર ઇન્શાની તરીકાના તરેહવાર ઢંગ નીપજાવ્યા છે. મ્હારી નામદાર શાહજાદી, જોવો આ મજદાના માહાન મહીમા મીશાલના કોહે અલબૂર્ઝને અને એ ઉપરથી આ ચોખુન જેહાન બાબે તમો નામદાર ખ્યાલ કરો કે આદમી કેટલી શકતી ધરાવે છે? કાંઇજ નહી. તરહેવાર ઉમેદ ને ગુમાન દરમ્યાન છકી છકીને સેવટ પલ મીશાલનો અવતાર મેલી ફના થઇ જવું એજ. ત્યાંની

નાપાયદારી સાથ આદમીને હકતાલાએ જોડી લઇ તેના સર ઉપર એક વગર હદની આફતનો જુમ્મો મેલ્યો છે. એ આફતના જુમ્બામાં આદમજાત તરેહવાર કર્તુકના પાયા નાખે છે. તરેહવાર મગજ ને દાનેશના તરેહવાર ખ્યાલ ઉઠી ઉભા થાય છે; અને જેહાનને ઇલમના જોરે પીછાણનારા ફીલશુફોએ ઇન્શાનનો અવતાર તરેહવાર બદ નેક કેરદારના આધાર ઉપર ઠેડવી દીધો છે. જમાનો ગુજરયા જેટલો લાંબો વખ્ત અકલની ચશ્મમાં ફકત એક પલક છે. હાઃ હાઃ જીવતાં જીવત હું મ્હારા મજદા સાથ આશ્માનને લાગેલી અલબ્રુઝ ટોંચ ઉપર ચઢીને મલી જતો હોવું તેવો હું હલકો ને ખાલેશ થયો છું. જાણે આ હલકી ને પાક હવા મ્હારાં પીરાનપીર મીશાલના અશક્ત બદનની તાકાત નથી કે સોસી શકે. અરે આ નાતવાનીમાં મને મ્હારાં આવતાં મોતની બશારત થાય છે. અરે આ ફીરદુશ મીશાલની હમેશાં બર્ફથી બરસ્તુમ લેતી અલબુઝની ટોંચ મ્હારો સદાનો મુકામ થાયછે; એ તો મ્હારા હારેલા ને કંગાલ જીવને ખુદાવંદતાલાથી એક માહાન નવાજેશ થયા સમ લતીજો મલે છે; પણ અરે આ અમારા શાહાનશાહોની ઓલાદની છેલી પરીજાદીનો કોણ વાલી? હાઃ હાઃ એક પછે એક દીવસો વધારે કંગાલ ને વધારે કાલા ગુજરીને આખરે મ્હારી જીંદગી તમામ થાય છે.

"અરે આજે તો એક રજાલ પણ ખુશાલીની મારા દીલમાં રહી નથી. એક સ્વપ્નો પણ નચીંતાઇનો આજકાલ મને થતો નથી કે આ પલેપલ ઠરઠર થઇ તુટી જતી જીંદગાનીને કાંઇ પણ તરેહથી નીભાઉં; જાણે નાઉમેદીનું લશ્કરજ મારી ઉપર ઉલટીને મારાં હાડેહાડ ગગરાવી ગજબ કરે છે. પલેપલ તે લશ્કર મારી ઉપર હોમલા લાવીને મારી કાયાને આબાદ ઘેરે છે. એક પલ મને આ મોત પખ્તે નચીંત રેહવા દેતા નથી. એવો તો મને ચોતરફથી ઘેર્યો છે કે કોઇ દુશ્મન લશ્કર દુશ્મનનો કીલ્લો ઘેરીને રાતદીન આતશ ને હથ્યારનો મારો જારી રાખે તેમ એ લશ્કરે મારી ઉપર એવો તો જબરો લાગુ પડતો મારો જારી કર્યો છે, કે આજ હું ગમના સાલામાં જરાતરા પણ પોતાને નીભાવી શકયો નથી. ગમે મારૂં મન, મારા જુસા, મારા કામ ને મારી લાગણીની લગામ પોતાને સ્વાધીન લીધી છે, અને આ કારી મોતના મારામાં મારી રખેવાલી કરે છે. અરે મોતના માહ કવખ્તના મેલાપથી મ્હારાં તમામ હાર ધુંજેછે. આજ અસલની અકલ તો ગઇજ, આજ અસલનું અસલપણું તો રહ્યું નહીંજ. નહીં રહ્યું તે જોર કે નહીં રહ્યો તે જુસો અસલનો, અને અરે સંધી બારેવાતીના ઉલટેલા તુફાનમાં મોત જે વખત જાએ છે તે વખતમાં પોતાની ફતેહનું બાકું ફુકીને આ ફનાઇથી મને ખેંચી લઇ બરબાદ કરશે. હવે રોજ રોજ નાઉમેદીના લશ્કરન

વેરાવામાં મારા બદનનો કીલ્લો જબરો મારો ખમ્તાં ગમથી એટલો તારાજ થયો છે કે હવે તેને મોતની દેહસતનો કસો ખ્યાલ પડતો નથી." પછે જામાસ્પે પોતાના પરવરદીગારની બંદગી ને આજુજી કરી:

"ઓ ફરેસ્તાઓના શાહાનશાહ, ઓ પૃથ્વીઓના શાહાનશાહ, તારા કંગાલમાં કંગાલ, નાવારેસમાં નાવારેસ તરફ તારી રાએતાની બખશેશની એક કણ ફેંકી દે હું કાલામાં કાલાં માનવીનો મોત એયામ ઉજલો કર. હું અંધાપામાં ઘેરાયલા ગાફેલની અકલ દેખતી કર. હું ગુમરાહીમાં ગોટાં ખાનાર ખુવાર ફનાને માર્ગે લગાડ. બંદાના રૂપમાં હું બનેલા બેફામને તું તાર, અને તદન હાલહવાલીમાં ઉજબક જેવા થયલા ઇન્શાનનો હેવાલ તપાસી લે.

"ઓ શેતારાઓના શાહાનશાહ, ઓ આસ્માનોના શાહાનશાહ, ઓ સુરજ ચંદાઓના શાહાનશાહ, ઓ નુર ઝળકાટોના શાહાનશાહ, ઓ શાહાનશાહોના શાહનશાહ, તારા ખુવારમાં ખુવાર, તારા એખલામાં એખલા તરફ તારી મદદની એક રજ ઉડાર, હું નેહેસમાં નેહેસ, નજીસમાં નજીસ માનવીના અંગને સાફ કર, હું જલાપા ને આફતમાં ઘેરાયલા ગુમની સુરત મોકલી કર, હું ખુની બનેલા બાવરાની બાંહ્ય ધરી બંદો કર, બંદાના અવતારમાંના હું હારેમનને ઉગાર, અને તદન બેજાર બનેલા બુબક જેવા થયલા જામાસ્પનો સવાલ તપાસી લે. મને હવે બરહક કરાર બક્ષ. મને હવે બરહક મોત બક્ષ."

ત્હારી મેહરબાનીથી આશમાનના ચકરાવામાં શેકાર ને શેકારી પંખેરા સાથે ફરેછે ને ઉડે છે ને હવમાં લાડ કરે છે. ત્હારી મેહરબાનીથી આશમાનની ખુદરતમાં ફીરેસતાઓ ને અહરેમનો પોતપોતાને મારગે જાવઆવ કરે છે. ત્હારી મેહરબાનીથી આશમાનના મૂલકોમાં જીન ને અબલીસો પોતપોતાને મૂલક રોબ ને રાજમાં ધીકે છે. ત્હારી મેહરબાનીથી આશમાનના ઝલકાતમાં પરી ને પલીતો પોતપોતાના તેજ ને સીહાઇમાં જીંદગી ગુજારે છે. ત્હારી મેહેરબાનીથી આશમાનના નૂરી બાગમાં પવનની ખુશબોદાર લેહેકી ને બદબૂદાર પવન અરસ પરસ મલતા રેહે છે. ત્હરી મેહેરબાનીથી આશમાનના ગૂમ્બજપર ફનાઇ ગુજરી જતો જાન ને ફનાઇ ગૂજારવા આવતો જાન મારગસર રાહ કાપે છે. ત્હારી મેહેરબાનીથી આશમાનના નૂર પાસ પરેજગારની પકીજા કેરદાર ને ગૂનેહગારની નાપાક કરણી સરખસણી કરતાં દરગાહમાં પડે છે. ત્હારી મેહેરબાનીથી આશમાનની હવામાં જીંદગી ભૂલેલો નાપાક ને જીંદગીનો આબાદ એકસાન તપાસમાં ઉમેદવાર ઉભા રહે છે. ત્હારી મેહેરબાનીથી આશમાનના ભેદમાં કજા ને અવતાર

એવા તો સરસ વેહેવાર ચલાવે છે કે જેહાનદાર તે કુંચી પામતો નથી. સ-રજતના ઝાઝમાં સવાર થયલો ઇનશાન સરજતના પવને સરજત માફક ખાલી કે ભરપૂર જીંદગાંનીની સફર કરતો ત્હારી મેહેરબાનીથી આશ-માનના મીનારા ઉપર ચઢવાને ચીનવદ પૂલના પાવરા ઉપરથી રસ્ના ને શરોશને હીશાબ આપતાં પાર પડે છે અને ઇનશાફ ને દયાના અમર નૂ-રની પનાહમાં ત્હારા તખત સામે આવી ત્હારાં નૂરના મસ સોહોલાને જોઇ બેહસતના બાગમાં ફરવા લાયક છુટકો પામતાં મીનોઇ ખુશાલી ને ખુશઓમાં ખાલેશ તોબા પઢતો શેહેલ કરે છે. હસ્તી ને આતશના હાકમ, હમે-શગીના બાપ, મ્હારો મોત ઐયામ આશાન કર.”

આ બંદગી આગલ ચલાતાં તેની જબાન લઠરી. તેની ચશ્મથી એક આસું પડયું. તેની છેલ્લી નેગાહ શાહજાદી ગુલશીરીના ઉપર પડી તેથીજ એક દીલના છેક ઉંડાનથી હાયનો શોહલો નીકળ્યો. એક પલ માત્ર. પલ પણ ક્યાં થઇ તેટલાં તેના બદનનો જાન અલબૃઝની ટોંચ ઉ-પરથી આશાન રાહે બેહસ્ત મુકામ તર્ફ ચાલ્યો.

વાહેજેહાન ગુલશીરીના ત્હારી હાલત ઉપર હેરેમનને પણ દયા આવે તેવી નાચારીમાં તું ગીર્ફતાર. તે પણ ક્યાં? જ્યાં માનવી તો પણ શું પંખીની તાકાત નહીં ત્યાં એકલ ના આધાર કે શરીક, ત્યાં તું બર્ફ ને હવા ને આસ્માન દરમ્યાન ગીર્દાપેજ. એવી હાલતમાં જ્યારે જેની કુમક ને મીનતથી શાહજાદી પોતાને ગીર્દેશમાં મેલનારનું રૂવાન પોતાની સામે પડેલું દરપલે જોયા કરે, ત્યારે કેવા તીક્ષણુ વીચારોની જુમબેશ જાનમાં જાગે? આખરે આફતથી હેબત ખાઇ ગયલી ગુલશીરીના પોતાને અર્ધી આસ્માન ને અર્ધી અલબૃઝ પર જોઇને માહેતમ કરવા લાગી—

આ મ્હારી જીંદગાનીના અમલમાં મારી કાયાની સંધી મોટાઇ ને સર્ફરાજી બેઅમલ થઇ મારી મોહીની પોતાના રૂપ ગુણ ને તેકમાં અટવાઇ છે. મારા ફાંટાં પોતાનાજ ઉપ્યોગે પોતામાં ફેરફાર લાવી રહ્યા છે અને જેઓ મારો ચેહરો જોવાને ટલપતા, તેઓ તમામ નીરાશી ને નાચારીમાં બેજાન થયા છે. મારી દરેક પલ પોતાની કીંમત માટે મગરૂર, તે હવે તો વખત પોતે બેહોશ ને દીવાનો થઇ ગયો હોય તેમ તે મ્હારી ઇજતની હરાજી કરાવે છે. મારા મગજની વખાણુ આજ નુકસાન ઉપર અધર લટકતી થઇ છે. જે વખત જાયછે તેટલામાં હું બેજાન નીચે પડીને છીન છીન થઇશ. અરે મારા મગરૂર જુસાઓ, અરે માહરા મગરૂર સખુનો, અરે મારા મગરૂર વહેવારો તમને હવે છેલ્લી શલામ. અરે મ્હારી મસત

આપએખત્યારી, જે મારા બદનને જેમ પહેલવાનને બખતર સંધી જંગી પંચાતીમાંથી બચાવે તેમ બચવતી, તે તો દુસ્મનોને દસ્ત ગઇ છે. તે હવે કોઇ પણ અજમતથી ફરી અસલતા પામનાર નથી. ઓ તે વખત કે જે વખતે હજારો નાલેસી ને નીરાસી, હજારો વેર ને વસવસા, હજારો હેરાનગતી ને હજારો હારમારીના બટ્ટા કેવલ મજાક જેવા લાગીને પવનની લેહેર માફક ઉડી જતા હતા, તે ઓ વખત તું કયાં ગયો? ઓ તે વખત કે જે વખતે ગમે એવી જંગ, ગમે એવી તારાજી, ગમે એવી હાર મ્હારા આ મનસે કસાંપણ વજનમાં ના ગણાતી; તેઓ જંગી વખત તું કયાં ગયો? તું કેમ ગયો ને મને આ કદી ન લાગે એવી નાહની વાતોથી કેમ નાહીમત કરતો થયો. આવ તું ઓ તે વખત અને મારા રખેવાલ માફક મારી આ બારીક હાલતમાં મારો દસ્ત પકડીને વેરાંન બ્યાબાંન ફેરવી લાવ. વેરાન બીઆબાન જયાં હજારો દરૂજો, પલીતો ને જીનો આદમની કોઇ પણ કન ચાખવા માટે ઇનતેજાર, તેવાં બ્યાબાનના વેરાન બીઆબા-નમાં મારો અવતાર જોનારને જુદો જણાય એવો કોઇ કરામતી પરદો મારા ચેહરાપર નાંખીને મને ત્યાં ફેરવી લાવ. દુખ દરદો ને હેરાનગ-તીના સરસમાં સરસ ચીતારોનો ભાષ મારા મનમાં ઠસાવ, આફત ને ઝં-જાલ્યતની જંગ મને નજરે નજર દેખાડ. મને પૃથ્વીના જેહેર, વેર ને કેહેરના ઉંદા માહસાગરોના ટલીઆં ને કીનારા બતાવ. મને ખરાબીના ઝરા ને પાયામાલીની નદીની રેલ બતાવ. મને આબરૂ ને શરમનો જંજીર ઢોકોયલો અવતાર દેખાડ. અરે મને સંધા તેજ પ્રતાપોના દેદાર દેખાડ કે મારૂં દીલ ધારૂં થાય. મને આજ હીમત ખોહી ખુવાર થતા ને જંજાલીની હાલતમાં આવતાં બચાવી લે. બતાવ મને માનવીના હાડકાના ચુસનારા પેલા દીન-દુસ્મન દેવ દરૂજો. આ બ્યાબાનના વાહે જેહાન વેરાનમાથી દરદ ને દુઃખે તારાજ થયલીનો હાથ પકડ. મારા આ લુટાયલા હકના વખતમાં જેઓ મારી આ હાલતથી હસતા ને ખીલતા ને રાજી થાય તેઓનો વધારે ને વધારે બરબાદી રોજ લાવ. હું હવે એકબાલ ફુટેલાં મસ્તક જેવી થઇછું. એકબી ખુશાલીનો તાર મારા દીલમાં રહ્યો નથી. એકબી ઉમેદની લટી મારા મનમાં કાયમ નથી. એકબી ઉમેદની આબાદીનું જુલફું મારા રૂખ ઉપર લટકતું નથી. હવે તે સંધી લેહેર ગુમ થઇ ગઇ છે. હવે હું કાંઇ નથી. અસલ મારામાં જે છે તેજ છે, જે તેજ હતું તે છે. તે છતાં વખતે મને તમાંમ સાંધે સાંધા નાઉમેદીની જંજીર ઠોકી છે. વખતે મારા તમામ હક ઇલાકા ને તખ્તતાજ લુટી લીધાં છે. વખતે મને માનવીના અવતારમાંથી કાઢીને હારેમન જેવી ખપાવી મારી સંધી રીતે ધુળધાની

કરી છે. હવે અરે તે વખત કે જેને મને સંધી નીરાશીમાં ટકાવી; તે ઓ મ્હારા જુવાન વખત, તું પાછો આવનાર નથી તો મ્હારી હૈયાતી કેમ કાયમ રાખેછે?

હવે ઓ નુરમંદ અમસાસ્પંદોમાં જેહાનની તમામ સરજમીનના માલક ઓ નુરી સહરેવર અમસાસ્પંદ, તું એક અજમતની કરમ બક્ષેશ કર. તું નુરીઓ દરમ્યાનના મોટી કરાંમતના સાહેબ, તું ઓ બુલંદાન બુલંદ, તમામ જેહાનોની જેહાનના પેદા કરનાર પરવરદેગારથી જમીનના મવકલ થયલા સાહેબ, ઓ મેહેર ભરેલા સરેહવર અમસાસ્પંદ, તું નુરી ઝલકાટ ફેંક, અને ત્હારી હકુમતના તાબેદાર કોહે અલબુઝ દરમ્યાન મને બંદ કર. મને હવે એક ઉમેદ ફક્ત મ્હારૂં શીતાબી ભરેલું મોત બક્ષ. ફાટ ઓ અશ્રાફ અલબુઝ. ફાટ ઓ આસ્માનના દોસ્ત અલબુઝ. ફાટ ઓ એકવારના ઇરાનના ખેરખાહ અલબુઝ અને ત્હારા શીહા પોલાણમાં સમાવી દે એક મીશકીનમાં મીશકીન નાચાર બેચાર ગમખાર બાનુને કે જે આલાદે કદીમમાં કદીમ કયાની ને સાસાની શાહાનશાહોની શાહાનશાહાતની ખરી હકદાર વારેસ, પણ હાલે બાતેલમાં બાતેલ ને કંગાલમાં કંગાલ ને ફનામાં ફના ને તારાજમાં તારાજ ને કમનશીબોમાં કમનશીબ ને ખાકશારોમાં ખાકશાર એક બર્ફના ઢેફાં જેવી હલકી ને પવનની લેહેકી જેવી તવાયલી ને શીહાઇ જેવી હીનાયલી છું તેને ઓ અલબુઝ તું ગરક કર' શાહજાદીને મુખથી આ શબ્દુનો અજાયબ અજમતી વખ્તે નીકળ્યા કે તે ફલવાને વીલંબ લાગો નહી. કયામત બરપા થયા જેવો અલબુઝને એક લરજો થયો. જેહાન ગમ ને માહેતમ રડતી હોય તેવો એક અફશોશ ભરેલો ભયનકર અવાજો નીકળ્યો. અલબુઝને પલમાં બાલી ખાક કરતી એક સલગ શોહોલાની વીજલી પડી. ગોયા જેહાન પોતાના પેટમાંથી ચીરાઇ ગયા સમ અલબુઝ આસ્માન ધ્રુંજાવનારી ચીચ્યારી મેલીને ફાટો! ફક્ત એક ખાસ શીહા પલ જમના તમામ લશ્કરને આશ્કારા કરનારી ગુલશીરીનાના આફ્ત ભરેલા જાનને કબજ કરવા સારૂ હકતાલાએ નવી પેદા કરી હોય એ મીશાલે તે પલનો ગજબ ઉલટયો. જીવતી ગુલશીરીના ને જામાસ્પનું મુડદું ફાટેલા અલબુઝમાં વીજલીના ઝમકારા મીશાલે ગેપ.

---

## જેહાંગીર બેજનજી કરાંણીઆએ પ્રગટ કરેલાં
## વાર્તા, કાહણી અને કથાના પુસ્તકો તથા પારસી નામાં:

| | રૂ. | આ. |
|---|---|---|
| રજપુત વીરરસ કથા, પુસ્તક પેહેલું. | | |
| રજપુત વીરરસ કથા, પુસ્તક બીજું, ૬ મોટી રજપુત વાર્તા... | ૧ | ૦ |
| રાજવીર કથા, ૨૦ વાર્તાનો મોટો સંગ્રહ................. | ૧ | ૮ |
| લોક કથા, ૨૧ ઘણી સરસ વાર્તાનો સંગ્રહ.............. | ૧ | ૦ |
| વીલક્ષન કથા ગ્રંથ, વાંચવાલાયક અજાયબ વાર્તા ......... | ૧ | ૦ |
| શાહનશાહ અકબર કથા ગ્રંથ, ૧૫ ચુંટી કાહડેલી વાર્તા ... | ૧ | ૦ |
| ગુલેસ્તાનનો આખો તરજુમો (આઠ બાબ સંપુર્ણ) ...... | ૧ | ૦ |
| બાગોબહાર અથવા ચાર દરવેસનો કીસ્સો ............ | ૧ | ૮ |
| 'ડાન કવાઝોટ'નો રમુજી કીસ્સો, વેલાતથી મંગાવેલાં સુંદર ચીત્રો સાથે, પુસ્તક પેહેલું રૂ ૨॥, પુસ્તક બીજું રૂ ૨॥, અને પુસ્તક ત્રીજું ................................ | ૬ | ૮ |
| 'ડાન કવીઝોટ'નો રમુજી કીસ્સો, આખું પુસ્તક, ત્રણે વાલમ સાથે બાંધેલાં, વેલાતથી મંગાવેલાં ૧૨૮ સુંદર ચીત્રો સાથે. | ૪ | ૦ |
| એક તબીબનો તવારીખ, પુસ્તક પેહલું (ત્રણ સરસ નાવેલો) | ૧ | ૦ |
| આફતાબી મીજલસ, ૧૨ પરીઓની અજાયબ જેવી વાર્તા.. | ૦ | ૧૨ |
| હાતમનામું, ૧૬ ચીત્રો સાથે, (સાત સવાલો પુરા) ...... | ૦ | ૮ |
| ઉપકાર કે અપકાર અને અનલરાય ને લાલબા, બે નાટકો | ૦ | ૪ |
| ચત્રીકાનામું અથવા ચીનના પાદશાહ અને મગરેબની શાહજાદીનો કીસ્સો; જેમાં ઘણી સરસ ને ભેદી વાર્તાઓ છે ...રૂ ૧ તથા | ૦ | ૧૨ |
| અરેબીઅન કીસ્સા, ચુટી કાહડેલી ઘણી સરસ વાર્તા ... | ૧ | ૦ |
| સાર શાકુંતલ નાટક, કવિ નર્મદાશંકર કૃત ............... | ૦ | ૮ |
| ફરામરજ નામું—બંને વાલમો સાથે મળી ૨૭૮ સફાનું મોટું પુસ્તક, જેમાં ઇરાનીઓએ હીંદુસ્તાન જીત્યું તેનો હેવાલ છે... | ૧ | ૦ |
| કેરસાસ્પ નામું—બંને વાલમો સાથે મલી ૪૧૦ સફાનું મોટું પુસ્તક થયું છે, જેમાં જંગી કેરસાસ્પના જંગોનો હેવાલ છે. | ૨ | ૦ |
| દારાબ નામું—કમપલીટ ૧૨૪ સફાનું એક પુસ્તક છે, જેમાં જંગી દારાબના અજાયબ જેવાં દાસ્તાનો છે, તથા રૂ૧... | ૦ | ૧૨ |
| પરસીઅન તેલ્સ અથવા ૧૦૦૧ દીવસના વાતા. ઘણી સરસ ઓરીયંટલ વાર્તાઓનાં ત્રણ પુસ્તક સાથે બાંધેલાં. | ૨ | ૦ |
| ઉનાહ અથવા પાપોનું પગલું એક ઈંગ્રેજી નૉવેલનો તરજુમો | ૦ | ૮ |
| એક તબીબની તવારીખ પુસ્તક બીજું, ઘણી સરસ ૬ નૉવેલોનો સંગ્રહ ................................ | ૧ | ૮ |
| સુગંધમાં સડો અથવા રંગેલું લાછન એક પારસી સંસારી વાર્તા................................ | ૧ | ૦ |

જેહાંગીર બેજનજી કરાણીએ પ્રગટ કરેલાં

# લોકોપયોગી સસતાં પુસ્તકો.

——:o:——

| | રૂ. | આ. |
|---|---|---|
| **ખુલાસે જાદુ**—૨૫૦ ખેલોનો મોટો સંગ્રહ, જેમાં તરેહવાર હાથ ચાલાકીના ખેલો, વિદ્યા કલાના અખતરાઓ, અને બીજી અજાયબી ઉપજાવનારી રમત ગમતો તેના ખુલાસા સાથે છે... | ૧ | |
| **દરેક માણસનો વૈદ અથવા દરદીનો દોસ્ત,** જે મધે દરેક દરદની ઉત્પતી, તેનાં કારણો, અને તેના ઉપાયો આપવામાં આવ્યાછે તથા ઈંગ્રેજી અને દેશી બંને જાતના પ્રીસક્રીપશનો આપ્યાંછે. અંગ્રેજી દવાના નામો ગુજરાતીમાં છાપવા ઉપરાંત ઈંગ્રેજી અક્ષરે પણ છાપ્યાંછે જેથી ઇંગ્રેજી દવા મંગાવતાં હરકત નહી થાય. ૩૫૦ મોટા સફાની ચોપડી થવા છતાં કીંમત ઘણી સસતી રાખીછે. રૂ ૨ાા તથા | ૧ | ૮ |
| **જીંદગી ભોગવવાની જુગતી**—જે મધે સંસારને તથા દુન્યાને લગતી તમામ નીતી વીશે ઉપદેશ આપેલા છે......રૂ ૧ા તથા | ૦ | ૧૨ |
| **યાદ રાખજો! આ રીતભાતનો રસાલો,** ગ્રહસ્થ સ્ત્રી તથા મરદને લાયકની દરેક રીતભાતો ને "એટીકેટ" એમાં સમાવી છે. | ૧ | ૦ |
| "**ક્રિકેટ**" તેના સર્વે કાયદા સહીત: જેમાં ૮ ચીત્રો તથા ૩ આકૃતીઓ છે. દરેક દેશી રમનારે આ ચોપડી જરૂર રાખવા જોગછે. | ૦ | ૪ |
| **પારસી લોકોના ધારા**—અંગ્રેજી તથા ગુજરાતીમાં, શેઠ સોરાબજી સાપુરજી બંગાલી, સી. આઇ. ઇ. ની સરેહ સાથના...... | ૦ | ૮ |
| **નારી દુ:ખ નીવારણ,** જેમાં દરેક સ્ત્રી ઉપયોગી દુ:ખ દર્દની જાણવાજોગ વીગત આપીછે ................................ | ૦ | ૮ |
| **પત્રપોથી,** છોકરીઓને કાગજ લખવાની રીતી શીખવનારૂં પુસ્તક. | ૦ | ૮ |
| **વીલાયતના કવેશ્વરો,** જેમાં ઇંગ્રેજી કવીઓની જીંદગી તથા તેમના લખાનોના નમુના આપ્યા છે ........................ | ૧ | ૮ |
| **વીલાયતનું રાજબંધન** જેમાં પારલામેંટની જાણવાજોગ હકીકત અને રાજદ્વારી બાબદોનો સામાવસ છે ............ | ૦ | ૬ |
| **હાજીબાબા ઇસફ્હાની**—ઇરાંની વાર્તા ........................ | ૦ | ૮ |
| **શાપુરનું કીસમત**—રમુજી વાર્તા .............................. | ૦ | ૪ |